# મધુ-માલતી

અથવા

## વીસમીસદીનું વિશ્વદર્શન !

## ભાગ ૩-૪

લેખક,

વ્રજલાલ જાદવજી ઠક્કર

અમદાવાદ.

પ્રકાશક,

કચરાભાઈ વનમાળી પટેલ

બુકસેલર અને પબ્લિશર

મ્હોટી હમામ, અમદાવાદ.

| | | |
|---|---|---|
| વિક્રમાબ્દ ૧૯૮૧ | મૂલ્ય | આવૃત્તિ ૧ લી |
| ખ્રિસ્તાબ્દ ૧૯૨૫ | રૂ. ૩-૦-૦ | પ્રત ૧૦૦૦ |

# પ્રસ્તાવના.

પ્રસ્તુત નવલકથાના પ્રથમ ભાગની પ્રથમ આવૃત્તિ ઈ૦ સ૦ ૧૯૧૮ ના સપ્ટેંબર માસમાં પ્રસિદ્ધ થઈ એ વખતે તેના અન્યાન્ય ભાગો પણ જેમ બને તેમ ત્વરાથી પ્રસિદ્ધ કરી નાખવાની મ્હારી તેમજ પ્રકાશકની ઇચ્છા હતી; પરંતુ કોઇપણું કાર્ય તેના નિયત સમય પહેલાં સંપૂર્ણ થઇ શકતું નથી એ અબાધિત સિદ્ધાંત આ કાર્યને પણ લાગૂ પડ્યો છે. માનવની ઇચ્છિા દૈવી યોગાયોગ સમક્ષ કેવી નિષ્ફળ થાય છે તથા ઈશ્વિરેચ્છા જ બળવાન્ છે એ સૂત્રને સહુ સમજતાં હોવાથી વાંચકો સમક્ષ આ વિલંબનું વિવેચન કરવું નકામું છે. પ્રકૃતિની અસ્વસ્થતા, અન્યાઅન્ય પ્રવૃત્તિઓને અંગે વિશેષ સમય સુધી અમદાવાદ છોડી મુંબાઈમાં રહેવું વગેરે ઘણાં કારણો આ વિલંબ તરીકે દર્શાવી શકાય; પરંતુ એ કેવળ બાહ્ય કારણોજ ગણાય.

ઉપર દર્શાવ્યા પ્રમાણે પ્રસ્તુત નવલકથાનો પ્રથમ ભાગ ઈ૦ સ૦ ૧૯૧૮ માં પ્રસિદ્ધ થયો હતો તથા દ્વિતીય ભાગ ઈ૦ સ૦ માં પ્રસિદ્ધ થવા છતાં તેના બીજા બે ભાગ લખવાનું કાર્ય અવશિષ્ટ રહ્યું હતું. આમ હોવા છતાં અર્થાત્ નવલકથા અપૂર્ણ હોવા છતાં વાર્તાવિલાસી સજ્જનોએ આ નવલકથાનો એટલો બધો સત્કાર કર્યો કે, તેની ઈ૦ સ૦ ૧૯૨૧ માં બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવી તથા વાંચકોને કિમ્મત ભારે ન પડે એ હેતુથી પહેલા તથા બીજા ભાગને સાથે બંધાવવામાં આવ્યા.

ત્યારપછી છેવટ રહેલા બન્ને ભાગો સાથે જ પ્રસિદ્ધ કરવાનો પ્રકાશકનો આગ્રહ હોવા છતાં ઉપરોક્ત કારણોને લીધે એ કાર્ય આજે

સમાપ્ત થાય છે. મ્હારી નમ્રતા પ્રમાણે ગુજરાતના કોઈ પણ પ્રકાશકે પોતાની લેખકની આટલી બધી ઢીલને સહન ભાગ્યેજ કરી હોત. રા. કચરાભાઈ પટેલે અર્થાત્ પ્રકાશક સ્નેહીએ સહન કરેલી આ ઢીલનો હું કાંઇક અંશે બદલો વાળી શક્યો છું કે કેમ એનો ન્યાય તો વિચારશીલ વાંચકો કરશે; છતાં તેમણે મ્હને આપેલી અનુકૂળતા માટે જો હું એમનો આ સ્થળે અંતઃકરણ પૂર્વક ઉપકાર ન માનું તો કૃતઘ્ન લેખાઉં. તેમની અસીમ સહનશીલતા અને સ્નેહભાવના માટે હું સદૈવ તેમનો ઋણિ રહીશ.

મૅટર લખાતું હતું તેમ છપાતું હોવાથી અને વચ્ચે મહિનાઓના મહિના સુધી કાર્ય બંધ રહેતું હોવાથી આ ભાગના કાગળો પણ જૂદી જૂદી જાતના જોવામાં આવશે; છતાં પ્રકાશક મિત્રે પોતાની પ્રકૃત્તિ અનુસાર મ્હારાં બીજાં પુસ્તકોની માફક આ પુસ્તકને સુંદર બનાવવામાં ઓછી કાળજી રાખી નથી એ પુસ્તક જોનાર જરૂર સમજી શકશે.

આ પુસ્તકના પહેલા અને બીજા ભાગમાં સ્વર્ગસ્થ લોકપ્રિય ચિત્રકાર રા. ટી૦ જે૦ પટેલે ચીતરેલાં ચિત્રો આપવામાં આવ્યાં છે; પરંતુ તેમનું અકાળે અવસાન થવાથી આ બન્ને ભાગને નિરુપાયે ચિત્રો સિવાય પ્રસિદ્ધ કરવા પડયા છે. જો અમે ધાર્યું હોત તો ગમે એવાં કામ ચલાઉ ચિત્રો આપી શકત; પરંતુ નિર્માલ્ય ચિત્રો આપી પુસ્તકને વિના કારણ મોઘું બનાવવાની ઇચ્છા નહિ હોવાથી અમે આ પગલું લીધું છે તથા ભાગ ૧-૨ ની કિમ્મત ચાર રૂપિયા હોવા છતાં આ ત્રીજા ચોથા ભાગની કિમ્મત કેવળ ત્રણ રૂપિયા રાખવામાં આવી છે.

પ્રસ્તુત નવલકથાના નાયક કાન્તિપ્રસાદ જેવા પુરૂષોની ચાલૂ જમાનામાં બિલ્કુલ ખોટ નથી. ધર્મશૂન્ય કેળવણી, સ્વતંત્રતા, પુષ્કળ દ્રવ્ય

એ સઘળા સંયોગોનું કેવું ખરાબ પરિણામ આવે છે તે આ પાત્રદ્વારા આલેખી બતાવવામાં આવ્યું છે. પુરુષ તથા સ્ત્રીની ધાર્મિક શિક્ષણને અભાવે કેવી અધોગતિ થાય છે તેનો તાદ્રશ્ય ચીતાર આ નવલકથામાં અંકિત કરવાનો યત્ન સેવ્યો છે.

એક પતિપ્રાણા સતી સાધ્વી સ્ત્રી ગમે એવાં સંકટોમાં પણ કેવી અડગ, અચળ રહે છે તે મધુ તથા માલતીનાં પાત્રો ઉપરથી સમજી શકાય તેમ છે.

સમાજનાં ભુષણો અને દુષણો દર્શાવવાની ઇચ્છાથી આ નવલકથામાં ભિન્ન ભિન્ન પ્રકૃતિનાં પાત્રોની અવતારણા કરવામાં આવી છે.

અંતે જે અનંતનામી પરમકૃપાળુ પ્રભુના કૃપાકટાક્ષથી લાંબા સમય પછી આ તૃતીય તથા ચતુર્થ ભાગનું લેખન કાર્ય નિર્વિઘ્ને સંપન્ન થયું છે એ પિતાનો ઉપકાર માની વિરમવું ઉચિત સમજું છું.

લિ.
સાહિત્ય સેવક
**વ્રજલાલ જાદવજી ઠક્કર.**



# વિષયાનુક્રમણિકા.

## ભાગ ૩ જો.

# ભાગ ૪ થો.





ॐ तत्सत्परमात्मनेनमः ।

# મધુ-માલતી

અથવા

## વીસમીસદીનું વિશ્વદર્શન !

---

## ભાગ ૩–૪

---

### પ્રકરણ ૧ લું.

---

### સ્વતંત્ર પ્રેમપંખિણી.

वर्जयेदिन्द्रियजयी निर्जने जननीमपि ।
पुत्रकृतोऽपि प्रद्युम्नः कामितः शम्बरस्त्रिया ॥

અર્થાત:—ઇન્દ્રિયોને જીતી હોય તો પણ જ્યાં મનુષ્ય ન હોય એવે સ્થળે માતા સાથે પણ ન રહેવું; કેમ કે પ્રદ્યુમ્નને પુત્ર જેવો ગણ્યો હતો તો પણ શમ્બરાસુરની સ્ત્રીએ તેની ઇચ્છા કરી હતી.

રમાસુંદરી સાથે સિવિલ મેરેઇજ કિંવા સુધારક લગ્ન કરી કાન્તિપ્રસાદ મેરીએમના બંગલામાં બાકુત તરીકે જઇને રહ્યો હતો એમ અમે આ નવલકથાના દ્વિતીય ભાગમાં

જણાવી ચુકયા છીએ. કાન્તિપ્રસાદે પહેલા મજલા ઉપર ત્રણ રૂમ ભાડે રાખી હતી તેમાંની એક રૂમનો ઉપયોગ દિવાનખાના તરીકે કરવામાં આવતો હોઇ એ રૂમને શણગારવામાં સહજ પણ ન્યૂનતા રાખવામાં આવી નહોતી. ટેબલ, કુરસી, કોચ વગેરે આસનો યથાસ્થિત ગોઠવવામાં આવ્યાં હતાં. એક કિમતી કબાટમાં પુસ્તકો ગોઠવ્યાં હતાં. એ પુસ્તકોમાં ઘણાં ખરાં અંગ્રેજી નવલકથાઓનાં હતાં. દિવાલપર કેટલાંક બિભત્સ ચિત્રો જોવામાં આવતાં હતા. બારી બારણાં ઉપર ફૅન્સી પર્દા ઝૂલી રહેલા હતા. બંગલો સમુદ્રના તટ ઉપર જ આવેલો હોવાથી ખુલ્લી બારીઓમાંથી સીમાહીન અગાધ સમુદ્રનું દર્શન કરી શકાતું હતું.

રમાસુંદરી સાથે લગ્ન થયા પછી કાન્તિપ્રસાદના સંસારનું ખરચ વધી ગયું હતું. ઘાટી ઉપરાંત એક રસોઇઆને પણ રાખવો પડયો હતો. વળી રમાસુંદરીએ છ માસથી એક સુકુમાર બાળકને જન્મ આપેલો હોવાથી તેની સંભાળ માટે એક આયા રાખવી પડી હતી. અર્થાત્ હમણાં કાન્તિપ્રસાદનું માસિક ખરચ લગભગ સાતસો આઠસો રૂપિયાનું હતું. આવી રીતે કાન્તિપ્રસાદની સંપત્તિ ઉપર સુધરેલી કાતર ફરતી હતી. આવક કરતાં ખરચ ઘણું વિશેષ થતું હોવાથી મુદ્દલ રકમ દિવસે દિવસે ઓછી થતી હતી. લગ્ન પ્રસંગે મિ૦ મનમોહન શર્માએ કન્યાને ત્રણેક હજાર રૂપિયાના અલંકાર અને બે હજાર રૂપિયા રોકડા આપ્યા હતા. એ બે હજાર રૂપિયા રમાસુંદરીએ પોતાના નામ ઉપર બૅન્કમાં મૂકયા હતા. પુત્રનો પ્રસવ થયા પછી રમાસુંદરી વારંવાર પિતાને ત્યાં જતી હતી અને કેટલીક વખત તો બબ્બે દિવસ સુધી પિતાને ત્યાં રહી પછી પતિ પાસે આવતી હતી.

થોડા વખતથી કાન્તિપ્રસાદ પોતાની પરિસ્થિતિનો વિચાર કરી એક

યુરોપીઅન વ્યાપારી ફર્મમાં માસિક રૂપિઆ અઢીસોના પગારથી હેડ કલાર્ક તરીકે જોડાયો હતો. મધ્યાન્હકાળે બાર વાગ્યે તે ઑફિસમાં જતો હતો અને સ્હાંજે પાંચ વાગ્યે ઘેર પાછો આવતો હતો.

વિલાસમયી મેરીએમના ચરિત્ર તથા વ્યવહારનું વર્ણન અમે કરી ચુકેલા હોવાથી અત્રે તેનો પુનરુલ્લેખ કરવાની આવશ્યકતા નથી. રમાસુંદરી પણ પાશ્ચાત્ય શિક્ષણ અને સભ્યતાની પક્ષપાતિની હોવાથી મેરીએમનો અલ્પકાળમાં જ તેની સાથે ગાઢ પરિચય થઇ ગયો હતો. તેઓ બન્ને ઘણી વખતે સાથે ફરવા સુદ્ધાં જતી હતી. મેરીએમે અમુક ઉદ્દેશ પાર પાડવાના વિચારથી જ રમાસુંદરી સાથે પોતાનો સહવાસ અને સ્નેહ વધાર્યો હતો તથા એ ઉદ્દેશ હવે ધીમે ધીમે આપણા જાણવામા આવનાર હોવાથી આપણે મેરીએમના બંગલા તરફ જ જઇએ.

ગ્રીષ્મઋતુનો દિવસ હતો. મધ્યાન્હકાળ થયેલો હોઇ પુષ્કળ તાપ પડતો હતો. સમુદ્રની ભીષણ ગર્જનાઓ પ્રત્યેક ક્ષણે કાનપર અથડાતી હતી. વાયુમાં ઉષ્ણતાનો સમાવેશ થયેલો હતો. રવિવારનો દિવસ હોવાથી કાન્તિપ્રસાદ આજે ઘેર જ હતો; રમાસુંદરી તેના બાળપુત્રને સાથે લઇ બે દિવસથી પિતૃગૃહે ગઇ હતી કાન્તિપ્રસાદ એક ઇઝીચેરપર આડો પડી એક અંગ્રેજી નવલકથા વાંચતો હતો. શરીરપર તેણે ઢાકાની મઝલિનનું પહેરણ પહેર્યું હતું.

અડધો કલાક વીતિ ગયો એવામાં એક સૌન્દર્યસંપન્ન સુંદરીએ ચંચળગતિથી એ દિવાનખાનામાં પ્રવેશ કર્યો. એ સુન્દરીના પગમાંની સ્લીપરના અવાજથી કાન્તિપ્રસાદે ચમકી ઊઠી તેના તરફ જોયું તથા સભ્યતાનું રક્ષણ કરવાના વિચારથી તેણે કહ્યું:—" આવો—બેસો. "

આવેલી નવયુવતીએ એક કૉચ ઉપર બેસી લજ્જાથી સંકોચાતાં

જણાવી ચુકયા છીએ. કાન્તિપ્રસાદે પહેલા મજલા ઉપર ત્રણ રૂમ ભાડે રાખી હતી તેમાંની એક રૂમનો ઉપયોગ દિવાનખાના તરીકે કરવામાં આવતો હોઇ એ રૂમને શણગારવામાં સહજ પણ ન્યૂનતા રાખવામાં આવી નહોતી. ટેબલ, કુરસી, કોચ વગેરે આસનો યથા-સ્થિત ગોઠવવામાં આવ્યાં હતાં. એક કિમતી કબાટમાં પુસ્તકો ગોઠવ્યાં હતાં. એ પુસ્તકોમાં ઘણા ખરાં અંગ્રેજી નવલકથાઓનાં હતાં. દિવાલપર કેટલાંક બિભત્સ ચિત્રો જોવામાં આવતાં હતા. બારી બારણાં ઉપર ફેન્સી પર્દા ઝૂલી રહેલા હતા. બંગલો સમુદ્રના તટ ઉપર જ આવેલો હોવાથી ખુલ્લી બારીઓમાંથી સીમાહીન અગાધ સમુદ્રનું દર્શન કરી શકાતું હતું.

રમાસુંદરી સાથે લગ્ન થયા પછી કાન્તિપ્રસાદના સંસારનું ખરચ વધી ગયું હતું. ઘાટી ઉપરાંત એક રસોઇઆને પણ રાખવો પડ્યો હતો. વળી રમાસુંદરીએ છ માસથી એક સુકુમાર બાળકને જન્મ આપેલો હોવાથી તેની સંભાળ માટે એક આયા રાખવી પડી હતી. અર્થાત્ હમણાં કાન્તિપ્રસાદનું માસિક ખરચ લગભગ સાતસો આઠસો રૂપિયાનું હતું. આવી રીતે કાન્તિપ્રસાદની સંપત્તિ ઉપર સુધરેલી કાતર ફરતી હતી. આવક કરતાં ખરચ ઘણું વિશેષ થતું હોવાથી મુદ્દલ રકમ દિવસે દિવસે ઓછી થતી હતી. લગ્ન પ્રસંગે મિ૦ મનમોહન શર્માએ કન્યાને ત્રણેક હજાર રૂપિયાના અલંકાર અને બે હજાર રૂપિયા રોકડા આપ્યા હતા. એ બે હજાર રૂપિયા રમાસુંદરીએ પોતાના નામ ઉપર બૅન્કમાં મૂકયા હતા. પુત્રનો પ્રસવ થયા પછી રમાસુંદરી વારંવાર પિતાને ત્યા જતી હતી અને કેટલીક વખત તો બબ્બે દિવસ સુધી પિતાને ત્યાં રહી પછી પતિ પાસે આવતી હતી.

થોડા વખતથી કાન્તિપ્રસાદ પોતાની પરિસ્થિતિનો વિચાર કરી એક

યુરોપીઅન વ્યાપારી ફર્મમાં માસિક રૂપિઆ અઢીસોના પગારથી હેડ કલાર્ક તરીકે જોડાયો હતો. મધ્યાન્હકાળે બાર વાગ્યે તે ઑફિસમાં જતો હતો અને સ્હાંજે પાંચ વાગ્યે ઘેર પાછો આવતો હતો.

વિલાસમયી મેરીએમના ચરિત્ર તથા વ્યવહારનું વર્ણન અમે કરી ચુકેલા હોવાથી અત્રે તેનો પુનરુલ્લેખ કરવાની આવશ્યકતા નથી. રમાસુંદરી પણ પાશ્ચાત્ય શિક્ષણ અને સભ્યતાની પક્ષપાતિની હોવાથી મેરીએમનો અલ્પકાળમાં જ તેની સાથે ગાઢ પરિચય થઇ ગયો હતો. તેઓ બન્ને ઘણી વખતે સાથે ફરવા સુદ્ધાં જતી હતી. મેરીએમે અમુક ઉદ્દેશ પાર પાડવાના વિચારથી જ રમાસુંદરી સાથે પોતાનો સહવાસ અને સ્નેહ વધાર્યો હતો તથા એ ઉદ્દેશ હવે ધીમે ધીમે આપણા જાણવામાં આવનાર હોવાથી આપણે મેરીએમના અગલા તરફ જ જઇએ.

ગ્રીષ્મઋતુનો દિવસ હતો. મધ્યાન્હકાળ થયેલો હોઇ પુષ્કળ તાપ પડતો હતો. સમુદ્રની ભીષણ ગર્જનાઓ પ્રત્યેક ક્ષણે કાનપર અથડાતી હતી. વાયુમાં ઉષ્ણતાનો સમાવેશ થયેલો હતો. રવિવારનો દિવસ હોવાથી કાન્તિપ્રસાદ આજે ઘેર જ હતો; રમાસુંદરી તેના બાળપુત્રને સાથે લઇ એ દિવસથી પિતૃગૃહે ગઇ હતી કાન્તિપ્રસાદ એક ઇઝીચેરપર આડો પડી એક અંગ્રેજી નવલકથા વાંચતો હતો. શરીરપર તેણે ઢાકાની મઝલિનનું પહેરણ પહેર્યું હતું

અડધો કલાક વીતિ ગયો એવામાં એક સૌન્દર્યસંપન્ન સુંદરીએ ચંચળગતિથી એ દિવાનખાનામાં પ્રવેશ કર્યો. એ સુન્દરીના પગમાંની સ્લીપરના અવાજથી કાન્તિપ્રસાદે ચમકી ઊઠી તેના તરફ જોયું તથા સભ્યતાનું રક્ષણ કરવાના વિચારથી તેણે કહ્યું:—" આવો—બેસો. "

આવેલી નવયુવતીએ એક કૉચ ઉપર બેસી લજ્જાથી સંકોચાતાં

પૂછ્યું:—" આપનાં પત્ની નથી કે શું ? "

" તેઓ તેમના પિતાને ત્યાં ગયાં છે; આજકાલમાં આવશે. "

" આજે કાંઇ ગમતું નહિ હોવાથી તેમની પાસે બેસી વાતચિતમાં વખત વીતાડવાના વિચારથી હું અત્રે આવી હતી. તેમનો સ્વભાવ ઘણો મળતાવડો છે. આપ જો કે થોડા વખતથી જ અમારા બંગલામાં રહેવા આવેલા છો; છતાં એ ટૂંક સમયમાં અમારી વચ્ચે ગાઢ સ્નેહસંબંધ થઇ ગયો છે. "

" ખરું છે, ઉમ્મરની સમાનતા, વિચારોની સમાનતા અને જ્ઞાનની સમાનતા હોય છે ત્યાં સત્વર સ્નેહસંબંધ થાય છે. તમારું અંગ્રેજી જ્ઞાન ઘણું સારું છે, તમારો સ્વભાવ પણ વિનયી છે તેથી તમારી બન્નેની વચ્ચે સ્નેહસંબંધ સંધાય એ સર્વથા સ્વાભાવિક છે." કાન્તિપ્રસાદે ગંભીરભાવથી કહ્યું.

સ્વાભાવિક રીતે જ સ્ત્રીજાતિને પોતાની પ્રશંસા ઘણી ગમે છે. કાન્તિપ્રસાદનાં ઉપરોક્ત પ્રશંસાત્મક વચનો સાંભળી પ્રસન્ન બની જાહને મેરીએ પોતાનાં ચંચળ નેત્રોને નચાવતાં નચાવતાં કહ્યું:— " પણ આ સંસારમાં મનુષ્યના ગુણાવગુણની કિમ્મત આંકી શકે એવાં માણસો બહુ થોડાં હોય છે. મ્હારા પતિએ કેવી રીતે મ્હારો ત્યાગ કર્યો છે એ હકીકત આપ કદાચ નહિ જાણતા હો. જો જાણતા હોત તો મ્હારે માટે આપના મનમાં અત્યંત સહાનુભૂતિ ઉપજ્યા સિવાય રહેત નહિ. "

" ના–ના, એ હકીકત હું જાણતો નથી; છતાં મ્હારે કહેવું જોઇએ કે, આપણા ભારતવર્ષમાં પુરુષજાતિ સ્ત્રીજાતિ ઉપર ઘણો અત્યાચાર કરે છે તથા તેમને ભયંકર અન્યાય આપે છે. જેવી રીતે પુરુષને મન છે તેવી જ રીતે સ્ત્રીને પણ મન છે. આપણા દેશમાં પુરુષો

સ્ત્રીઓને પોતાનાથી ઉતરતી સમજે છે તેથી જ આર્યસંસારોમાં–હિન્દુસ્તાનના સંસારોમાં ભીષણ અશાન્તિ અને દારુણ દુઃખ જોવામાં આવે છે. પુરુષો જ્યાં સુધી સ્ત્રીઓને પોતાની સમાન નહિ સમજે ત્યાં સુધી એ દુઃખ દૂર થવું સર્વથા અશક્ય છે. આ વિષયની વિશેષ ચર્ચા આપણે યથાસમયે કરીશું. હમણાં તો તમે જો હરકત ન હોય તો તમારી જીવનકથા મ્હને કહી સંભળાવો. બૉયને બોલાવી હું ચ્હા તૈયાર કરાવું છું." કાન્તિપ્રસાદે કહ્યું.

પછી બેલ વગાડી કાન્તિપ્રસાદે નોકરને બોલાવ્યો અને તેને સત્વર બે કપ ચ્હા તૈયાર કરી લાવવાની આજ્ઞા કરી. બૉય ચ્હા તૈયાર કરવા ચાલ્યો ગયો પછી મેરીએમે પોતાની જીવનકથા સંક્ષેપમાં કાન્તિપ્રસાદને કહી સંભળાવી. તેમાં તેણે સઘળો દોષારોપ તેના પતિ ઉપર મૂક્યો તથા પોતે તદ્દન નિર્દોષ છે એમ તેણે કાન્તિપ્રસાદના મનમાં ઠસાવ્યું.

એવામાં બૉય ચ્હાના બે કપ લઇ આવ્યો. બન્ને જણાંએ ચ્હા પીધી. બૉય ખાલી કપ રકાબી લઇ ગયો એટલે કાન્તિપ્રસાદે કહ્યું:—"તમારી જીવનકથા સાંભળી મ્હારી ખાત્રી થઇ છે કે તમારો પતિ મૂર્ખ અને અજ્ઞાની હોવો જોઇએ. એ તમારા જેવા રમણીરત્નની કિંમત કરી શક્યો નહિ એ ઘણા ખેદનો વિષય છે. મ્હને એમ લાગે છે કે, હવે પોતાનો ભ્રમ સમજવામાં આવતાં તેને ઘણો પશ્ચાત્તાપ થતો હશે. તમે તેની સાથેનો સંબંધ તોડી નાખ્યો એ ઉત્તમ કર્યું છે. તમે સંગીત વિદ્યામાં નિપુણા છો, તમારું જ્ઞાન વિશાળ છે તથા તમારું રૂપસૌન્દર્ય પણ એવું ચિત્તાકર્ષક છે કે હવે જે પુરુષ તમારો ભરથાર થશે તે પોતાને મહાભાગ્યશાળી જ સમજશે. તમારા પિતાએ તમારા ભવિષ્યનો કાંઇ વિચાર તો અવશ્ય કરી રાખ્યો હશે!"

કાન્તિપ્રસાદનાં આ વચનો સાંભળવામાં આવતાં મેરીએમનું મુખમંડળ વિશેષ હાસ્યપ્રફુલ્લ બની ગયું. તેણે કહ્યું:—" જે પરતંત્રતાના બંધનમાંથી એક વખત મુક્તિ મેળવી છે, જે દાસત્વમાંથી એક વખત છુટકારો મેળવ્યો છે તે જ બંધનમાં બંધાવાની કે દાસત્વને પુનઃ સ્વીકારવાની મ્હારી બિલકુલ ઇચ્છા નથી. પરણેલી સ્ત્રી જો પોતાના પતિ સિવાય બીજા કોઇ સ્નેહી સંબંધી પુરુષ સાથે કાંઇ છૂટ લે છે તો એ તેના પતિના વિરાગની પાત્રી થાય છે. એના પતિના અંતરમાં એના ચારિત્ર માટે સંશયપિશાચનો સંચાર થાય છે. હું ઉમ્મર લાયક થયેલી હોઇ મ્હારામાં સારાસારનો વિચાર કરવા જેટલું જ્ઞાન હોવાથી મ્હેં મ્હારી ચિંતા નહિ કરવા પિતાજીને સૂચના કરી દીધી છે."

આમ કહી કાંડાપર બાધેલા સોનાના લૅડી વૉચને જોઇ મેરીએમે કહ્યું:–" મિ૦ દેસાઇ! આજે આપ મ્હારી સાથે નાટકમાં આવશો કે? જો તમારાં પત્ની અત્રે હોત તો આપણે ત્રણે જણાં સાથે જ જાત; છતાં તેઓ હાજર નહિ હોવાથી તમે મ્હારી સાથે આવવાની ના નહિ પાડો એમ હું ઇચ્છું છું."

આમ કહી મેરીએમે કાન્તિપ્રસાદ તરફ એક કટાક્ષ ફેંક્યો. અલ્પ કાળ સુધી વિચારમગ્ન રહ્યા પછી કાન્તિપ્રસાદે કહ્યું:–" જો કે તમારી સાથે આવવામાં મ્હને હરકત નથી; પરંતુ આપણે બન્ને જણાં રાત્રિને સમયે બ્હાર જઇએ એ પ્રકાર તમારા પિતાશ્રીને માલૂમ પડે તો તેઓ કદાચ મ્હારા ઉપર વિરક્ત થાય એવો મ્હને ભય રહે છે. જો મ્હારાં પત્ની અહીં હોત અને આપણી સાથે આવત તો એવો ભય રહેત નહિ."

મેરીએમે કહ્યું:—" ના–ના. આપ એવા ભયને આપના મનમાં

સ્થાન આપશો નહિ. હું પ્રત્યેક કાર્ય મ્હારી ઇચ્છાનુસાર કરી શકું તેમ છું. મ્હારી સ્વતંત્રતાને કોઇ છિનવી લે તેમ નથી. આમ છતાં જો આપને મ્હારી સાથે આવવું ઉચિત ન લાગતું હોય તો આપ અહીંથી વહેલા નીકળી ચોપાટી ઉપર જજો. યથા સમયે ગાડી લઇને હું ત્યાં આવીશ તથા ત્યાંથી આપણે બન્ને સાથે જ નાટકમાં જઇશું.”

મેરીએમના કહેવા પ્રમાણે વર્તવાને કાન્તિપ્રસાદ સંમત થયો. પછી મેરીએમ તેની પાસેથી ચાલી ગઇ. એકાન્તમાં કાન્તિપ્રસાદ સ્વગત વિચારવા લાગ્યોઃ—“મેરીએમની સાથે રાત્રે નાટકમાં જવાની મ્હેં સંમતિ દર્શાવી એ ઉચિત છે કે? હું તેની સાથે જઇશ અને એ પ્રકાર કદાચ દૈવયોગે મ્હારી નવીન પત્ની રમાસુંદરીના જાણવામાં આવશે તો તે અમારા બન્નેના ચરિત્ર માટે કેવો વિચાર કરશે? તેના અંતરમાં જો સંશયનો સંચાર થશે તો મ્હારા સકળ સુખનો ક્ષણ માત્રમાં જ નાશ થયા સિવાય રહેશે નહિ. બીજી તરફથી મેરી-એમના જેવી વિનયી, સભ્ય, સદ્‌ગુણી સુન્દરીના પ્રસ્તાવને અમાન્ય કરવાથી તે વિરક્ત થાય તેમ છે. સુધારક સ્ત્રીપુરુષોએ એક બીજાંની સાથે ગમે તે વખતે હળવા મળવામાં, વાર્તાવિનોદ કરવામાં શામાટે સંકોચ રાખવો જોઇએ? રમાસુંદરી સુધારક બૅરિસ્ટરની સુધરેલી કન્યા છે. તેનું હૃદય સંકુચિત નથી કે તે પ્રમાણની પ્રાપ્તિ સિવાય મ્હારા ઉપર સંદેહ કરે! તે પોતે ગમે તે વ્યક્તિને મળવા જાય આવે છે એમાં હું કદાપિ બાધા કરતો નથી. તેની સ્વતંત્રતાને હું ખુંચવી લેતો નથી. એટલે પછી તે મ્હારી સ્વતંત્રતા ખુંચવી લેવાનો પ્રયત્ન કરે એ સર્વથા અશક્ય છે.”

સ્ત્રીજાતિના હૃદયના ભાવને સમજવા જેટલી બુદ્ધિશક્તિ અને વિવેકશક્તિ કાન્તિપ્રસાદનામાં હોત તો તે કદાપિ આવા ભૂલ ભરેલા

વિચાર કરત નહિ. આજના તેના વિચારો અને વર્તનનું કેવું ભયંકર પરિણામ આવ્યું તેનો પરિચય ટૂંક સમયમાં જ આપણુને પ્રાપ્ત થશે.

## પ્રકરણ ૨ જું.

### પાપ પ્રકાશ્યું.

સર પે, આંખો પૈ, કલેજે પૈ બિઠાઉં તુઝકો,
આ મેરી જાન! ગલેસે મેં લગાઉં તુઝ કો;
દિલો જાનસે મુઝે ભાતી હે, અદાએં તેરી,
પાસ લા ચાંદ સા મુંહ, લૂં મૈં બલાએં તેરી.

રાત્રિના લગભગ સાડાસાત વાગ્યા હતા. ચોપાટી ઉપર ધીમે ધીમે મનુષ્યોની સંખ્યામાં વૃદ્ધિ થતી હતી. રસ્તાની બન્ને બાજૂએ શ્રીમંત લક્ષ્મીસંપન્ન ગૃહસ્થોની મૉટરો, વિક્ટોરિયાઓ અને ભાડુતી ગાડીઓ યથાસ્થિત ઉભી રહેલી હતી. પ્રત્યેક ક્ષણે નવી મૉટરો અને ગાડીઓ આવતી જતી હતી. ભાટીઆ, જૈન, મારવાડી, મુસલ્માન, દક્ષિણી, પારસી, યૂરોપીઅન, ક્રિશ્ચિઅન વગેરે હરેક વર્ણનાં સ્ત્રીપુરુષો નજરે પડતાં હતાં. વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓ વિવિધ પ્રકારની ચર્ચા કરતા ફર્યા કરતા નજરે પડતા હતા. ફેરીવાળાઓ ઘરાકી કરવા માટે મ્હોટા અવાજે પોતાના માલની જાહિરખબર ફેલાવતા હતા. સમુદ્રની રેતીમાં કેટલાક પુરુષો સ્ત્રી-કન્યા, ભગિની કિંવા કોઇ ભાડુતી સ્ત્રીઓની સાથે ટોળામાં બેસી ભજન લલકારી પૈસા મેળવવાનો પ્રયત્ન કરતા હતા. ન્હાનાં ન્હાનાં બાળકો આયાઓની સાથે ફરતાં નજરે પડતાં હતાં.

સૂર્યાસ્ત થયો હતો. ગૅસ કારખાનાના કામદારોની હડતાળને લીધે ધીમે ધીમે અંધકાર વધતો જતો હતો. રાત્રિનો અંધકાર જેમ જેમ વધતો જતો હતો તેમ તેમ સમુદ્રનું જળ વિશેષ શ્યામવર્ણ ધારણ કરતું હતું. કોલાબાની દીવાદાંડીનો તેજોમય દીપક થોડા થોડા વખતને અંતરે નજરે પડતો હતો.

આવા સમયે કાન્તિપ્રસાદ એક વિકટોરિયામાં બેસી ચોપાટી ઉપર આવી પહોંચ્યો તથા કોચમેનને ભાડું ચુકવી આપી ચરનીરોડ સ્ટેશન નજીક આવેલા ન્હાના બગીચામાં જઇ તે એક બેન્ચ ઉપર બેઠો. તેના અંતરમાં પ્રત્યેક ક્ષણે અનવા વિચાર ઉપજતા હતા. મેરીએમના સૌન્દર્યનો તેના ચંચળ ચિત્તપર ઘણો પ્રભાવ પડ્યો હતો. તે અત્યંત અધીરચિત્તે તેની રાહ જોયા કરતો હતો.

ધીમે ધીમે રાત્રિના આઠ વાગ્યા. એવામાં મેરીએમ પણ એ બગીચામાં આવી. કાન્તિપ્રસાદ પાસે ઉપસ્થિત થયા પછી તેણે કહ્યું:– "મિ૦ દેસાઇ! મ્હારે લીધે આપને ખોટી થવું પડ્યું છે એ માટે હું આપની ક્ષમા ઇચ્છું છું. હજી નાટકનો આરંભ થવાને દોઢ કલાકની વાર છે તેથી જો ઇચ્છા હોય તો આપણે ગાડીમાં બેસી ફરવા જઇએ. આપણી ટીકીટો રિઝર્વ કરાવેલી હોવાથી આપણે બરાબર સાડાનવ વાગ્યે નાટકમાં જઇશું તો પણ સીટ મળી શકશે."

આમ કહી લોલુપ દૃષ્ટિથી મેરીએમ કાન્તિપ્રસાદના મુખ તરફ જોઇ રહી. મેરીએમના પ્રસ્તાવનો અસ્વીકાર કરવા જેટલું મનોબળ નહિ હોવાથી કાન્તિપ્રસાદે ફરવા જવાની સંમતિ દર્શાવી. બન્ને જણાં ઉઠી ગાડી પાસે ગયાં તથા તેઓ એક બીજાંની સાથે બેઠાં. પછી મેરીએમે ગાડીને તોપખાના તરફ લઇ જવાની આજ્ઞા કરી. ચાબુક વાગતાં ઘોડો ઝડપથી દોડવા લાગ્યો. વાયુના જોરથી મેરીએમનું પરિ-

ધેય વસ્ત્ર ઉડતું હતું તથા કવચિત્ ક્વચિત્ તેના અંગ સાથે કાન્તિપ્રસાદના અંગનો સ્પર્શ થતો હતો. આવા રાત્રિના સમયે આવાં સ્વેચ્છાચારી યુવક અને યુવતીના અંતરમાં કેવા વિચાર ઉપજવા જોઇએ એ સંબંધીની કલ્પના વિચારશીલ વાંચકબંધુઓ કરી શકે તેમ છે બન્નેનાં હૃદય જોશથી ધબકતાં હતાં તથા ધીમે ધીમે તેમના અંગમાં મદનની જ્વાળાનો સંચાર થતો હતો. રસ્તે જતાં જતાં તેમની બન્નેની વચ્ચે વાતચિત ચાલવા લાગી. રમાસુંદરીએ કહ્યું:- "મિ૦ દેસાઇ! તમારાં પત્ની ભણેલાં ગણેલાં તથા રૂપવાન છે; છતાં તેઓ તમારો ત્યાગ કરી વારંવાર પિયર જવાનું કેમ પસંદ કરે છે? વળી તમે પણ તેમના વિયોગે કેમ રહી શકો છો? જો કે આવા પ્રશ્ન પૂછવા એ સભ્યતા વિરુદ્ધ છે; પરંતુ આપને માટે મ્હારા મનમાં સહાનુભૂતિ હોવાથીજ હું આ પ્રશ્નો પુછું છું."

કાન્તિપ્રસાદે ઉત્તરમાં કહ્યું:-" આ વિશ્વસંસારમાં સર્વ કોઇ કેવળ પૈસાને જ ચ્હાય છે અને તેથી જ 'જર ચાહે સો કર' એવી કહેવત બોલાય છે. વળી ઘણી સ્ત્રીઓ સ્વાભાવિક રીતે જ મૂલ્યવાન્ વસ્ત્રાલંકારો પહેરવાની ઇચ્છા રાખે છે. તેઓ પતિ કરતાં પૈસાનું જ મહત્વ વિશેષ સમજે છે એમ કહીએ તો એમાં કાંઇ અતિશયોક્તિ જેવું નથી. મ્હેં જે ભૂલ કરી છે તે હવે હું સમજી શકયો છું; પરંતુ તે સુધરી શકે એવો કોઇ માર્ગ નથી. રમાસુંદરી બૅરિસ્ટરની પુત્રી છે, તે સ્વેચ્છાચારીઓના સહવાસમાં રહી મ્હોટી થઇ છે. હું તેને કોઇ પણ વસ્તુનો અભાવ જણાવા દેતો નથી તો પણ તે મ્હારા ઉપર અસંતુષ્ટ રહેતી હોય એમ લાગે છે અને તેથી જ તે વારંવાર પિયર જઇને રહે છે. વળી સ્વભાવતઃ એવો નિયમ છે કે, પતિપત્નીમાંથી ગમે તે એકનું પ્રણયાકર્ષણ શિથિલ થાય છે એટલે બીજી વ્યક્તિનું આકર્ષણ

પણ શિથિલ થાય છે. એ આકર્ષણની શિથિલતાની જેમ જેમ વૃદ્ધિ થાય છે તેમ તેમ બન્ને જણાં સાંસારિક સુખની પ્રાપ્તિ માટે નવીન કલ્પનાઓ કરે છે."

"ખરું છે. જ્યાં પ્રેમનો અભાવ હોય છે, જ્યાં મનના માનસિક મિલનનો વિચ્છેદ થાય છે ત્યાં સુખને બદલે દુઃખનો જ અનુભવ થાય છે. વળી સ્વાભાવિક રીતે યુવાવસ્થામાં પુરુષ કિંવા સ્ત્રીનું મન સાંસારિક સુખ ભોગવવાની પ્રબળ લાલસા રાખે છે; એ લાલસા અતૃપ્ત રહે છે તો તેની જ્વાળા અગર વ્યથા વધી જાય છે. વળી ખરો પ્રેમ પૈસાને તથા બીજી કોઇ પણ વસ્તુને જોતો નથી. તે કેવળ પોતાના પાત્રને જ જુએ છે. તેના સુખ દુઃખમાં તે પણ સુખદુઃખ અનુભવે છે. એ પ્રેમ બદલાની આશા નહિ રાખતાં આત્મોસર્ગ કરે છે." રમાસુંદરીએ કાન્તિપ્રસાદના ચિત્તને વિશેષ ચલિત કરવાના ઉદ્દેશથી કહ્યું.

ગાડી ધીમે ધીમે તોપખાના નજીક જઇ પહોંચી એટલે કાન્તિપ્રસાદ અને મેરીએમ ગાડીમાંથી ઉતરી સમુદ્રતટપર આવેલા એક આસનપર જઇને બેઠાં. ગૅસના દીપકો સળગેલા નહિ હોવાથી એ સ્થળે અંધકારનો ફેલાવો થયેલો હતો. લગભગ અડધા કલાક જેટલો વખત એ સ્થળે તેમણે પસાર કર્યો તથા એ સમય દરમ્યાન માયાવિની કુળકલંકિની મેરીએમે પોતાની ઇચ્છા પાર પાડી; અસ્તુ. હવે આપણે નાટકશાળા તરફ વળીએ.

કાન્તિપ્રસાદ અને મેરીએમ જ્યારે નાટકશાળામાં દાખલ થયાં ત્યારે દશ વાગ્યા હતા. નાટકનો આરંભ અડધા કલાકથી થઇ ગયો હતો. કાન્તિપ્રસાદ અને મેરીએમ એકસ્ટ્રા કલાસમાં રીઝર્વ કરાવેલી સીટપર જઇને બેઠાં; પરંતુ કાન્તપ્રસાદનું ભાગ્ય આજે પ્રતિકૂળ

હતું. દૈવયોગે બૅરિસ્ટર મિ૦ મનમોહન શર્મા કુટુંબસહ આજે આ નાટકમાં આવ્યા હતા. રમાસુંદરી પણ આવેલી હતી. તેણે મેરીએમની સાથે કાન્તિપ્રસાદને નાટકમાં જોયો એટલે તત્કાળ તેના મનમાં સંશયનો સંચાર થયો. કાન્તિપ્રસાદ અને મેરીએમ પણ રમાસુંદરી વગેરેને જોઇ ચિંતામાં પડી ગયાં. મેરીએમ ખેલ બંધ થતાં પહેલાં જ ઘર તરફ વિદાય થઇ ગઇ.

ખેલ બંધ થયો એટલે કાન્તિપ્રસાદ પણ એક અપરાધીની માફક બૅરિસ્ટર મિ૦ શર્મા સાથે કેટલીક વાતચિત કરી ઘર તરફ વિદાય થયો. આજના આ પ્રકારનું કેવું ગંભીર પરિણામ આવ્યું એનો ઉલ્લેખ અમે યથાક્રમે કરીશું.

## પ્રકરણ ૩ જું.

### સંસારત્યાગ.

કૃપારામ સાથે ઉર્મિલાનું લગ્ન થઇ ગયાનો ઉલ્લેખ અમે પ્રસ્તુત નવલકથાના બીજા ભાગમાં કરી ચુક્યા છીએ. ઉર્મિલાએ શા હેતુથી કૃપારામ જેવા વયોવૃદ્ધ પુરુષને પોતાના પતિ તરીકે પસંદ કર્યો હતો એ પ્રકાર પણ વાંચકબંધુઓથી અજ્ઞાત નથી. હવે ઉર્મિલાના પિતાએ એ લગ્ન પ્રસંગમાં શા માટે પોતાની સંમતિ દર્શાવી હતી એ જણાવવાની જરૂર છે. ઉર્મિલાના પિતા નૃસિંહપ્રસાદ હરેક વિષયમાં પાશ્ચાત્ય મતાવલંબી હોવા તેમણે પોતાના ગૃહસંસારની વ્યવસ્થા પણ તેવી જ રાખી હતી. બબરચી, આયા, નોકર વગેરેના ખરચ ઉપરાંત મિત્રમંડળને પાર્ટીઓ આપવામાં

તેમને ઘણું ખરચ કરવું પડતું હતું. તેઓ તથા તેમનું કુટુંબ હમ્મેશાં સેકન્ડ કલાસમાં મુસાફરી કરતું હતું. કપડાં લત્તાંનું ખરચ પણ પુષ્કળ હતું; તાત્પર્ય કે તેમની આવક કરતાં તેમનું ખરચ લગભગ ત્રણગણું હતું; છતાં આજકાલ ઉજળાં કપડાંવાળા માણસોને ઉછીના પૈસા મેળવવામાં વિશેષ હરકત વેઠવી પડતી નથી. નૃસિંહપ્રસાદે પણ ઘણે સ્થળેથી ઉછીની રકમો લઇ પોતાના માથા ઉપર પુષ્કળ દેવું કરી પોતાની પાશ્ચત્ય સભ્યતાનું સંરક્ષણ કર્યું હતું. ઉર્મિલાનું કૃપારામ સાથે લગ્ન થતાં પૂર્વે તેમના માથા ઉપર લગભગ પચીસેક હજાર રૂપિયાનું દેવું હતું. વળી પુત્રીના કુકર્મનો વિષય પણ તેમના જાણવામાં આવ્યો હતો. ઉર્મિલાએ પોતાના પાપકર્મને છુપાવવાના ઉદ્દેશથી કૃપારામ સાથે લગ્ન કરવાનું નક્કી કરી એ નિશ્ચય જ્યારે તેણે તેના પિતાને જણાવ્યો ત્યારે નૃસિંહપ્રસાદને એક કાંકરે બે પક્ષી મારવા જેવો સુયોગ પ્રાપ્ત થયો; કેમ કે એ લગ્ન થતાં પુત્રીનું પાપકર્મ છુપાવા ઉપરાંત કૃપારામ જેવા વયોવૃદ્ધ પુરુષ તરફથી તેમને સારી રકમ મળવાનો સંભવ હતો. આ સુયોગને વૃથા નહિ જવા દેવાના વિચારથી તેમણે એ લગ્નમાં છુપી રીતે પોતાની સંમતિ દર્શાવીને કૃપારામ પાસેથી સારી રકમ મેળવી પોતાનું દેવું અદા કર્યું. વળી જે દિવસે લગ્ન થવાનું હતું તે દિવસે નૃસિંહપ્રસાદ બહાર ગામ ચાલ્યા ગયા તથા લગ્નક્રિયા થઇ ગયા પછી ચાર પાંચ દિવસે તેઓ પાછા ઘેર આવ્યા. વર્તમાનપત્રોમા સુધારક સમાજ તેમજ આ લગ્ન ઉપર પુષ્કળ ટીકા થવા લાગી. એ લગ્ન પોતાની ગેરહાજરીમાં થયેલું હોઇ એમાં પોતે સંમતિ દર્શાવી નથી એવો જાહિર ખુલાસો કરી નૃસિંહપ્રસાદે પોતાનો લુલો બચાવ કર્યો. કૃપારામ અને ઉર્મિલા **मौनं संमति लक्षणम्** નું સૂત્ર સ્વીકારી તદ્દન ચુપ રહ્યાં તથા

તેઓ બન્ને મુંબાઇનો ત્યાગ કરી અન્ય એકાન્ત સ્થળે જઇ રહ્યાં. અસ્તુ.

કૃપારામ અને ઉર્મિલાનું લગ્ન થઇ ગયાને ત્રણ માસ વીતિ ગયા. હજી સૂધી વૃદ્ધ કૃપારામ ઉર્મિલાના પાપાચારથી સર્વથા અજ્ઞાત હતો; પરંતુ ત્રણ માસ પછી એ પ્રકાર જાણતામાં આવતાં તેના ક્રોધ અને ક્ષોભનો પાર રહ્યો નહિ. સમસ્ત જગતમાં તે સંપૂર્ણ અંધ-કાર જોવા લાગ્યો.

ઉર્મિલાનું ચિત્ત પણ શાન્ત નહોતું. તેને પોતાની ભયંકર ભૂલનું ફળ ભોગવવું પડતું હતું. વૃદ્ધ પતિને હથેળીમાં રાખી સ્વેચ્છા-નુસાર વર્તવાનો તેનો સંકલ્પ દૂર થઇ ગયો હતો. ક્ષણિક ઉત્તેજનાથી તેણે પોતાના સમસ્ત જીવનને દુઃખમય બનાવી દીધું હતું.

રાત્રિનો સમય હતો. ભોજનાદિથી નિવૃત્ત થઇ ઉર્મિલા અને કૃપારામ દિવાનખાનામાં જૂદા જૂદા આસન ઉપર બેઠાં હતાં. ખુલ્લી બારી-ઓમાંથી શીતળ વાયુ આવતો હતો. આસમાની આકાશમાં ચંદ્રદેવ પ્રકાશી રહ્યા હતા. કૃપારામ તથા ઉર્મિલા આજે વિશેષ શોકસંતપ્ત બની ગયાં હોય એવો તેમની મુખમુદ્રા જોતાં ભાસ થતો હતો. ઘણા સમય સૂધી બન્ને જણાં કાંઇ બોલ્યા સિવાય ચુપકીદીથી બેસી રહ્યાં. પછી મૌનનો ભંગ કરી કૃપારામે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:–"ઉર્મિલા! હવે હું મ્હારો ભ્રમ સમજી શકયો છું. તને જીવનસહચરી બનાવી જે સાંસારિક સુખ મેળવવાની આશાનું મ્હેં મ્હારા મનમાં પોષણ કર્યું હતું એ આશા હવે સર્વથા નિરાશાના સ્વરૂપમાં ફેરવાઇ ગઇ છે. ત્હેં કેવળ ત્હારો સ્વાર્થ સાધવા માટે મ્હારાં ધોળાંમાં ધૂળ નાખી છે, આ દુનિયામાં હું હવે કોઇને મ્હારું મ્હોં બતાવી શકું તેમ નથી."

આ વચનો સાંભળવામાં આવતાં ઉર્મિલાનું મુખમંડળ ક્રોધથી

લાલચોળ બની ગયું. તેણે ક્રોધસૂચક સ્વરે કહ્યું:–"તમે પોતાનો દોષ ભૂલી જઇ માત્ર બીજાના દોષને જોઇ શકો છો એ આશ્ચર્યજનક છે. એક ઉચ્ચ શિક્ષણથી શિક્ષિતા થયેલી, સ્વાધીનતાની હિમાયત કરનારી રૂપગુણસંપન્ના નવયૌવના તમારા જેવા વયોવૃદ્ધ પુરુષની પોતાના પતિ તરીકે અંતઃકરણપૂર્વક અને પ્રેમપૂર્વક પસંદગી કરે એ શું તમને સંભવિત લાગે છે ? તમે જેવી રીતે કામવિહ્વળ થઇ મ્હારા જેવી એક નવયુવતીનું સમસ્ત જીવન દુઃખમય કરવાનો ભયંકર વિચાર કર્યો હતો તેવી જ રીતે મ્હેં પણ મ્હારાથી થયેલી ભૂલ છુપાવવા માટે નિરુપાયે તમારા પ્રસ્તાવનો સ્વીકાર કર્યો હતો. વિચાર કરી જુઓ કે, તમારા જેવા વૃદ્ધ પતિના સહવાથી હું શું સુખ મેળવી શકું તેમ છું!"

કૃપારામે ઉર્મિલાનાં આ વચનોથી ક્રોધે ભરાઇને કહ્યું:–"ઉર્મિલા ! આજકાલ ઉચ્ચ શિક્ષણથી શિક્ષિતા થયેલી સુંદરીઓ જો ત્હારા જેવા વિચારો જ ધરાવતી હોય તથા ત્હારા જેવું જ વર્તન ચલાવતી હોય તો તેના કરતા એવા શિક્ષણથી વિમુખા રહેલી સુંદરીઓ જ શ્રેષ્ઠ છે. હિંદુસ્તાન–પરમ પવિત્ર ભારતવર્ષ એ ઇંગ્લેંડ કે ફ્રાન્સ નથી. ભારતવર્ષનો આદર્શ સર્વથા ભિન્ન પ્રકારનો છે. નર્મદા, સુકન્યા, સાવિત્રી વગેરે ભારતીય આર્યસન્નારીઓનાં જીવનચરિત્રોનો એક વખત વિચાર કરી જો. નર્મદાનો પતિ અંધ હોવા છતાં તથા સુકન્યાનો સ્વામી ચ્યવન ઋષિ અંધ તેમજ વૃદ્ધ હોવા છતાં તેમણે મનસા, વાચા કર્મણાથી પોતાના સ્ત્રી કર્તવ્યને સર્વાંશે બજાવ્યું હતું તથા પોતાની પતિભક્તિના પ્રભાવથી જ અંતે તેમણે અક્ષય સુખ પ્રાપ્ત કર્યું હતું."

"આ વચનો તમે સંપૂર્ણ વિચાર કર્યા સિવાય ઉચ્ચારો છો. સીતા, સાવિત્રી, નર્મદા વગેરે સતી સ્ત્રીઓનો યુગ બદલાઇ ગયો

છે અને હમણાં તો સર્વત્ર કળિયુગનો અધિકાર સ્થાપિત થયો છે. જે યુગની સતીઓનાં તમે ઉદાહરણો આપો છો એ યુગના પુરુષો પણ આ યુગના પુરુષો જેવા વિષયલંપટ, અધર્મી, સ્વાર્થસાધુ અને પ્રવંચક નહોતા. એ યુગમાં ઇચ્છિત પતિને પરણવાની અર્થાત્ સ્વયંવરા થવાની પ્રત્યેક બાળિકાને છૂટ હતી. એમના એ કાર્યમાં માતાપિતાથી હાથ નાખી શકાતો નહોતો; પણ અત્યારનો લોકવ્યવહાર અને સમાજનીતિ સર્વથા બદલાઇ ગઇ છે. વળી આ યુગમાં સ્ત્રી-પુરુષોની કેળવણી પણ તદ્દન બદલાઇ ગઇ છે. હમ્મેશાં જેવું જ્ઞાન તેવી બુદ્ધિ અને જેવી બુદ્ધિ તેવું જ કર્મ હોય છે, એ સૂત્રને તમે કેમ ભૂલી જાઓ છો? જે માતાપિતાએ નિરંતર સંતાનોને સુખી થયેલાં જોવાની ઇચ્છા રાખવી જોઇએ તે જ માતાપિતા પોતાની પુત્રીઓને નૅશનલ બૅન્કનો ચેક સમજી તેને વટાવી પોતાનો અર્થાભાવ દૂર કરવા ઇચ્છતાં હોય તો તેમને કયા ઉપનામથી ઓળખવાં તેની હું કલ્પના કરી શકતી નથી. હશે, હું તમારો કે મ્હારાં માતાપિતાનો કાંઇ દોષ કાઢતી નથી. મનુષ્યને પોતાના કર્મનું ફળ ભોગવવું પડે છે એ સર્વમાન્ય સિદ્ધાંતાનુસાર હું મ્હારા કર્મનું જ ફળ ભોગવું છું. હું સારી રીતે જાણું છું કે, મ્હારે પેટે જે સંતાનનો પ્રસવ થશે તે સંતાન સંસારમાં કલંકના અવતાર તરીકે ઓળખાશે અને તેથી જ હું સત્વર મ્હારું મૃત્યુ થાય એવી જ ઇચ્છા રાખું છું." ઉર્મિલાએ અંતરના આવેગથી કહ્યું.

"ઉર્મિલા! હું સર્વથા નિર્દોષ છું એમ તો નથી જ કહેતો, પરંતુ જે પરિસ્થિતિમાં મૂકાયલો હતો તે પરિસ્થિતિને લીધે જ મ્હારું ચિત્ત ચલિત થયું હતું. યુવાવસ્થાના અંત સાથે જ પુરુષ કિંવા સ્ત્રીના કામાગ્નિનો અંત આવે છે એમ માનવું એ ભૂલ ભરેલું છે. માનવજાતિની કામવાસના તેની ચિતાભસ્મમાં જ દૂર થાય છે. વળી ખરું પૂછો તો મ્હારે કહેવું

જોઇએ કે, મ્હેં કેવળ કામવાસનાને જ વશ થઇ ત્હારો સહધર્મિણી તરીકે સ્વીકાર કર્યો નથી. હું તને અંતઃકરણપૂર્વક ચ્હાતો હતો. મ્હેં ત્હારા આચારવિચારની પરીક્ષા કર્યા સિવાય તને મ્હારી પત્ની કરી એ મ્હારી ભુલ હું કબૂલ કરું છું. જ્યારથી ત્હારું પાપકર્મ મ્હારા જાણવામાં આવ્યું છે ત્યારથી ત્હારા ઉપર ક્રોધ ઉપજવાને બદલે મ્હને દયા આવે છે. ત્હારું અને મ્હારું જીવન દયાપાત્ર થઇ પડ્યું છે. જે કૃપારામ થોડા દિવસ પૂર્વે મુંબાઇનો એક અગ્રગણ્ય ગૃહસ્થ લેખાતો હતો, સંસારમાં રહેવા છતાં જેને લોકો એક યથાર્થ સાધુજન તરીકે ઓળખતા હતા, જેની દાનશીલતાના દર્શનથી હર કોઇને આશ્ચર્ય ઉપજતું, જેની બુદ્ધિમત્તા માટે સર્વને માન હતું એજ કૃપારામની સ્થિતિ આજે કેવી દયાજનક થઇ પડી છે?! ઉર્મિલા! ત્હારે પેટે જે સંતાનનો જન્મ થશે તેનો કાંઇ અપરાધ નથી, તે સુખમાં રહી શકે એવી વ્યવસ્થા કરી આપી હું આ સંસારનો ત્યાગ કરી વનવાસ સ્વીકારવાને ઇચ્છું છું તથા મ્હારાથી જો કાંઇ અપરાધ થયો હોય તો તે માટે હું ક્ષમા ચ્હાઉં છું.” કૃપારામે અત્યંત મૃદુસ્વરે અંતરોદ્ગાર કાઢ્યા.

કૃપારામનાં આ વચનો સાંભળી ઉર્મિલા શાન્ત થઇ. તેણે પણ નમ્ર સ્વરે કહ્યું:–“ જે થવાનું હતું તે થયું છે. લલાટલિપિને ફેરવવાનું સામર્થ્ય કોઇનામાં નથી. તમે તમારી માનસિક શક્તિ માટે ગમે તે માર્ગ સ્વીકારો; એમાં હું વિઘ્નધારિણી થવાને ઇચ્છતી નથી.”

ઉપરની વાતચિત થયા પછી એક અઠવાડીઆમાં ઉર્મિલાના નામ ઉપર પંદર હજાર રૂપિયા બૅન્કમાં મૂકી કૃપારામ તેની પાસેથી વિદાય થઇ ગયો. અર્થાત્ આવી રીતે કૃપારામ અને ઉર્મિલા અલ્પકાળમાં જ એકબીજાથી છૂટાં પડ્યાં.

---

# પ્રકરણ ૪ થું.

## દસ્યુ સરદારની હત્યા.

જે રાત્રે કાઉન્ટ ફ્રેડરિક લિલિયનને રૉયલ ગ્રાન્ડ સેલૂનમાંથી લુચ્ચાઇથી લઇ ગયો તે જ રાત્રે ઘટના-ચક્રથી વિક્ટોરિયા થીએટરમાં મિ૦ સ્મિથની નાટયાભિનયમાં કોઇ ભૂમિકા નહિ હોવાથી તે લિલિયનને પોતાની સાથે ઘેર લઇ આવવા માટે ઝડપથી રૉયલ ગ્રાન્ડ સેલૂન તરફ ગયો તથા તેણે અધ્યક્ષ મિ૦ ડિ૦ કિલફોર્ડ સાથે મુલાકાત કરી. વાતચિત કરીને મિ૦ સ્મિથ લિલિયન સંબંધીની સઘળી હકીકત જાણી શક્યો. એ હકીકત જાણી વિસ્મિત બની જઇને તે બોલી ઉઠયો:-" કેવો સર્વનાશ! લિલિયનને લુચ્ચાઇથી લઇ જવામાં આવી ?! આવું કાર્ય કોણે કર્યુ ? જે તેને લઇ ગયું છે તેનો કાંઇ ખરાબ વિચાર જ હોવો જોઇએ ! અરેરે ! એ અભાગિનીના દુ:ખનો અંત નહિ જ આવે કે શું ? "

મિ૦ કિલફોર્ડે થોડા સમય સુધી ચુપ રહી મિ૦ સ્મિથના મ્હોં તરફ જોઇને કહ્યું:-" જે લિલિયનને લઇ ગયું છે તેનો કાંઇ ખરાબ વિચાર હશે કે કેમ એ સંબંધી હું કાંઇ કહી શકતો નથી; પરંતુ મ્હારા દ્વારરક્ષકે મ્હને જે કાંઇ કહ્યું છે તે જો ખરું હોય તો લિલિયન પોતે જ પોતાની ઇચ્છાથી મ્હને છેતરીને અહીંથી ચાલી ગયેલી હોવી જોઇએ! "

અત્યંત આશ્ચર્યચકિત બની જઇ મિ૦ સ્મિથ બોલ્યો:-" શું લિલિયન તમને છેતરીને પોતાની ઇચ્છાથી ચાલી ગઇ છે ?! મહાશય ! આપ આ શું કહો છો ? "

"હું ખરું જ કહું છું." ક્લિફોર્ડ ધીમે ધીમે કહેવા લાગ્યો, "જો લિલિયનની અગાઉથી જ એવી ઇચ્છા ન હોત તો તે શહેરના એક પ્રખ્યાત બદમાશ તથા વિષયલંપટ માણસની સાથે એક ગાડીમા બેસીને ચાલી જાત કે ?"

"કોણ ? લિલિયન કોની સાથે ચાલી ગઇ છે ?" મિ૦ સ્મિથે વ્યાકુળ કંઠે પૂછયું.

"તમે આ શહેરના બદમાસોના સરદાર મિ. કર્ઝનને નથી ઓળખતા કે ? એની સાથે એક ગાડીમાં બેસીને લિલિયન શા સાહસથી ગઇ છે એ હું સમજી શકતો નથી !" ક્લિફોર્ડે કહ્યું.

"આપ આ શું કહો છો ? એ મિ૦ કર્ઝન સાથે ગઇ છે ? અરેરે ! હવે હું એનો પત્તો મેળવી શકીશ કે ?" આટલું બોલતામાં તો મિ૦ સ્મિથનાં નેત્રોમાં અશ્રુબિંદુ તરી આવ્યાં.

"તમે ચિંતા શા માટે કરો છો? લિલિયનનો પત્તો કેમ નહિ લાગે ? મિ૦ કર્ઝન તેની સાથે ઇચ્છા તૃપ્ત થતાં સુધી રંગભોગ ભોગવી થોડા દિવસ પછી તેને અમુક રકમ આપીને વિદાય કરી દેશે ! એ વખતે તમે તેનું દર્શન કરી શકશો. મિ૦ કર્ઝન મ્હોટો માણસ છે. તેની પાસે પુષ્કળ પૈસા હોવાથી લિલિયનનું સઘળું દુઃખ દૂર થઇ જશે. પોતાનું આર્થિક કષ્ટ દૂર કરવાની ઇચ્છાથી તો તે મ્હને છેતરીને ચાલી ગઇ છે, ગમે તેમ હો પણ એને લીધે હું વિશેષ કમાણી કરી શકતો હતો. મ્હને નુકસાન થાય એવું વર્તન તેણે મ્હારી સાથે ચલાવવું જોઇતું હતું કે ? આ શું ધર્મ છે ? આ સંસારનાં માણસો ધર્મ કર્મને સ્વાર્થ આગળ તુચ્છ સમજે છે. એના જેવી સ્ત્રીઓ સન્માર્ગે રહી કામધંધો કરીને પૈસા પેદા કરે ખરી કે ? એવી સ્ત્રીઓની પ્રવૃત્તિ જ ભિન્ન પ્રકારની હોય છે ! તેઓ પોતાના સૌન્દર્યની જાહિર-

ખબર ફેલાવવા માટે જ નાટકના સ્ટેજ ઉપર ઉપસ્થિત થાય છે અને થોડા દિવસ સુધી રંગ ઢંગ કરી કોઇ દર્શકના મનને ભૂલાવી તેની સાથે સુયોગ મળતાં પલાયન કરી જાય છે. આમ છતાં એવી સ્ત્રીઓનું કદાપિ ભલું થતું નથી એ ચોક્કસ છે. છેવટે તેમને ભિક્ષા માગવી પડે છે અગર તો આત્મહત્યા કરવી પડે છે—એ બેમાંથી એક કાર્ય કર્યા સિવાય તેમનો છુટકારો થતો નથી."

આવી વક્તૃતા કરી ખીસ્સામાંથી રૂમાલ બ્હાર કાઢી મિ૦ કિલફોર્ડ કપાળપરનો પસીનો સાફ કરવા લાગ્યો.

મિ૦ સ્મિથે સ્થિરતાથી મિ૦ કિલફોર્ડનાં વચનો સાંભળ્યા. થોડા સમય પછી એક ગાઢ નિશ્વાસ મૂકીને તેણે કહ્યું:—"આપે જે કાંઇ કહ્યું છે તે બીજી સ્ત્રીઓને માટે તદ્દન ખરું છે પણ હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, લિલિયનનું ચરિત્ર આપ કહો છો તેવું નથી! એને માટે આપની ધારણા તદ્દન ભૂલ ભરેલી છે!"

"હશે કદાચ" મિ૦ કિલફોર્ડ વિશેષ કાંઇ બોલ્યો નહિ! થોડા સમય પછી જાણે કાંઇ વિચાર કરીને તેણે કહ્યું, "તમારી જ્યારે એવી ખાત્રી છે કે લિલિયનનું ચરિત્ર વિશુદ્ધ છે ત્યારે પછી તમે તેને મિ૦ કર્ઝનના પંઝામાંથી છોડાવવાનો પ્રયત્ન કેમ નથી કરતા? વિના કારણ વખત ગૂમાવવાથી શો લાભ છે?"

મિ૦ સ્મિથે અત્યંત અસ્થિર બની જઇને કહ્યું:—"હું શું કરું? મ્હારાથી શું થઇ શકે તેમ છે?"

"કેમ, તમે તેની પાછળ પાછળ જાઓને!"

"ગાડી કયી દિશા તરફ ગઇ છે એ આપ કહી શકશો?"

"ગાડી બ્લૅક આઇવિઝની તરફ ગઇ છે—હમણાં તેઓ ઇસેક્સ ગયા છે. એ ગાડીનો કોચમેન મ્હારા દ્વારરક્ષકની સાથે વાતમાં ને

વાતમાં એ સ્થળનો ઉલ્લેખ કરી ગયો છે."

"ત્યારે આવા રાત્રિના સમયે હું એ સ્થળે કેવી રીતે જાઉં? અત્યારે ટ્રેઇન મળી શકે તેમ નથી–સ્ટીમર પણ મળી શકે તેમ નથી હવે શું કરવું?"

"એક ભાડુતી ગાડી લઇ જાઓ. રસ્તો લાંબો છે એ ખરૂં પણ ભાડુતી ગાડી લઇ ગયા સિવાય બીજો શો ઉપાય છે? તમે હમણાં ને હમણાં જ જાઓ નહિ તો પછીથી પતો મેળવવાનું કામ કદાચ ઘણું કઠિન થઇ પડશે." આમ કહી મિ૦ ક્લિફોર્ડ મિ૦ સ્મિથ સાથે સેકહૅન્ડ કરી ફરી બોલ્યો, "ઇશ્વર તમારા કાર્યમાં સહાયતા કરો એવી હું પ્રાર્થના કરું છું."

તત્કાળ મિ. સ્મિથ એક ગાડી ભાડે કરવા ચાલ્યો ગયો.

પ્રભાતકાળ થતાં પૂર્વે જ મિ૦ સ્મિથ યથા સ્થળે જઇ પહોંચ્યો. આખી રાત્રિ ગાડીમાં બેસી રહેવું પડેલું હોવાથી તે ઘણો ક્લાન્ત થઇ ગયો હતો. પ્રભાતવાયુનો શીતળ સ્પર્શ થતાં પોતાને જાણે કે તાવ ભરાયો હોય એમ તેને લાગ્યું. મિ૦ સ્મિથ એક સિગારેટ પીતો પીતો એક જરાજીર્ણ મકાન પાસે ઉપસ્થિત થયો. એ મકાનમાં પ્રવેશ કરતાં ત્યાં કોઇ જનમાનવનો નિવાસ હોય એમ તેને લાગ્યું નહિ. એ મકાન તદ્દન નિર્જન હોય એમ જ તેને લાગ્યું. મિ૦ સ્મિથે ઉત્તર દિશા તરફ આવેલા દ્વારમાંથી એ મકાનમાં પ્રવેશ કર્યો હતો. એ સ્થળ ઘણું ભયંકર લાગતું હતું. એ સ્થાન મિ૦ કર્ઝનની પૈતૃક સંપત્તિ હોઇ તેનું નામ 'સાઇપ્રેસ ગ્રેન્જ' હતું.

મિ૦ કર્ઝનના પિતાના સમયથી જ એ મકાનમાંની સઘળી વસ્તુઓ ઉત્તર દિશા તરફથી ઉપાડી લઇ પશ્ચિમ દિશા તરફ રાખવામાં આવી હતી. ઉત્તર તરફનો ભાગ તદ્દન અવડ પડી રહ્યો હતો.

એ મકાનનો દક્ષિણ દિશા તરફનો ભાગ તબેલાના નોકર ચાકરોના ઉપયોગમાં આવતો હતો. ઉત્તર દિશા તરફ આવેલી ઓરડીઓ અને ઓરડાઓનું દર્શન કરતાં ઘણા કાળથી એ સ્થળે ભૂલ્યે ચુકયે પણ કોઇ માણસ આવેલું ન હોવું જોઇએ એવો સ્પષ્ટ ભાસ થતો હતો. ઘણી ખરી બારીઓ ભાંગી ગઈ હતી–ચોતરફ કચરાના ઢગલા થઇ રહ્યા હતા. ઘરની સઘળી બારીઓ બંધ હતી. અંદરના ભાગની જમીન ઉપર અને દિવાલ ઉપર વિવિધ પ્રકારની જંગલી વનસ્પતિ ઉગી નીકળી હતી. દિવસે પણ એ સ્થળે અંધકાર છવાઇ રહેતો હતો. મનુષ્યની માફક સૂર્યનાં કિરણો પણ ભયથી એ સ્થળે બિલકુલ પ્રવેશ કરતાં નહોતાં.

અનેકવિધ વિચારો કરતો કરતો મિ૦ સ્મિથ આગળ વધવા લાગ્યો. તેણે એ સ્થાનની સ્થિતિ ઘણી શોચનીય જોઇ. તે સર્વત્ર નિર્જનતાનું દર્શન કરવા લાગ્યો. અંતે તે એક બારી પાસે જઇ સ્વગત કાંઇ વિચાર કરી ત્યાં ઉભો રહીને આસપાસ જોવા લાગ્યો.

સ્થિર દૃષ્ટિથી ઘણા સમય સુધી તે એ બારીમાંથી જોઇ રહ્યો. એ બારીમાંથી તે એક ક્ષીણ પ્રકાશચિહ્ન જોઇ શકતો હતો. એ બારી બંધ હતી તથા તેના ઉપર ધુળ અને માટી ચોંટી ગઇ હતી. બારી નજીક એક ઘણી જુની લોખંડની બનેલી ભાંગેલી ખુરસી પડી હતી.

હવે મિ૦ સ્મિથના મનમાં સહજ આશાનો સંચાર થયો. ધીમેથી તેણે એ ખુરસી ઉંચકીને બારી નજીક કચરાનો જે ઢગલો થયો હતો તેના ઉપર મૂકી. પછી તે એ ખુરસી ઉપર ઉભો થયો તથા ઘણી સાવધાનતાથી બારીમાં હાથ ઘાલી પેલી તરફથી બારીને તેણે ઉઘાડી નાખી. પછી અંદર પ્રવેશ કરતાં એક પ્રકારની ખરાબ દુર્ગંધ

આવતાં પોતાનો જીવ નીકળી જતો હોય એવો તેને ભાસ થયો. એ સ્થળ અંધકારમય કૂવા જેવું હોય એમ જ તેને લાગ્યું. એ સ્થળે વાયુનો સહજ પણ સંચાર નહોતો. મિ૦ સ્મિથ ઘણી ગરમી અનુભવવા લાગ્યો. નિશ્વાસ મૂકતાં પણ તેને દુઃખ થવા લાગ્યું. તેનું આખું શરીર પસીનાથી ભીંજાઇ ગયું. મસ્તક ભમવા લાગ્યું. ઘરના એક ખુણામાં એક દીપક સળગતો હતો; પરંતુ એ દીપકનો પ્રકાશ ઘણો ઝાંખો હતો. એ ક્ષીણ પ્રકાશમાં એ સ્થળે એક મનુષ્યને મિ૦ સ્મિથે પલંગમાં સૂઇ રહેલું જોયું. સાહસ એકઠું કરી પલંગ પાસે જઇ તપાસ કરતાં મિ૦ સ્મિથને માલૂમ પડ્યું કે, એ મનુષ્ય બીજું કોઇ નહિ પણ મિ૦ કર્ઝન હતો. મિ૦ સ્મિથ ઘણો વિસ્મિત અને ભયભીત બની ગયો. ઘણી તપાસ કરવા છતાં મિ૦ કર્ઝન મરેલો છે કે જીવતો એ વિષયનો કાંઇ નિશ્ચય તે કરી શક્યો નહિ. બીજી તરફથી તેનું શરીર પણ ધીમે ધીમે ઘણું અવસન્ન બની જવા લાગ્યું. તેનું સર્વાંગ થરથર કંપવા લાગ્યું; આમ છતાં સાહસ એકઠું કરી દીવો લઇ તે પાછો મિ૦ કર્ઝન પાસે ઉપસ્થિત થયો; દીપકના પ્રકાશમાં મિ૦ કર્ઝનનું વિકૃત મુખ જોઇ ભયથી મિ. સ્મિથ ઉચ્ચ કંઠે બોલ્યો:– " ખૂન–ખૂન ! મિ. કર્ઝનનું ગળું દબાવીને કોઇએ તેનું ખૂન કર્યું છે! " મિ૦ સ્મિથના હાથમાંનો દીપક જમીનપર પડી ભાગી ગયો. હવે તે એ સ્થળે એ ઉભો રહી શકયો નહિ. દારૂડીઆની માફક લથડતો લથડતો તે દિવાલ પાસે જઈ તેને અઢેલીને ઉભો રહ્યો. હમણાં તેના મનમાં તથા પ્રાણમાં જે કષ્ટ થતું હતું તેનું વર્ણન આ નિર્જીવ લેખિનીથી થઇ શકે તેમ નથી.

કેવો ભયંકર બનાવ ! આવા ભયંકર અંધકારમય સ્થળે તે એક માર્યા ગયેલા માણસના મૃતદેહ પાસે ઉભો રહ્યો છે! ભયથી

તેનો કંઠ રુંધાઇ ગયો. તૃષાથી તેની છાતી ફાટી જવા લાગી. મિ૦ સ્મિથે વિચાર્યું:-"ત્યારે શું લિલિયન મિ૦ ફર્ઝનનું ખૂન કરીને પલાયન કરી ગઇ હશે ? " વળી તે સાથે જ તેના મનમાં એવો વિચાર આવ્યો કે, " હમણાં જો કોઇ મ્હને અત્રે આવી સ્થિતિમાં જોશે તો ખુનનો આરોપ મ્હારા ઉપર જ આવશે! "

પછી એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં મિ૦ સ્મિથે જે માર્ગેથી પ્રવેશ કર્યો હતો એ માર્ગેથી જ બ્હાર નીકળી જવાનો પ્રયત્ન કરવા માંડયો.

# પ્રકરણ ૫ મું.

## ઉદ્ધારકર્ત્તાનો આત્મત્યાગ.

સરિતાના અગાધ જળરાશીમાં અદૃશ્ય થઇ ગયેલી લિલિયનનું શું થયું એ જાણવા માટે વાંચકબંધુઓ ઉત્સુક બની ગયા હશે. તેથી હવે અમે એ તરફ વળવું ઉચિત ધારીએ છીએ. સરિતાના પ્રવાહમાં ભયંકર તરંગો સાથે એક દુઃખિની યુવતીને તણાતી જોઇને સરિતાના તટ ઉપર ઘણાં માણસો એકઠાં થઇ ગયાં. એ યુવતીને મૃત્યુના મુખમાં પડેલી જોઇ એ માણસો કિનારે ઉભાં રહી ' કાઢો—બ્હાર કાઢો, બચાવો—બચાવો. ' એવા પોકાર કરવા લાગ્યાં; છતાં આત્મબળિદાન આપી કોઇ એ અભાગિનીનો ઉદ્ધાર કરવા સરિતામાં કૂદી પડયું નહિ. એ અસંખ્ય માણસોની નજર આગળ અભાગિની લિલિયન જળમાં ડૂબી ગઇ.

અરેરે! આ વખતે એ સ્થળે જો મિ૦ રિમથ હાજર હોત તો લિલિયનને બચાવવાનો ગમે તે પ્રયત્ન એ અવશ્ય કરત ! આ રસ્તેથી કિંવા વૉટરલૂના પૂલપર થઇને તે હમ્મેશાં સ્હવારે રૉયલ વિક્ટોરિયા થીએટરમાં રિહર્સલમાં જતો હતો ! પરંતુ એકાએક લિલિયનના અદૃશ્ય થઇ જવાથી તેનો દેહ અને મન અસ્થિર બની ગયાં હતાં ! શરીર સારું નહિ હોવાથી આજકાલ કરતાં એક અઠવાડીઆથી થીએટરમાં જવાનું તેણે બંધ કર્યું હતું.

હજી લિલિયનનું આયુષ્ય પૂર્ણ થયું નહોતું તેથી તેનું મૃત્યુ કેવી રીતે નિપજે ? તેને નદીમાં ડૂબતી જોઇ તીર ઉપર ઉભેલાં માણસોમાંથી એક નીચ જાતિના માણસે ઝડપથી પોતાનાં વસ્ત્રો કાઢી નાંખી નદીમાં કૂદકો માર્યો અને તત્કાળ નદીના ગર્ભમાં નિમજ્જિત થઇ તે અદૃશ્ય થઇ ગયો. અલ્પકાળમાં જ પાછો એ માણસ સરિતાના જળ ઉપર આવ્યો અને તરવા લાગ્યો. કિનારે ઉભેલાં માણસો ઉલ્લાસથી તેની સાહસિકતાની પ્રશંસા કરવા લાગ્યાં.

પેલો માણસ તરતો તરતો સરિતાની ચોતરફ જોઇ લિલિયનની તપાસ કરવા લાગ્યો. એવામાં તે પોતાનાથી બે હાથને છેટે કોઇના કેશગુચ્છને જોઇ શક્યો. એ કેશગુચ્છ લિલિયનનો સમજી દર્શકો ' એજ-એજ ' એમ મ્હોટેથી બોલી ઉઠયાં.

પેલો માણસ ઝડપથી તરતો તરતો એ કેશગુચ્છને પકડવા જવા લાગ્યો; પરંતુ અરેરે ! તે તેને પકડી શકયો નહિ ! લક્ષ્યવસ્તુ અદૃશ્ય થઇ ! તે સાથે જ તરતાં તરતાં તેણે પુનઃ નદીના ગર્ભમા પ્રવેશ કર્યો.

થોડો વખત વીતિ જવા છતાં કોઇ નજરે પડયું નહિ! લિલિયન અને તેના ઉદ્ધારકર્ત્તાનું મૃત્યુ થએલું સમજી દર્શકો અફસોસ કરવા

લાગ્યાં; પરંતુ એવામાં જ પેલો પરોપકારી માણસ લિલિયનની દેહલતાને પોતાના ખભા ઉપર ઉંચકી જળપ્રવાહપર આવ્યો. પછી અપૂર્વ કૌશલથી તરતો તરતો તે તીર તરફ આવવા લાગ્યો. નદીતીર બહુ દૂર નહિ હોવા છતાં ઘણો પ્રયત્ન કરીને પણ એ માણસ અગ્રેસર થઇ શકતો નહોતો ! વિષમ વિરુદ્ધ પ્રવાહ તેને કોઇ પણ પ્રકારે કિનારા તરફ જવા દેતો નહોતો ! તે ઉપરાંત તેના ખભા ઉપર લિલિયનની દેહલતાનો ભાર હતો તેથી કિનારા તરફ આવવાનું કાર્ય તેને માટે વિશેષ મુશ્કેલી ભર્યું થઇ પડ્યું હતું.

નિરાશ બની જઇને એ વીર પુરુષે તીર ઉપર ઉભેલાં પ્રેક્ષક જનોને સંબોધીને કહ્યું:—" રક્ષણ કરો ! રક્ષણ કરો ! હવે હું તરી શકતો નથી! " વાસ્તવિક રીતે જેવા જતાં તે વખતે એ માણસનો પ્રાણ જાણે કે બ્હાર નીકળી જતો હતો; આમ છતાં તેણે લિલિયનનો ત્યાગ કર્યો નહોતો. છેવટ સુધી તેણે વિપરીત પ્રવાહના પ્રબળ તરંગો સાથે યુદ્ધ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો ! આવી રીતે ઘણા સમય સુધી મહા મુશ્કેલીએ તરીને તે તીર પાસે આવી પહોંચ્યો. પછી એ વીર પુરુષે કોશલથી લિલિયનને ઊંચકી તેને તીર તરફ જોરથી ફેંકી દીધી તથા તે પોતે પણ તરીને કિનારા તરફ જવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પણ જઇ શક્યો નહિ. એ હતભાગ્ય ભયંકર ચીસ પાડી ડુબી ગયો !

તીરથી અડધા હાથને અંતરે લિલિયનને પડેલી જોઇ તીર ઉપર ઉભેલા એક યુવકે પોતાનો હાથ લંબાવી લિલિયનનો પોષાક પકડી તેને ઉંચકી લીધી. એવામાં એક નૌકાને ઘણી ઝડપથી પેલા વીર પુરુષના ઉદ્ધારાર્થે મોકલવામાં આવી; પરંતુ અરેરે ! સઘળું વૃથા થયું ! ઘણી તપાસ કર્યા પછી જ્યારે તેનો ઉદ્ધાર કરવામાં આવ્યો ત્યારે તેના દેહપિંજરમાંથી પ્રાણપંખી ઉડી ગયું હતું !

આ સંસારમાં દાતાની ખોટ નથી ! અગાધ સંપત્તિશાળી ધનવાન માણસ ચાર પાંચ રૂપિયાનું દાન કરી—સમુદ્રમાંથી જ બે ચાર ખોબા જળ લઇ મરૂભૂમિમાં છાંટી પોતાને દાતા તેમજ પુણ્યવાન સમજી મનમાં ને મનમાં ઘણો ગર્વ કરે છે ! તેને એમ જ લાગે છે કે, સ્વર્ગ તેના હાથમાં જ છે ! પરંતુ આ નિમ્નશ્રેણિના દીન દરીદ્ર માણસે પારકાના પ્રાણને બચાવવા સંકોચ સિવાય પોતાનો પ્રાણ ત્યાગ્યો ! હે કરૂણામય સર્વેશ્વર ! એ માણસ માટે તમે કયું સ્વર્ગ નિર્માણ કર્યું છે?

દર્શકોમાંથી કેટલાંક માણસો પોલિસની સહાયતાથી લિલિયનને નજીક આવેલા એક કારખાનામાં લઇ જઇ તેની સારવાર કરવા લાગ્યાં. થોડા સમય પછી લિલિયન શુદ્ધિમાં આવી તથા એક ગ્લાસ બ્રૅન્ડી પીને અભાગિની કાંઇક આરામ મેળવી શકી.

લિલિયને શુદ્ધિમાં આવ્યા પછી નિષ્કપટ ભાવથી પોતાની સઘળી હકીકત એ કારખાનાના માલિકને કહી સંભળાવી; પણ તેણે પોતાનું નામ ધામ જણાવ્યું નહિ. મિ૦ સ્મિથને પોતાના સમાચાર કેવી રીતે પહોંચાડવા એજ તેની મુખ્ય ચિંતા હતી.

* * * *

જે રાત્રે મિ૦ સ્મિથ મિ૦ દર્ઝનના નિવાસસ્થાનમાં લિલિયનનો પત્તો મેળવવા ગયો હતો તેને બીજે દિવસે પ્રભાતકાળે ત્યાં ઘણી ગરબડ થઇ રહી. એ મકાનની આસપાસનાં માણસો આવીને મિ૦ દર્ઝનના મૃત્યુ સંબંધી વિષમ ગરબડ કરવા લાગ્યાં; દરેક માણસ જૂદો જૂદો અભિપ્રાય દર્શાવવા લાગ્યું; પરંતુ ખૂન કોણે કર્યું તેનો કાંઇ નિર્ણય થયો નહિ! ભય અને વિસ્મયથી એ વિશાળ જીર્ણશીર્ણ મકાનના દ્વારરક્ષકનું મ્હોં સુકાઇ ગયું. તેણે કેટલાંક

માણસોને સાથે લઇ મકાનની આસપાસ તપાસ કરવા માંડી; પરંતુ તેનું કાંઇ પરિણામ આવ્યું નહિ. કેવળ કેટલેક સ્થળે માણસનાં પગલાંનાં ચિહ્ન સિવાય બીજું કાંઇ નજરે પડયું નહિ. સર્વેએ એવો નિશ્ચય કર્યો કે, ખૂનીની સાથે પુષ્કળ માણસો આવેલાં હોવાં જોઇએ તથા મિ૦ કર્ઝને હુમલો કરનારાઓની સાથે ઘણા સમય સૂધી યુદ્ધ કરેલું હોવું જોઇએ.

એ મકાનની આસપાસ આવેલા બાગની એક બાજૂએ ઘાસ ઉપર પુષ્કળ લોહી જામી ગયું હતું તથા ત્યાં આગળ મિ૦ કર્ઝનના કૂતરાને સર્વેએ મરી ગયેલી હાલતમાં પડી રહેલો જોયો. કોઇએ કહ્યું – " આ લુંટારાઓનું જ કામ હોવું જોઇએ ! " એ તપાસ કરનારાં માણસ વળી થોડે દૂર ગયાં એટલે તેમણે એક સ્ત્રીનું ગાત્રાવરણ એક ઠેકાણે પડી રહેલું જોયું. જોતાંની સાથે જ દ્વારરક્ષકે એ વસ્ત્રને ઊંચકી લીધું તથા ઘણા આનન્દથી ઉચ્ચસ્વરે તે બોલી ઉઠયો:– " હવે કયાં જશે ? હવે ખૂનીને પકડવાનું સાધન મળી આવ્યું છે; આ વસ્ત્રને લીધે તે અવશ્ય પકડાશે ! "

સર્વનાં મ્હોં ઉપર ઉલ્લાસનો ભાવ તરી આવ્યો. ખૂની માણસ પકડાયું હોય એવો જ જાણે કે તેમને ભાસ થયો !

બાગમાં એ માણસો આવી ખટપટ કરી રહ્યાં હતાં એવામાં લોકોની ગિર્દીને ભેદી એક બુઢ્ઢીએ આગળ આવી બાગના રક્ષકને પુછયું:–" ભાઇ ! તને આ વસ્ત્ર કયાંથી મળી આવ્યું ? "

બાગના રક્ષકે સઘળી હકીકત એ બુઢ્ઢીને કહી સંભળાવી; પછી બુઢ્ઢીએ કહ્યું:–" આ કામ એ છોકરીનું જ હોવું જોઇએ એમાં હવે કાંઇ સંદેહ નથી. મિ૦ કર્ઝન જ્યારે તેને અત્રે લઇ આવ્યા ત્યારે આ વસ્ત્ર મ્હેં તેના શરીરપર જોયું હતું ! વળી તકરાર તોફાન કર્યા પછી

એ છોકરીને અહીંથી પલાયન કરી જતાં પણ મ્હેં જોઇ હતી. પલાયન કરી જતી વખતે તેના શરીર ઉપર આ વસ્ત્ર નહોતું. છતાં એ મ્હોટા લોકોના કામમાં મ્હારા જેવી ગરીબ બુઢ્ઢી કેવી રીતે વચ્ચે પડી શકે? સર્વ દારૂ પી અંદર અંદર તોફાન કરે છે એમ જ મ્હેં વિચાર્યું હતું. મ્હને શી ખબર કે એ છોકરી નાશી જતી હશે? જો જાણતી હોત તો મ્હેં તેની પાછળ જરૂર કેટલાક લોક દોડાવ્યા હોત. બીજું કાંઇ ન બનત તો હું મ્હારા કૂતરાને તેની પાછળ છૂટો મૂકી દેત!"

બુઢ્ઢીનાં આ વચનો સાંભળી સર્વ ચુપ થઇ ગયાં. બાગના રક્ષકે વિલંબ નહિ કરતાં આ ખૂન થયાના સમાચાર એક માણસ માર્ફત લંડનની પોલિસને લખી જણાવ્યા તથા એક સારા ડિટેક્ટિવને પણ ઘટતા સ્થળે મોકલવા માટે તેણે પોતાના પત્રમાં ભાર દઇને લખ્યું. માણસને રવાના કરી બાગનો રક્ષક પોતાના માલિકના મૃતદેહ પાસે બેસી પોલિસના આવવાની રાહ જોવા લાગ્યો.

વિના વિલંબે લંડનની પોલિસ તરફથી મિ૦ જીલ્બર્ટ હૉક નામનો સુપ્રસિદ્ધ ડિટેક્ટિવ ઘટના સ્થળે ઉપસ્થિત થયો તથા ખૂન સંબંધીની બની શકે તેટલી તપાસ કરી જરૂરી માણસોની હકીકત સાંભળી લઇ ખૂનીને શોધી કાઢવાના કાર્યમાં ગુંથાયો.

ડિટેક્ટિવ મિ૦ જીલ્બર્ટ સહજ વિસ્મિત થયો. પ્રથમથી જ તેને એવી ખબર મળી હતી કે, મિ૦ કર્ઝન કૌશલથી લિલિયનનું નાટકશાળામાંથી હરણ કરી તેને પોતાના નિવાસસ્થાને લઇ આવ્યો હતો; પરંતુ મિ૦ કર્ઝનના નિવાસસ્થાનમાંથી લિલિયન ક્યાં જતી રહી? વળી મિ૦ કર્ઝનનું ખૂન કોણે કર્યું? આ વિષય તેને ઘણો ગંભીર જણાયો. તે વિચારવા લાગ્યોઃ—"લિલિયન જાણે કે નવલકથાની

નાયિકા છે! તેની પાછળ એક પછી એક ગરબડ લાગેલી જ હોય છે; આમ છતાં આ ખૂન સાથે તેનો કાંઇ સંબંધ હોય એમ લાગતું નથી. જો હું પ્રથમથી જ તેને ઓળખતો ન હોત તો જે હકીકત જાણુવામાં આવી છે તે ઉપરથી એણે જ આ ખૂન કર્યું છે એવો સંદેહ મ્હારા મનમાં ઉપજત; પણ હું એના ચરિત્રને સારી રીતે જાણું છું."

મિ૦ કર્ઝનનો મૃતદેહ જોઇ ચતુર ડિટેક્ટિવે એવો નિશ્ચય કર્યો કે, શ્વાસ રૂંધાવાથી જ મિ૦ કર્ઝનનું મરણ નિપજ્યું છે; પરંતુ જે ઓરડામાં ખૂન થયું હતું તેનું દ્વાર અંદરથી બંધ હતું એ આશ્ચર્યનો પ્રકાર હતો. ખૂનીએ બારીમાંથી આવજા કરેલી હોવી જોઇએ. તપાસ કરતાં વિશેષમાં એમ માલૂમ પડ્યું કે, મિ૦ સ્મિથના ખીસ્સામાંથી સઘળી સિલ્લક, સોનાની ચેઇન અને ઘડીઆળ, હીરાની વીંટી વગરે સર્વ ગૂમ થયું છે!

## પ્રકરણ ૬ ઠું.

### પોલિસના પંઝામાં પ્રેમપંખિણી.

ભયંકર મૃત્યુના મુખમાંથી બચી ગયા પછી ઘણા દિવસે પાછું મિ૦ સ્મિથની સાથે લિલિયનનું મિલન થયું. એક સુંદર સુસજ્જિત ઓરડામાં એક પલંગ ઉપર મિ૦ સ્મિથ અને લિલિયન બેઠાં હતાં! ઓરડામાં સળગતા ઉજ્વળ દીપકના પ્રકાશમાં લાવણ્યમયી લિલિયનનું મુખમંડળ વિશેષ મનોહર તથા તેજોમય બની ગયું હતું. મિ૦ સ્મિથે ઘણા દિવસના વિયોગ પછી પોતાની પ્રણયિનીને હૃદય સરસી ચાંપી. તે આ મૃત્યુલોકમાં સ્વર્ગસુખ અનુભવવા

લાગ્યો ! લિલિયનને દૃઢ સ્નેહાલિંગન કરી મધુર પ્રેમપૂર્ણ વચને તેણે કહ્યું:-" લિલિયન ! હૃદયેશ્વરિ ! પુનઃ ત્હારૂં મિલન થશે એવો વિચાર સુદ્ધાં મ્હને આવ્યો નહોતો ! ત્હારા જીવનની આશાનો મ્હેં ત્યાગ કર્યો હતો; પરંતુ આ અભાગી ઉપર ઇશ્વરની અપાર દયા છે તેથી જ તેણે પુનઃ ત્હારી સાથે મ્હારું મિલન કર્યું છે ! "

આમ કહી મિ૦ સ્મિથે લિલિયનના અધરોષ્ઠ ઉપર ચુંબન કર્યું. લિલિયને પણ પોતાના બન્ને હાથથી મિ૦ સ્મિથના કંઠમાં વળગી પડી કહ્યું:-" તમારી મૂર્ત્તિનું ધ્યાન ધરી મ્હેં સઘળું દુઃખ સહન કર્યું છે. ફક્ત તમને મળવાની આશાથી જ મ્હેં મ્હારું જીવન ધારણ કરી રાખ્યું હતું. હું જગદીશ્વરને એવી પ્રાર્થના કર્યા કરતી હતી કે, જો તમારી સાથે પુનર્મિલન થવાનું આ નસીબમાં ન હોય તો સત્વર જીવનનો અંત આવે ! હવે મ્હને એમ લાગે છે કે, મ્હારા કરતાં વિશેષ ભાગ્યવતી સ્ત્રી આ સંસારમાં નથી ! હવે ભય કેવળ મિ૦ કર્ઝનના ખૂન સંબંધી છે! સર્વેની એવી જ ધારણા છે કે મ્હેં તેનું ખૂન કર્યું છે ! "

" જ્યારે જે થશે તે જોવાશે તથા તે વખતે યોગ્ય વ્યવસ્થા કરવામાં આવશે. હમણાં એ બધી વાત જવા દે. હું કહું છું તે સાંભળ. કાલે મિ૦ ડિ૦ કિલફોર્ડ સાથે મ્હારી મુલાકાત થઇ હતી. ત્હારા સંબંધીની સઘળી હકીકત મ્હેં તેને કહી છે. એ હકીકત સાંભળવામાં આવતાં તેના આનન્દનો પાર રહ્યો નહિ. તેણે આનંદથી કહ્યું,-' તમે ગમે તે રીતે લિલિયનને અમારા થીએટરમાં લાવી આપો. આપ જાણો છો કે, આજકાલ કોઇ ખેલ જોવા આવતું નથી. જે કોઇ આવે છે તે કેવળ સૌંદર્યવતી અભિનેત્રીને જોવાની ઇચ્છાથી જ આવે છે. તમારી સાથે મુલાકાત થઇ એ ઘણું સારું થયું. જો

તમે આજ્ઞા આપતા હો તો આવતા બુધવારથી જ 'લિલિયન પાર્ટ કરશે' એવી જાહિરખબર ફેલાવું ?"

"પછી તમે આજ્ઞા આપી કે ?" લિલિયને પૂછ્યું.

"પ્રિયતમે! તને પૂછ્યા સિવાય હું તેને કેવી રીતે આજ્ઞા આપી શકું ? છતાં કાલે રાત્રે જ્યારે હું થીએટરેથી ઘેર આવતો હતો ત્યારે રસ્તે દિવાલો ઉપર મ્હોટા મ્હોટા રંગીન અક્ષરોની જાહિરખબર મ્હારા વાંચવામાં આવી હતી. તેમાં લખ્યું હતું કે:—

રૉયલ ગ્રાન્ટ સેલુન

નવી વધાઇ! નવા સમાચાર!

ઘણા વખત પછી-ભયંકર બીમારીમાંથી બચ્યા પછી

મિસ લિલિયન

નવીન વેશમાં, નવો પાર્ટ ભજવી બતાવશે!

નવીન ગાન! નવીન નાચ!! નવીન હાવભાવ!!!

લિલિયને હસીને કહ્યું:—"ત્યારે તો પાર્ટ ભજવવો જ પડશે કેમ ?"

"તું તને જેમ ઠીક લાગે તેમ કર. વિશેષ હું શું કહું ? છતાં તું જો મ્હારો અભિપ્રાય પુછતી હોય તો હું સ્પષ્ટતાથી કહું છું કે, તું હવે અભિનય કરે એવી મ્હારી ઇચ્છા નથી! હું શા માટે આવો અભિપ્રાય આપું છું એ જણાવવાની હવે જરૂર રહી નથી લિલિયન! હૃદયેશ્વરિ! મ્હારા સંદેહને તું આજે દૂર કરીને સ્પષ્ટતાથી કહે જોઇએ કે તું મ્હારી વિવાહિતા પત્ની થઇ શકે નહિ ?"

"આશ્ચર્યની વાત! મિ૦ સ્મિથ! હજી પણ તમે મ્હને આવો પ્રશ્ન પૂછો છો? તમારા સિવાય સંસારમાં આ અભાગિનીનું બીજું કોઇ નથી. આટલું બધું દુઃખ વેઠીને પણ કોને માટે હું આ તુચ્છ જીવન ધારણ કરી રહી છું? તમે મ્હને અવિશ્વાસિની સમજો છો કે શું?"

"ત્યારે હવે મિ૦ કિલફોર્ડ સંબંધી તું શું કરીશ?"

"ફક્ત ત્રણ માસ માટે હું તેના થીએટરમાં અભિનય કરીશ ત્યાર પછી થોડા પૈસા એકઠા થતાં હમ્મેશાંને માટે હું એ કાર્યનો ત્યાગ કરીશ."

"ત્યારે આવતા બુધવારથી જ તું અભિનય કરીશ કે?"

"હા, વિના કારણ વિલંબ કરવાની શી જરૂર?"

બુધવારે રૉયલ ગ્રૅન્ડ સેલુનમાં એટલી બધી ગિર્દી થઇ કે, પોલિસને બોલાવીને જ શાન્તિનું રક્ષણ કરી શકાયું. થીએટરમાં એક તલ પડે એટલી પણ ખાલી જગ્યા નહોતી! અસંખ્ય માણસો જગ્યા નહિ મળવાથી નિરાશ ચિત્તે પાછાં ચાલ્યાં ગયાં.

દર્શકો લિલિયનનું દર્શન કરવાને ઘણાં ઉત્કંઠિત બની ગયાં! લિલિયન સ્ટેજ ઉપર આવી એટલે તાળીઓના અવાજ ઉપર અવાજ થવા લાગ્યા. પ્રશંસાનાં પુષ્કળ વચનો ઉચ્ચારાવા લાગ્યાં. મહા મુશ્કેલીએ એ ગંભીર કોલાહલ ઘણા વખત પછી શાન્ત થયો. લિલિયનનો પોષાક આજે ઘણો મનોહર હતો. વીણાના જેવા મધુર સુરથી તેણે સંગીત ગાયું. ત્યાર પછી ચિત્તાકર્ષક હાવભાવથી તેણે નાચ કર્યો. દર્શકો તો જાણે કે ખરેખર ઉન્માદગ્રસ્ત બની ગયા. આજના ખેલની મુખ્ય નાયિકા લિલિયન જ હતી.

ખેલ સમાપ્ત થવાની તૈયારી હતી એવામાં બે ડિટેક્ટિવોએ સ્ટેજ ઉપર ઉપસ્થિત થઇ લિલિયનને તે કાંઇ બોલે એ પહેલાંજ કેદ કરી.

પોલિસને જોઇ સઘળાં માણુસો ભયભીત અને વિસ્મિત બની ગયાં. લિલિયને પૂછ્યું:—"આ શું ? મ્હને કેમ કેદ કરવામાં આવી છે ?"

એક ડિટેક્ટિવે પૂછ્યું:—"તમારું જ નામ મિસ લિલિયન સ્ટુઅર્ટ છે કે ?"

"હા."

"મિ૦ કર્ઝનના ખૂનના આરોપ માટે તમને પકડવામાં આવ્યાં છે."

લિલિયને સજળનયને કહ્યું:—"ના—ના, મ્હેં એનું ખૂન કર્યું નથી! ઇશ્વરના સોગંદ ખાઇને કહું છું કે, એ ખૂન સંબંધી હું કાંઇ જાણુતી નથી. હું નિર્દોષ—"

"અમારી પણુ એવી જ ધારણા છે પણુ કરવું શું ? તમે ખૂન કર્યું નથી એવું ન્યાયમંદિરમાં સાબિત થવું જોઇએ. તમે અમારી સાથે ચાલો."

આ સમયે મિ૦ કિલફોર્ડ ત્યાં ઉપસ્થિત થયો તથા શું બન્યું છે એમ તેણે પૂછ્યું એટલે એક ડિટેક્ટિવે તેને સઘળી હકીકત કહી સંભળાવી. મિ૦ કિલફોર્ડે કહ્યું:—"ગમે તેમ હો, ખેલ પૂરો થયા પછી આપ એમને લઇ જજો—આપ માત્ર અડધો કલાક રોકાઓ."

સર્વેએ આવી વિનંતિ કરી; પરંતુ પોલિસ અધિકારીએ કહ્યું:—"જે સ્થળે એ નજરે પડે ત્યાં કેદ કરીને તેમને તત્કાળ પોલિસમાં હાજર કરવાનું ફરમાન હોવાથી આની વિનંતિ સ્વીકારી શકાય તેમ નથી !"

અત્યંત ક્રોધે ભરાઇ મિ૦ કિલફોર્ડે ડૂપ પડાવ્યો. એ રાત્રે અભાગિની લિલિયન કારાગૃહવાસની થઇ.



# પ્રકરણ ૭ મું.

## વીસમીસદીના વૈદરાજ.

કૃષ્ણુલાલે ભયંકર કારસ્થાન કરી માલતીને મુંબાઇ લઇ ગયા પછી એક વૈદરાજ તરીકે પ્રકાશમાં આવવાનો અને પોતાના યથાર્થ સ્વરૂપને અંધકારમાં રાખવાનો જે પ્રયત્ન કર્યો હતો તે અમારા વાંચકબંધુઓથી અજ્ઞાત નથી. વળી માલતી પોતાનો ખરો ભેદ જાણી જાય નહિ અને પોતાનું પાપ સત્વર પ્રકાશી નીકળે નહિ એટલા માટે તે માલતીથી બનતા સુધી દૂર રહેવાનો જ પ્રયત્ન કરતો હતો. તેણે પોતાનું ખરું નામ બદલી નાખી રતિવલ્લભ શર્માનું નામ ધારણ કરવાનો વિચાર કરી એ નામનું સાઇન બોર્ડ ચીતરાવ્યું તથા આજકાલના ઊંટવૈદ્ય જેવી રીતે પોતાના નામ સાથે ગમે એવાં વિશેષણો ગોઠવતાં સંકોચાતા નથી તેવી રીતે કૃષ્ણુલાલે પણ પોતાના નામ સાથે રાજવૈદ્યની માનનીય ઉપાધિ ગોઠવી દીધી હતી. પોતાની પાસે પૈસાનો અભાવ હોવાથી અને માલતી આ બનાવટી–વેશધારી પતિદેવતાનું સ્વાભાવિક રીતે જ કલ્યાણ થયેલું જોવાની ઇચ્છા રાખતી હોવાથી તેણે પોતાની પાસેની સઘળી રોકડ સિલ્લક અને કેટલીક જણસો કૃષ્ણુલાલને તેના આ વૈદ્યકીય વ્યવસાયનો આરંભ કરવા આપી હતી. વળી તેણે પેલી મિસનો જે માલ રેલ્વે ટ્રેઇનમાંથી તફડાવી લીધો હતો તે તેણે વેચી નાખીને તેની રોકડ રકમ કરી હતી. તેનો અનુચર હરિયો હમેશાં તેની સલાહ પ્રમાણે વર્તતો હતો.

કૃષ્ણલાલે મુંબાઇના એક બે પ્રતિષ્ઠિત બૂકસેલરોને ત્યાંથી 'ચરક સંહિતા' 'સુશ્રુત,' 'વનૌષધિ કોષ,' 'આર્યભિષક,' 'ધન્વંતરિ,' 'પ્રેક્ટિસ ઑાફ મેડિસીન,' 'રતિશાસ્ત્ર કિંવા કોકશાસ્ત્ર' વગેરે પુસ્તકો ખરીદ કર્યાં અને બે ચાર દિવસ સુધી એ પુસ્તકો વાંચી તેમાંથી જોઇતી માહિતી મેળવી બજારમાંથી તે કેટલીક વસ્તુઓ લઇ આવ્યો. ત્યાર પછી તેણે ત્રણ ચાર જાતની ગોળીઓ અને લેપ બનાવી મુંબાઇનાં કેટલાંક અગ્રગણ્ય વર્ત્તમાનપત્રોમાં જાહિરખબર છપાવવા માંડી. આજકાલ જ્યાં જોવામાં આવે ત્યાં એવી સંખ્યાબંધ જાહિરખબરો કેવળ ભોળા માણસોને ભરમાવી પૈસા કમાવાના ઉદ્દેશથી છપાવવામાં આવે છે. આ વીસમીસદીમાં જાહિરખબરની જાળ ફેલાવી તેમાં ભોળા માણસોનાં રૂપિયારૂપી માંછલાં પકડનાર ઘણા વૈદરાજ અસ્તિત્વ ધરાવે છે અને વર્ત્તમાનપત્રોની જાહિરખબરોનો મ્હોટો ભાગ કમતાકાતી દૂર કરનારી દવાઓની જાહિર ખબરોથી જ ભરાય છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી કેટલાક હોશિયાર અને કર્ત્તવ્યનિપુણ વૈદ્યો ઉપરથી પણ જનસમાજની આસ્થા ઉઠી જાય છે. અસ્તુઃ

થોડા દિવસ સુધી કૃષ્ણલાલે પોતાનો આ નવીન કપટપૂર્ણ વ્યવસાય નિર્વિઘ્ને ચલાવ્યો; પરંતુ કોઇ પણ પાપકર્મ વધારે દિવસ સુધી ગુપ્ત રહેતું નથી; તેથી એક દિવસે કૃષ્ણલાલના આ કપટ કાર્યનો પણ સ્ફોટ થયો.

રાત્રિના દશ વાગ્યા હતા. વર્ષાઋતુ હોઇ ઝરમર ઝરમર વૃષ્ટિ થતી હતી. ક્વચિત્ ક્વચિત્ વિજળી ચમકતી હતી અને મેઘગર્જના પણ થતી હતી. કૃષ્ણલાલ હજી સુધી ઘેર આવેલો નહિ હોવાથી માલતી રસોઇ તૈયાર કરી તેની રાહ જોઇ બેસી રહી હતી. આજે તેની જમણી આંખ વારંવાર ફરકયા કરતી હોવાથી તે અમંગળની

આશંકા કરતી હતી. તેના સદ્‌ભાગ્યે હજી સૂધી તે પોતાની શારીરિક પવિત્રતાનું રક્ષણ કરી શકી હતી.

લગભગ રહાડા દશ વાગ્યે કૃષ્ણુલાલ ઘેર આવ્યો. આજે તેણે વિશેષ સુરાપાન કરેલું હોવાથી તેની આખો તેમ જ નાક લાલચોળ બની ગયાં હતાં. ચાલવા જતાં તેના પગ લથડતા હતા તથા તે પોતાના મન ઉપરનો કાબૂ ગૂમાવી બેઠો હતો. આજે તે પોતાના મનને સંયમમાં રાખી શકયો નહિ. માલતીનું દર્શન થતાં તેના મનમાં વિકારની ઉત્પત્તિ થઇ. બીજી તરફથી માલતી પણ કૃષ્ણુલાલની સ્થિતિ જોઇ આશ્ચર્યચકિતા અને ભયભીતા બની ગઇ. પોતાનો પતિ પ્રમોદકિશોર સુરાને સ્પર્શ સુદ્ધાં કરતો નહિ એ તે સારી રીતે જાણુતી હતી તેથી તેણે કહ્યું:—"તમારું મ્હોં આવું લાલચોળ કેમ બની ગયું છે? ચાલવા જતાં તમારા પગ કેમ લથડે છે? તમારા મ્હોંમાંથી આવી દુર્ગંધ કેમ આવે છે?"

આ પ્રશ્નોના ઉત્તરમાં પ્રથમ તો કૃષ્ણુલાલ કાંઇ બોલ્યો નહિ. થોડા સમય સૂધી ચુપ રહ્યા પછી તેણે માલતીની નજીક જઇને કહ્યું—"પ્રાણેશ્વરિ! હું સારી રીતે જાણું છું કે, સ્ત્રીજાતિનું અંતઃકરણ સ્વભાવિક રીતે જ કોમળ હોય છે તથા તેમનો સ્વભાવ સદૈવ ક્ષમાશીલ હોય છે. આજે હું ત્હારી પાસે એક અત્યંત અગત્યની ગુપ્ત વાર્ત્તાનો સ્ફોટ કરનાર છું; કેમ કે, એ વાર્ત્તા વિશેષ સમય સૂધી ગુપ્ત રહે એ કેવળ અશક્ય છે; પણ એ વાર્ત્તા જાણુવામાં આવ્યા પછી તું મ્હને ક્ષમા આપીશ કે કેમ એ હું પ્રથમ જાણુવાને ઇચ્છું છું."

માલતી ગંભીર વિચારમાં પડી ગઇ. તેણે કહ્યું:—"પ્રથમ તમે મ્હારા પ્રશ્નોના ઉત્તરો આપો અને પછી તમારી ગુપ્ત વાર્ત્તા મ્હને કહી સંભળાવો. તમને ક્ષમા આપવાનો અધિકાર મ્હને નથી; પરંતુ

દુર્ભાગ્યયોગથી જો તમે અવળા માર્ગે જતા હો તો તમારી મતિ ગતિનું સંશોધન કરવાનો મ્હારો ધર્મ હું અવશ્ય બજાવીશ. મ્હને એમ લાગે છે કે, આજે તમે અસ્પર્શ્ય સુરાનું પાન કર્યું છે. જે વસ્તુના સ્પર્શનો પણ હિંદુ તથા મુસલ્માનોના ધર્મગ્રંથોમાં નિષેધ કરેલો છે એ વસ્તુનું પાન કરી તમે તમારો અધઃપાત કરવા માંડયો છે."

માલતીનાં આ વચનોમાં સહજ ક્રોધનો સમાવેશ થયેલો હતો. કૃષ્ણલાલે એ વચનો સાંભળીને કહ્યું:-"માલતિ! જ્યાં સુધી હું મ્હારી ગુપ્ત વાર્ત્તાનો સ્ફોટ નહિ કરું ત્યાં સુધી મ્હારી મતિ ગતિની વિભિન્નતાનું કારણ તું સમજી શકીશ નહિ. જો સાંભળ, ખરી રીતે મ્હેં તને છેતરી છે, ત્હારાં માતા પિતાને પણ છેતર્યાં છે."

માલતીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેના મનમાં ઘણી આશંકાઓ એક સાથે ઉત્પન્ન થઇ. કૃષ્ણલાલે કહ્યું:-"તું વિચારમગ્ન નહિ બની જતાં હું કહું તે લક્ષ્યપૂર્વક સાંભળ. હું એક શ્રીમંત બ્રાહ્મણનો પુત્ર છું. મ્હારા પિતા ગર્ભશ્રીમંત હતા. મ્હારી ન્હાની ઉમ્મરમાં જ માતા પિતાનો સ્વર્ગવાસ થયો અને હું સ્વતંત્રતામાં રહી પુષ્કળ મોજશોખ ભોગવવા લાગ્યો. છેવટે અમારી દુકાનના નોકરોની લુચ્ચાઇથી તથા મ્હારા આંધળા ખર્ચથી હું સઘળી સંપત્તિ ગુમાવી બેઠો છું. ત્હારા ભાઇ શાન્તિપ્રસાદે પાંચસો રૂપિયાના ઇનામની જે જાહિરખબર છપાવી હતી તે દૈવયોગે મ્હારા વાંચવામાં આવી હતી તથા એ જાહિરખબરમાં જરૂર કાંઇ ભેદ હોવો જોઇએ એમ વિચારી હું એ ભેદ ઉકેલવા તત્પર થયો હતો. વિવિધ પ્રયત્નદ્વારા સઘળી માહિતી મેળવી લઇ ત્હારા પતિ તરીકે મ્હારો પરિચય આપી ત્હારાં માતાપિતાને છેતરી હું તને અત્રે લઇ આવ્યો છું. આ સઘળી હકીકત ત્હારાથી છુપાવી રાખવા માટે આજ સુધીમાં મ્હારે ઘણા

કપટનો આશ્રય સ્વીકારવો પડયો છે; આમ છતાં હજી સુધી મ્હેં ત્હારા દેહને કલંકિત કર્યો નથી. સુંદરિ! હવે હું મ્હારા અંતરાત્માને સંયમમાં રાખી શકતો નથી તેથી મ્હારા અપરાધનું વિસ્મરણ કરી હમ્મેશાંને માટે તું મ્હારી સાથે રહે. મ્હારી પ્રથમ પત્નીનો ઘણા કાળથી પરલોકવાસ થયેલો હોવાથી એ વિશે ત્હારે ચિંતા રાખવાની જરૂર નથી. વળી તું મ્હારી વિનંતિ સ્વીકારીશ તો આપણે બન્ને જણાં નિર્વિઘ્ને સાંસારિક સુખ ભોગવી શકીશું તથા મ્હારો ભેદ કોઇના પણ જાણવામાં આવશે નહિ. દશહજાર રૂપિયા ઉચાપત થયાની તથા મ્હારી પાછળ પોલિસ પડયાની વાત તદ્દન બનાવટી છે. ત્હારે એ સંબંધીની હવે બિલ્કુલ ચિંતા રાખવાની જરૂર નથી."

આટલું બોલી કૃષ્ણલાલ ચુપ રહ્યો. માલતી તો તેનાં આ વચનો સાંભળી દિગ્મૂઢ બની ગઇ. પોતાના સદ્ગુણી સ્નેહશીલ સ્વામીનું સ્મરણ થઇ આવતાં તેનાં નયનયુગલમાં બે અશ્રુબિંદુઓ તરી આવ્યાં. કૃષ્ણલાલની કુટિલતાથી તેના અંતરમાં તિરસ્કાર ઉત્પન્ન થયો. તે અસંત ચિંતાતુર બની જઇ ચુપ બેસી રહી. શું બોલવું એ તેને સૂઝયું નહિ. તેનું મૌન જોઇ કૃષ્ણલાલ કહેવા લાગ્યો:—
"માલતિ! જે થવાનું હતું તે થઇ ગયું છે. એક વિધવા તરીકે કષ્ટમય જીવન ગુજારવા કરતાં તું મ્હારી સહધર્મિણી થઇ રહીશ તો સંસારના અલભ્ય સુખને ભોગવી શકીશ. વળી કદાચ તું મ્હારા કહેવા પ્રમાણે કરવા નારાજ હોઇશ તો પણ હું તને છૂટી કરી શકનાર નથી. હું તને છૂટી કરું તથા તું મ્હારા પ્રપંચનો સ્ફોટ કરે તો પરસ્ત્રીહરણના અપરાધ માટે મ્હારે સજા સહન કરવી પડે. વળી મ્હારો ત્યાગ કરી જવાથી ત્હારા ઉપર બમણી આફત આવશે. મ્હારા સહવાસમાં રહીને મ્હેં ત્હારા દેહની પવિત્રતાનું રક્ષણ કર્યું છે

એ વાત કોઇ માનશે નહિ અને પરિણામે જનસમાજ તને એક કલંકિની તરીકે ઓળખશે. ત્હારાં માતા પિતા પણ જાતિભ્રષ્ટ થવાના ભયને લીધે તને આશ્રય આપી શકશે નહિ. આ સઘળી પરિસ્થિતિનો ધ્યાનથી વિચાર કર્યા પછી તું મ્હારું કહેવું કબૂલ કરીશ એવી મ્હને આશા છે."

કૃષ્ણલાલનાં આ વચનોથી માલતીનો તિરસ્કાર વૃદ્ધિંગત થયો. મૌનનો ભંગ કરી તેણે કહ્યું:—"તમે મ્હને ગમે એટલો ભય બતાવશો તો પણ હું મ્હારા ધર્મનો ત્યાગ કરી અધર્મને માર્ગે અગ્રગામિની થનાર નથી. સ્ત્રીનું સતીત્વ કાચના જેવું છે. એક વખત તેનો ભંગ થયા પછી તે કદાપિ સંશોધિત થતું નથી. કેવળ વાસના શાન્ત કરવા માટે તમારા જેવા અધર્મીની અર્ધાંગના થવા કરતાં દેહ ત્યાગવાનું મ્હને ઉત્તમ લાગે છે; તમે વિષયી, વ્યસની અને પ્રપંચી છો તેથી જ મ્હારા શાન્ત જીવનને પાયમાલ કર્યું છે. વૈધવ્ય સ્થિતિમાં સ્વામીનું સ્મરણ કરી હું મ્હારા દિવસો પસાર કરતી હતી. યથાવકાશે ધર્મગ્રંથોનો અભ્યાસ કરતી હતી. તમે મ્હારા એ સ્થિર સુખસ્વપ્નને દૂર કરી નાખ્યું છે. સમાજની દૃષ્ટિમાં હું કદાચ કલંકિની ઠરીશ તો પણ ઇશ્વરની દૃષ્ટિથી હું પવિત્ર છું અને પવિત્ર જ રહીશ. મન અને કર્મથી હું પવિત્ર છું. ભ્રમવશતઃ મ્હારાથી વચનદ્વારા જે પાપ થયું હશે તે માટે દયાળુ દીનાનાથ ક્ષમા આપશે એવો મ્હને દૃઢ વિશ્વાસ છે. વળી મ્હારા દુર્ભાગ્યે મ્હારાં માતા પિતા મ્હને આશ્રય નહિ આપે તો પણ ઇશ્વર તરફથી તેની આ કિંકરીને અવશ્ય આશ્રય મળશે. તમે તમારી કુટિલતાનો ત્યાગ કરી મ્હને અત્રેથી મ્હારી મરજી હોય ત્યાં ચાલી જવા દ્યો. હું તમને તમારા ગંભીર ગુન્હાની સજા કરાવવા ઇચ્છતી નથી. ઇશ્વર જ તમારા પાપની તમને યથોચિત સજા કરશે."

આ વાકયોની કૃષ્ણલાલના કુટિલ મન ઉપર કાંઇ અસર થઇ નહિ. તેણે કહ્યું:–"પ્રિયતમા! તું દુરાગ્રહ કરીશ તો દુ:ખી થઇશ અને અંતે પુષ્કળ પસ્તાઇશ. ઘણી જ્ઞાતિઓમાં સ્ત્રીજાતિ માટે પુનર્લગ્નની છૂટ છે એ તું જાણુતી હોઇશ તેથી સંસારમાં જે સ્ત્રીઓ એક પતિના પરલોકવાસ પછી બીજો પતિ કરે તેને અધર્માચારિણી ગણુવી કે ? સ્ત્રી અને પુરુષ સાથે રહેવાને જ સરજાયલાં છે. દ્રૌપદીને પાંચ પતિ હતા અને મીરાં તેના પતિ જીવતા હોવા છતાં મદનમોહનના મોહમાં લીન બની ગઇ હતી તેમને પણ પાપિષ્ઠાઓ માનવી કે?"

માલતીએ અતિશય તિરસ્કારસૂચક સ્વરે કહ્યું;–"જેની આંખોમાં કમળો હોય છે તેને સઘળું પીળું દેખાય છે એ સૂત્ર અનુસાર તમારા જેવા અધર્મીને સર્વત્ર અધર્મ જ જણાય છે. હું તમારી સાથે વિતંડાવાદ કરવાને ઇચ્છતી નથી."

કૃષ્ણુલાલની કામવાસના ક્રમે ક્રમે પ્રબળ થતી હતી. તેણે કહ્યું:–"હાથમાં આવેલી રસિકાના રસનો સ્વાદ ચાખ્યા સિવાય હું પરિતૃપ્ત થાઉં તેમ નથી. સીધી રીતે તું નહિ માને તો મ્હારે તને બળાત્કારે મનાવવી પડશે. વિચારી જો કે, મ્હારી ઇચ્છા સિવાય તું મ્હારા પંઝામાંથી કેવી રીતે છૂટી થઇ શકે તેમ છે?"

"તમે ભૂલો છો. સતીના સહાયક શ્રીકૃષ્ણ છે. જેણે કૌરવોની ભરસભામાં પાંચાલીની લજ્જાનું રક્ષણ કર્યું છે, જે મહા પ્રભુએ પોતાના પરમ ભક્ત પ્રહ્લાદનું અનેક ગંભીર સંકટોમાંથી રક્ષણ કર્યું છે, જે દયાળુ દેવે અહલ્યાનો ઉદ્ધાર કર્યો છે તે મહા પ્રભુ આ સતી સ્ત્રીના શીયળધર્મનું રક્ષણ કરશે. પાપમાં રચી પચી રહેલા પશુ! તને ધર્માધર્મનું સહજ પણ જ્ઞાન નથી, કુળ મર્યાદાનું ભાન નથી, આલોક કે પરલોકનો વિચાર નથી. તું પરમાત્માની આ સૃષ્ટિમાં

સાક્ષાત નરપિશાચ છે. ” માલતીએ અંતરના તિરસ્કારને વચનોદ્વારા વ્યક્ત કર્યો.

નશાથી ઉત્તેજિત બની ગયેલો કૃષ્ણલાલ માલતીનાં આ વાગ્બાણ વેઠી શક્યો નહિ. તેણે કહ્યું.–“ માલતિ ! મ્હારે ત્હારી પાસેથી ઉપદેશ લેવો નથી. તું ગમે એટલો દુરાગ્રહ કરી ત્હારા શબ્દોને જ વળગી રહીશ તો છેવટે મ્હને જે માર્ગ ઠીક લાગશે તે મ્હારે સ્વીકારવો પડશે. હું કેટલો ચાલાક છું તે તું જાણી શકી છે તેથી મ્હારા જેવાને ઇશ્વરનો ભય દર્શાવવાનો વૃથા પ્રયત્ન તું ન કર. સતી અને શીયળ શબ્દોનો આ કળિકાળમાં કેવળ ઉચ્ચાર જ સાંભળવામાં આવે છે; બાકી જ્યાં જોઇએ ત્યાં વિલાસનો વ્યાપાર જ અબાધિત રીતે ચાલ્યા કરે છે.

ધર્મનું અહીં નામ નહિ, વિલાસનો વ્યવસાય છે;
પતિ એકના મૃત્યુ પછી, બીજો પતિ બસ થાય છે.
એક જીવતી નાર પર, પરનારી લાવી શકાય છે;
અહીં ધર્મના શબ્દોતણી, કિમ્મત ન કોડી થાય છે.”

માલતીએ પણ પૂર્વવત્ સ્વરે કહ્યું:–“ જેના હૃદયમાં લેશ માત્ર દયા માયા નથી, પરોપકાર તરફ જેની સહજ પણ પ્રીતિ નથી તે ધર્મનું માહાત્મ્ય અને પ્રભુની પ્રભુતા ક્યાંથી સમજી શકે ?

નિજ આંખમાં કમળો થતાં પીળું બધું પેખાય છે;
પાપી જનોની દૃષ્ટિએ ના ધર્મ કદિ દેખાય છે.

હજી પણ વિચાર કરી મ્હને મ્હારી મરજી પડે ત્યાં જવા દે; નહિ તો ત્હારા પાપના પ્રાયશ્ચિત્તનો સમય વિશેષ પાસે આવી પહોંચશે તથા તે પ્રસંગે તને ઘણો પશ્ચાત્તાપ થશે. હમણાં મદિરાના મદથી ત્હારી મતિગતિ વિચલિત બની ગઇ છે, તેથી તને કાંઇ કહેવું નકામું

છે. આવતી કાલે તું સંપૂર્ણ વિચાર કરી જોજે. પ્રસંગ ઉપસ્થિત થશે તો વિષપાનથી હું આત્મહત્યા કરીશ; પરંતુ ત્હારી નીચવાસના તો કાળાંતરે પણ પૂર્ણ નહિ કરું."

આમ કહી અંદરના ખંડમાં જઇ માલતીએ અંદરથી સાંકળ વાસી દીધી. કૃષ્ણલાલ પણ એ ખંડને બ્હારથી સાંકળ મારી જ્યાં બેઠો હતો ત્યાં જ બેસી રહ્યો.

## પ્રકરણ ૮ મું.

### રંગમાં ભંગ.

નાટકશાળામાં પોતાના પતિની સાથે મેરીએમને આવેલી જોઇ રમાસુંદરીને ઘણો ક્રોધ ઉપજ્યો હતો. ક્રોધ તથા અભિમાનની વિશેષતાથી તે થોડા દિવસ સુધી પિયરમાં જ રહી. બીજી તરફથી મેરીએમે રમાસુંદરીની ગેરહાજરીનો લાભ લઇ કાન્તિપ્રસાદને મોહમુગ્ધ બનાવી તેની સાથે ઇચ્છાનુસાર છૂટ લેવા માંડી. વળી મેરીએમનો એકાંતમાં સમાગમ થયા પછી કાન્તિપ્રસાદે પોતાના મનમાં એક પ્રકારની આશાનું પોષણ કરવા માંડ્યું હતું. તે એમ ધારતો હતો કે, જેમ જેમ મેરીએમ સાથેનો સંબંધ વિશેષ દૃઢ થતો જશે તેમ તેમ મેરીએમ તરફથી પૈસાની પણ સારી મદદ મળશે. બીજી તરફથી મેરીએમ શા વિચારો કરતી હશે એનો હમણાં ઉલ્લેખ કરવાની જરૂર નથી.

નાટકમાં જઇ આવ્યા પછી બીજે દિવસે સ્હાંજે મેરીએમ કાન્તિપ્રસાદ પાસે આવી તથા એક ખુરસી ઉપર બેસીને તેણે કહ્યું:—

"ગઇ કાલે રાત્રે જે બનાવ બન્યો છે તેથી તમારાં પત્નીના મનમાં આપણા ઉભયના ચારિત્ર્યની શુદ્ધિ માટે શંકા આવશે એમ મ્હને લાગે છે. મ્હને જોઇ તેમને રોષ ઉપજ્યો હતો એ હું તત્કાળ જાણી શકી હતી અને તેથી જ તેમની સાથે વાતચિત કરવાનું સાહસ હું કરી શકી નહોતી."

આ વચનો સાંભળી કાન્તિપ્રસાદ થોડા સમય સુધી ચુપ રહ્યો. પછી તેણે કહ્યું:—"પુરુષો કાંઇ સ્ત્રીઓના ગુલામ નથી. સુધારક સમાજમાં સ્ત્રી પુરુષને સરખી સ્વાધીનતા છે. મ્હને જેમાં સુખ જણાતું હોય તે હું કરું અને તેને જેમાં સુખ જણાય તેમ તે કરે. કોઇએ કોઇના મન ઉપર દબાણ કરવું નકામું છે."

કાન્તિપ્રસાદનાં આવાં ઉદ્ધતાઇ ભરેલાં વચનો સાંભળવામાં આવતાં સ્વેચ્છાચારિણી મેરીએમના મનમાં સાહસ ઉપજ્યું; આમ છતાં તેણે પોતાનો ભાવ છુપાવી રાખીને કહ્યું:—"પ્રિયતમ! મ્હને તો એમ લાગે છે આપણું સુખસ્વપ્ન સત્વર દૂર થઇ જશે. અરેરે! પ્રણયના માર્ગે જ દુ:ખના ડુંગરોની હારમાળા આવેલી છે."

"ના—ના, તું નિશ્ચિંત રહે. આપણી પ્રીતિના બંધનને આ જીવનમાં કોઇ તોડાવી શકે તેમ નથી." આમ કહી હારમોનિયમ પાસે બેસી સુર મેળવી કાન્તિપ્રસાદે એક ગઝલ ગાવા માંડી:—

"જીગરમાં તું રમે વ્હાલી, હૃદયમાં વાસ ત્હારો છે;
હૃદય આકાશમાં પ્યારી, ચમકતો ચંદ્ર ન્યારો છે.
જગત્ માયાવી જૂઠું છે, ન જાણે પ્રેમની રીતો;
અલખ મસ્તી ખુમારીનો, નશો બસ ઇશ્ક પ્યારો છે,
અલખની બંસી વાગી છે, બધી જંજાળ ભાગી છે;
સગાઇ સર્વ ત્યાગી છે, પ્રણયી આ પ્રિય ત્હારો છે.

નથી સૌન્દર્યને જોવું, નથી કંઇ રૂપને રોવું;
છતાંયે દિલ બધું ખોવું, અજબ રસ્તો અમારો છે.
નથી પરવા જરા ધારી. ભલે નિંદા થતી મ્હારી;
જીગરમાં ધુન છે ત્હારી. જીવનનો તું સીતારો છે.
વચનથી જે નહિ વદતી, નયન તે ભેદ સમજાવે;
ન કાયા કામમાં આવે, છતાં તું ધ્રુવતારો છે.
હૃદય આરામ ચાહે ત્યાં, મ્હને આરામ ના મળતો;
ફકીરી વેશમાં ફરતો, ફકીરી હાલ મ્હારો છે.
કદિ પ્રત્યક્ષ દર્શન ના, થતું શાણી સલુણાને;
છતાં પણ સ્વપ્નનાટકમાં, બધો દીદાર ત્હારો છે.
કરી ના કંઇ શકું કામો, કહો કયાં સ્નેહનાં ધામો ?
અરેરે ઇશ્ક ઉલ્ફતનો, જણાતો ના કિનારો છે. ”

ગઝલ ગાઇ રહ્યા પછી કાન્તિપ્રસાદ મોહમુગ્ધ દૃષ્ટિથી મેરીએમના મુખ તરફ જોઇ રહ્યો. મેરીએમે કહ્યું:-“ વાહ! તમારી કલ્પના એક ઉસ્તાદ કવિની કલ્પનાઓ કરતાં પણ ચઢી જાય તેમ છે. પ્રેમનું પ્રતિદાન તમારા જેવા ખરા પ્રેમિક જ આપી શકે છે. ”

“ એ બધું તો ઠીક; પણ હવે તમે છટકી જશો તે નહિ ચાલે. તમારે પણ એક ચીજ ગાઇ સંભળાવવી પડશે. તમારો કંઠસ્વર કોયલના કંઠસ્વર કરતાં પણ વિશેષ કર્ણપ્રિય છે.” આમ કહી હારમોનિયમ પાસેથી ઉઠી કાન્તિપ્રસાદ બીજી એક ઇઝી ચેરમાં પડયો.

મેરીએમ કાંઇ પણ આનાકાની કર્યા સિવાય હાર્મોનિયમ પાસે બેસી સુર મેળવી ગાવા લાગી:—

“ મોહન ત્હારી સુંદર સુરત, નાજુક જીવને જાદુ કરેરે;
કાચા સુતરને તાંતણે તાણી, પ્રેમ કેદમાં કેદ પુરેરે. મોહન૰

ભોળી સુરતમાં ફંદ આ, ક્યાંના ધુતારાના ઢંગ;
મંતર જંતર જાદુ સમાવા, મદનની ચેલી હું તો બનીરે. મોહન૦
આ દિલ બુલબુલ અજબ ખુબીથી, લોભ લગાડી બાંધી
લીધું રે
ભુખ્યું તરસ્યું શીદને રીબાવે, કહે કાંઇ ત્હારું ખાધું પીધુંરે,
મોહન૦ "

છેલ્લી તથા પહેલી લીટી મેરીએમ આલાપ દઇને વારંવાર ગાવા લાગી. તેના મદનોત્પાદક હાવભાવ જોઇ તથા શૃંગારરસપરિપૂર્ણ સંગીત સાંભળી કાન્તિપ્રસાદ ઉઠી હારમૉનિયમ પાસે ઉભો રહ્યો તથા એ કુળકલંકિનીના કેશકલાપની એક લટને પોતાના હાથમાં લઇ, કમરમાંથી નમી તેણે તેના અધરોષ્ઠપર ચુંબન કરીને કહ્યું: "જીવિતેશ્વરિ! સાક્ષાત ઇશ્વર પણ આપણા સ્નેહસંબંધને વિચ્છિન્ન કરી શકશે નહિ. મ્હને એમ જ થયા કરે છે. રાત્રિ દિવસ તમારી પાસે જ બેસી રહીને અતૃપ્ત નયનથી તમારા સૌન્દર્યામૃતનું પાન કર્યા કરું. જો મ્હારી પત્ની રમાસુંદરી મ્હારો ત્યાગ કરશે, તિરસ્કાર કરશે તો પણ હું તમને ભુલી શકનાર નથી–તમારી જે મૂર્તિની મનમંદિરમાં સ્થાપના થયેલી છે તે દૂર થનાર નથી."

"મ્હને લાગે છે કે, મ્હેં ખરા પ્રેમિકને જ મ્હારા હૃદયનો સઘળો પ્રેમ અર્પણ કર્યો છે."

"વળી પ્રેમ એવો પદાર્થ છે કે, તે જોર જુલ્મથી મેળવી શકાતો નથી. મનુષ્ય પ્રેમની ઇચ્છાથી જ હમ્મેશાં પ્રેમ શોધ્યા કરે છે.

Love is a debt which inclination,
Always pays, obligation never.

હૃદયેશ્વરિ! ત્હારા પ્રેમની મધુર સ્મૃતિ મ્હારા મનમાં એટલું

બધુ ઐશ્વર્ય લાવે છે કે હું એક રાજાની સાથે પણ મ્હારી સ્થિતિ બદલવાને ઇચ્છતો નથી.

For thy sweet love remembered such Wealth brings,
That then I scorn to change my state with kings."

આમ કહી મેરીએમના અધરોષ્ઠ ઉપર પુનઃ ચુંબન કરી કાન્તિપ્રસાદ બોલી ઉઠયોઃ—

" The sunshine kisses mount and vale
The stars they kiss the sea
The west winds kiss the down bloom
But I kiss thee. "

હવે મેરીએમ પણ સ્થિરતા ધારણ કરી શકી નહિ. તે અત્યંત વિહ્વળતાથી કાન્તિપ્રસાદના કંઠમાં વળગી પડી. કાન્તિપ્રસાદે એ પાપીયસીને આલિંગન કર્યું. દિવાનખાનાનું દ્વાર બંધ હોવા છતાં તેને સાંકળ વાસેલી નહોતી. બન્ને પાપી પંખીડા આલિંગનપાશમાં બદ્ધ હતા એવામાં એ દ્વાર ઉઘડયું. બન્નેએ ચમકી દ્વાર તરફ જોયું તો રમાસુંદરીની ચણ્ડિમૂર્ત્તિ તેમની નજરે પડી. બન્ને જણાં સ્તબ્ધ તથા કિંકર્ત્તવ્યવિમૂઢ બની ગયાં. રમાસુંદરીએ ક્રોધની વિશેષતાથી પોતાના ઓષ્ઠ દાંત સાથે દબાવ્યા હતા. અંતે ક્રોધમાંને ક્રોધમાં જ તેણે દિવાનખાનામાં પ્રવેશ કર્યો તથા તે એક ખુરસીપર બેઠી. આ પ્રસંગે એ સ્થળે રોકાઇ રહેવામાં સાર નથી એમ વિચારી મેરીએમ કાન્તિપ્રસાદના બાહુપાશમાંથી છૂટી થઇ ઝડપથી બ્હાર ચાલી ગઇ. કાન્તિપ્રસાદે હવે કૃત્રિમ રોષ ધારણ કરી કહ્યુંઃ—" બારણાં બંધ હોવા છતાં ખબર આપ્યા સિવાય અંદર આવીને ત્હેં સભ્યતાના નિયમનો ભંગ કર્યો છે. "

હવે રમાસુંદરી સ્થિર રહી શકી નહિ. તેણે અત્યંત ઉત્તેજિત કંઠે કહ્યું:–"તમારી સભ્યતાના નિયમો જહન્નમમાં જાઓ. જો સભ્યતાના નિયમોનો અધર્મનાં કાર્યો કરવામાં જ આશ્રય લેવામાં આવે તો તેવી સભ્યતા રસાતાળમાં જાઓ. તમે જ્યારે તમારી પ્રથમ પત્નીનો પરિત્યાગ કરી મ્હારી સાથે લગ્ન કર્યું ત્યારે હું એમ જ સમજતી હતી કે, તમે ખરા અંતઃકરણથી મ્હને ચ્હાઓ છો; પણ મ્હારી એ સમજ ખોટી ઠરી છે. હવે હું સારી રીતે સમજી શકું છું કે, તમારા જેવા સુધારકોનું બાહ્ય વર્તન અને આતરૂ-વર્તન સર્વથા ભિન્ન પ્રકારનું હોય છે."

હવે કાન્તિપ્રસાદ ધીરજ ધારણ કરી શકયો નહિ. તેણે પણ કિંચિત્ ક્રોધસૂચક સ્વરે કહ્યું:–"રમા! વિચારી જો કે, અણીના પ્રસંગે મ્હેં અપાર આત્મત્યાગ કરીને પત્ની તરીકે ત્હારો સ્વીકાર ન કર્યો હોત તો આજે ત્હારી કેવી સ્થિતિ થઇ હોત? જો તું કદાચ એમ સમજતી હોય કે ત્હારો મ્હારી સાથે સંબંધ થયો તે પહેલાના ત્હારા આચાર વ્યવહારથી હું અજ્ઞાત છું તો એ ત્હારી ગંભીર ભૂલ છે. મ્હારી સાથે સંબંધ થતાં પૂર્વે જ તને ગર્ભ રહ્યો હતો એ વાત હું સારી રીતે જાણી શકયો છું. વળી આપણું ઉભયનું લગ્ન થયા પછી પણ ત્હેં મ્હને સુખી કરવાનો કાંઇ પ્રયત્ન કર્યો છે કે? મ્હારા સ્વાર્થત્યાગનું ત્હેં મ્હને કાંઇ પ્રતિદાન આપ્યું છે કે? જો ત્હેં મન, વચન અને કર્મથી મ્હારાથી સંતુષ્ટ રહીને મ્હને સર્વ પ્રકારે સુખી કર્યો હોત તો ભૂતકાળના ત્હારા સઘળા ગુન્હાઓ ભૂલી જઇ હું તને અનન્ય પ્રેમથી ચ્હાત; પરંતુ ત્હારી વિરક્તિ જોઇને જ મ્હારું અંતર અન્ય વ્યક્તિ તરફ આકર્ષાયું છે. મ્હને ઉપદેશ આપતાં પૂર્વે તથા મ્હારા ચારિત્ર્ય વિષે ટીકા કરતાં પૂર્વે ત્હારે ત્હારા પૂર્વ-ચરિત્રનો વિચાર કરી જોવો જોઇએ."

કાન્તિપ્રસાદનાં આ વચનો સાંભળી રમાસુંદરી અત્યંત વ્યથિત થઇ પોતાના પાપનો સ્ફોટ થતાં પાપી માણસ પણ થોડા સમય માટે ભયભીત બની જાય છે. રમાસુંદરીએ થોડા સમયમાં જ આત્મ-સંવરણ કરીને કહ્યું:—"હું સર્વથા નિર્દોષ હોવા છતાં તમે મ્હારા શિર ઉપર વિના કારણ કલંક મૂકો છો. સ્ત્રીને સાતમે આઠમે મહિને બાળક અવતર્યાનાં ઘણાં ઉદાહરણ મળી આવે તેમ છે. વળી મ્હેં તમને કોઇ પણ પ્રકારે દુ:ખી કર્યા હોય એમ મ્હને તો લાગતું નથી. તમે જ આવી રીતે મ્હને દુ:ખી કરવાનો નિશ્ચય કર્યો હોય એમ લાગે છે. એ પાપીયસી મેરીએમનું પ્રથમ દર્શન થયું ત્યારે જ મ્હારા અંતરમાં એવી શંકા ઉપજી હતી કે, એ માયાવિની તમને પોતાની મોહજાળમા ફસાવશે. વિલાસિની સ્ત્રીઓનાં નેત્રોમાં એક પ્રકારની એવી અદ્દભુત શક્તિ રહેલી હોય છે કે, એ શક્તિના પ્રભાવથી તેઓ ગમે એવા પુરુષના ચિત્તને ચલિત કરી નાખે છે. હજી પણ હું તમને કહું છું કે, તમે એ કુલટાને ભૂલી જાઓ તથા સત્વર આ સ્થાનનો ત્યાગ કરો નહિ તો તમારી પાયમાલી સાથે મ્હારી પણ પાય-માલી થશે."

આ વાકયોના ઉત્તરમાં કાન્તિપ્રસાદ કાંઇ બોલ્યો નહિ. રમા-સુંદરીએ વિશેષમાં કહ્યું:—"આ વિષય પરત્વે હું તમારી સાથે વિશેષ વાદવિવાદ કરવા ઇચ્છતી નથી. જયાં સુધી તમે આ સ્થાનનો ત્યાગ કરી બીજા સ્થાને રહેવા જવાની વ્યવસ્થા નહિ કરો ત્યાં સુધી હું તમારી પાસે રહી શકીશ નહિ." આમ કહી રમાસુંદરી તરત જ ત્યાંથી પાછી પોતાના પિતાને ઘેર ચાલી ગઇ.

---

## પ્રકરણ ૯ મું.

### સીતાસુંદરીની આત્મકથા.

અબળોન્નતિ મંદિરમાં નિવાસ કરતી મોહિનીની આત્મકથા સાંભળવામાં આવ્યા પછી બીજી પણ કેટલીક સુંદરીઓની આત્મકથા સાંભળવાનું કુતૂહલ મધુના અંતરમાં ઉપજ્યું હતું તથા મધુ પોતાના દુઃખને કાંઇક અંશે ભૂલી શકી હતી. પોતાના કરતાં જ્યારે કોઇ વિશેષ દુઃખી માણસનો સહવાસ થાય છે અને તેના દુઃખની વાર્તા પોતાના જાણવામાં આવે છે ત્યારે સ્વાભાવિક રીતે જ પોતાનું દુઃખ વિસારે પડે છે. વળી ધીમે ધીમે મધુ અબળોન્નતિ મંદિરમાં રહેતી બીજી સુંદરીઓના સહવાસમાં આવી હતી તથા તેમની સાથેનું પ્રથમનું અતડાપણું તેના શાન્ત, શિષ્ટ, સરળ અને નમ્ર વ્યવહારથી દૂર થઇ ગયું હતું. સીતા નામની એક પચીસ વર્ષની સુંદરી સાથે આપણી નવલનાયિકા મધુનો સંબંધ થયો હતો તથા મધુ વારંવાર પૂછતી હોવા છતાં સીતા પોતાની આત્મકથા નહિ કહેતી હોવાથી તે સાંભળવા માટે મધુનું કુતૂહલ અત્યંત વૃદ્ધિંગત થઇ ગયું હતું.

સીતાનું શરીર ઘઉંવર્ણું હોઇ તેના કપાળપર બુદ્ધિશક્તિનું એક પણ ચિહ્ન જોવામાં આવતું નહોતું. તેનો બાધો મજબૂત, અંગ ભરાવદાર અને સર્વ અવયવ સુપુષ્ટ હતા. તે હમણાં અબળોન્નતિ મંદિર જેવા પુરુષસમાગમવિહીન સ્થાનમાં નિવાસ કરતી હોવા છતાં બીજી સ્ત્રીઓની સાથે વાતચિત કરતાં તેનાં નેત્રોની કીકીઓ નાચતી, ચાલતાં ચાલતાં વારંવાર તેની કમર લચકાતી, નજીવી વાતમાં

તે મ્હોટેથી હસતી, કપડાંની ટાપટીપ તરફ તેનું ધ્યાન હમ્મેશાં રહેતું. આવી વિષમ સ્થિતિ હોવા છતાં તે શા કારણથી અબળોન્નતિ મંદિરમાં રહેતી હશે તેની કલ્પના મધુ કરી શકતી નહોતી; છતાં જનસ્વભાવ જાણવાની જીજ્ઞાસાથી જ મધુ સીતા તરફ પોતાના અંતરનો તિરસ્કાર ભાવ પ્રદર્શિત કરતી નહિ. ઉલટું તે બ્હારથી સીતા તરફ સખ્ય-ભાવ દર્શાવતી હતી.

સ્હાંજના છ વાગ્યા હતા. સૂર્યનારાયણ પશ્ચિમાકાશમાં નમી પડયા હતા. શીયાળાનો દિવસ હતો. ધીમે ધીમે સંધ્યાનો અંધકાર વસુંધરાનો ગ્રાસ કરવા જતાં વિદ્યુત્‌ના દીપકોથી દૂર ભાગતો હતો. બગીચાનાં પુષ્પો પોતાની સુવાસનો ચોમેર વિસ્તાર કરી રહ્યાં હતાં. ક્વચિત્‌ મૉટર અને ટ્રામનો ભીષણ ધ્વનિ સંભળાતો હતો. આવા સમયે મધુ અને સીતા અબળોન્નતિ મંદિરના ઉદ્યાનમાં એક બેન્ચપર બેઠાં બેઠાં વાતચિત કરતાં હતાં. મધુએ કહ્યું: " સીતાબ્હેન ! આટલા દિવસથી આપણે અરસ્પરસના સહવાસમાં રહીએ છીએ છતાં હજી સુધી તમે તમારી આત્મકથા સંભળાવતાં નથી એ મ્હને નવાઇ જેવું લાગે છે. મ્હારે માટે હજી પણ તમારા મનમાં અવિશ્વાસ રહે છે કે ?"

સીતા:—ના–ના, અવિશ્વાસ જેવુ તો કાંઇ નથી. બ્હેન ! આ પાપિણી પોતાની ભયંકર પાપકથા તમને પોતાને મુખે કેવી રીતે કહી શકે ? અરેરે ! મ્હારાં ભૂતકાળનાં કાર્યો માટે હવે મ્હને ઘણો પશ્ચાત્તાપ થાય છે.

મધુ:—હવે એવો પશ્ચાત્તાપ કરવાથી શું ફળ છે ? તમે લેશ માત્ર પણ અંદેશો રાખ્યા સિવાય તમારી આત્મકથા મ્હને કહી સંભ-ળાવશો તો તેથી તમારા મનનો ભાર હલકો થશે. વળી મનુષ્ય માત્રથી ભૂલ થાય છે. જો મનુષ્યથી ભૂલ ન થાય તો તેને ઇશ્વર જ

ગણી શકાય. સીતાબ્હેન ! તમારાં માતાપિતા હયાત છે કે ?"

સીતાઃ—હા, એ માબાપોની સ્વાર્થાંધતાને લીધે જ મ્હારા નારી-જીવનની પાયમાલી થઇ ગઈ છે. બ્હેન ! તમારો વિશેષ આગ્રહ હોવાથી હું મ્હારી આત્મકથા તમને કહી સંભળાવું છું; પણ તે પહેલાં તમારે મ્હારી એક વાત માનવી પડશે.

મધુઃ—શી વાત વારું ?

સીતાઃ—એજ કે, જે હકીકત હું તમને કહી સંભળાવું તેમાંનો એક પણ શબ્દ તમારે બીજા કોઇને કહેવો નહિ તથા મ્હારી આત્મ-કથા સાંભળી તમારે તમારા અંતઃકરણમાં મ્હારે માટે તિરસ્કારનું પો-ષણ કરવું નહિ.

મધુઃ—એ માટે તમે સર્વથા નિશ્ચિંત રહો.

સીતાઃ—ત્યારે તમે મ્હારી સાથે બાગના પાછળના ભાગમાં ચાલો, જેથી આપણી વાતચિત કોઇના આગમનથી અટકે નહિ.

પછી બન્ને જણી ઉઠી બાગના પાછળના ભાગમાં એક એકાન્ત સ્થળે જઇને બેઠી તથા ત્યાં ગયા પછી સીતાએ પોતાની આત્મકથા કહેવા માંડી. અમે એ આત્મકથા સીતાના શબ્દોમાં જ અત્રે ઉતારીએ છીએ.

" બ્હેન ! હું વણિક જ્ઞાતિની કન્યા છું. મ્હારા પિતા અમદા-વાદમાં એક વેપારીને ત્યાં નોકરી કરતા હતા. મ્હારે એક ન્હાની બ્હેન હોઇ તેનું અમદાવાદમાં જ લગ્ન કરવામાં આવ્યું છે. મ્હારી બાલ્યાવ-સ્થામાં કોઇ ખાસ અગત્યનો બનાવ બન્યો નહોતો. મ્હારાં માતાપિતાની આર્થિક સ્થિતિ જોઇએ એવી સારી નહોતી. વળી અમારી જ્ઞાતિમાં કન્યાવિક્રયનો દુષ્ટ ચાલ ચાલૂ હોવાથી દેખાવડી કન્યાનાં માબાપોને પુત્રીના લગ્ન પ્રસંગે સારા પૈસા મળતા હતા અને હજી પણ મળે

છે. મ્હારા પિતા ઘણા લોભી હોવાથી તેમણે મ્હને તથા મ્હારી બ્હેનને વેચી સારા પૈસા મેળવવાનો પોતાના મન સાથે દૃઢ સંકલ્પ કર્યો હતો. હું દશ બાર વર્ષની થઇ ત્યારથી જૂદાં જૂદાં સ્થળોએથી મ્હારે માટે માગાં આવવા લાગ્યાં; પણ મ્હારા પિતાનો સંકલ્પ પુષ્કળ પૈસા મેળવવાનો હોવાથી તેમણે કોઇનું માગું કબૂલ કર્યું નહિ; કેમ કે દશ બાર હજાર રૂપિયા જેટલી રકમ આપી મ્હારો હાથ સ્વીકારે એવા સ્થિતિસંપન્ન શ્રીમંતોનો અમારી જ્ઞાતિમાં અભાવ હતો. બીજાં પણ બે વર્ષ વીતિ ગયાં અને હું દૂર બેસવા લાગી. આટલી ઉમ્મર સુધી મ્હને કુમારિકા રાખેલી હોવાથી જ સાધારણ રીતે લોકો ખાનગીમાં મ્હારાં માતાપિતાની નિંદા કરવા લાગ્યાં. હું ઋતુધર્મમાં આવેલી તથા શહેરમાં જ મ્હારું જીવન વીતેલું હોવાથી સંસારસુખ ભોગવવાની વૃત્તિ સ્વાભાવિક રીતે મ્હારા અંતરમાં ઉપજી હતી. છેવટે માંડવીની પોળમાં રહેતા ચુનીલાલ નામના એક વૃદ્ધ પુરુષની સાથે મ્હારા પિતાએ મ્હારો સંબંધ નક્કી કર્યો અને એ માણસે મ્હારા પિતાને ઇચ્છિત રકમ આપી. એ પુરુષની ઉમ્મર એ વખતે લગભગ ૬૫ વર્ષની હોઇ એટલી ઉમ્મરમાં તેને ત્રણ સ્ત્રીઓ થઇ ગઇ હતી તથા ચોથી વખતે તે મ્હારો ભવ બાળવા તૈયાર થયો હતો. જો કે એવા વૃદ્ધ પુરુષ સાથે મ્હારો સંબંધ નહિ કરવા માટે મ્હારી માતાએ મ્હારા પિતાને ઘણું સમજાવ્યા હતા, પણ મ્હારા પિતાથી દશ હજાર રૂપિયાની માયા મુકી શકાઇ નહોતી. તેમણે મ્હારી માતાને એવું સમજાવ્યું કે, “ ચુનીલાલ શેઠ લાખ રૂપિયાની આસામી છે. ઘેર નોકર ચાકર છે. તેમને બીજી સ્ત્રીથી જે પુત્ર થયો છે તે પણ હમણાં જૂદો રહે છે. તેથી સીતાને કોઇ પણ પ્રકારનું દુઃખ પડવાનો સંભવ નથી. ન કરે નારાયણ અને કદાચ કાંઇ માઠો પ્રસંગ બનશે તો

પણ છોકરીને પોતાના ભરણ પોષણની ચિંતા રહેશે નહિ.' છેવટે મ્હારા પિતાએ કોઈનું કાંઈ નહિ સાભળતાં મ્હને વૃદ્ધ ચુનીલાલ સાથે પરણાવી દીધી. આ લગ્નથી હું જો કે મનમાં ને મનમાં ઘણી નારાજ થઈ; પરંતુ મ્હારાથી લજ્જાનો ત્યાગ કરી કોઈને કાંઈ કહી શકાયું નહિ. મ્હારા જેવી સૌન્દર્યમયી નવયુવતી પત્નીની પ્રાપ્તિ થવાથી વૃદ્ધ ચુનીલાલના આનંદનો પાર રહ્યો નહોતો. ધીમે ધીમે હું સાસરે રહેતી થઈ. ઘરમાં બીજું કોઈ વડિલ માણસ નહિ હોવાથી હું સર્વથા સ્વતંત્ર હતી. વળી મ્હારો વૃદ્ધ પતિ મ્હારા સૌન્દર્યના તેજથી એટલો બધો અંજાઈ ગયો હતો કે, હું પાણી માગતી તો તે દૂધ લાવીને હાજર કરતો. બીજે ને ત્રીજે દિવસે તે મ્હારે માટે નવીન અલંકાર તૈયાર કરાવી લાવતો હતો. ઘરની ગાડી હોવાથી કોઈ કોઈ વખતે હું તેની સાથે ગાડીમાં બેસી, કાંકરીઆ, સાબરમતી, કૅમ્પ વગેરે ઠેકાણે ફરવા સુદ્ધાં જતી હતી. મ્હને નવી નવી જરીથી ભરેલી સાડીઓ, અપટુ ડેઈટ ફૅશનનાં પોલકાં, વિવિધ અલંકારો વગેરે સર્વ માગ્યા સિવાય મળતું હતું તથા આડોશ પાડોશની કૃપણ સ્ત્રીઓ મ્હારો ઠાઠમાઠ જોઈ બળી જતી હતી. આવી રીતે મ્હારનું સર્વ સુખ હોવા છતાં એક વાત મ્હારા અંતરાત્માને નિરંતર અત્યંત વ્યથિત કરતી હતી. સ્વાભાવિક રીતે સંસારની સઘળી સ્ત્રીઓને પોતાની નવયુવાવસ્થામાં રતિકેલીનું સુખ ભોગવવાની ઇચ્છા થાય છે અને તેથી જ યોગ્ય વયમાં સ્ત્રી પુરુષનો વિવાહ સંબંધ સાંધવાની જ આપણાં શાસ્ત્રો ભલામણ કરે છે. હું ઉમ્મર લાયક થયેલી હોવાથી તથા મ્હારા વયોવૃદ્ધ પતિદ્વારા મ્હારી વાસનાની તૃપ્તિ થાય તેમ નહિ હોવાથી મ્હને ઘણું માનસિક કષ્ટ અનુભવવું પડતું હતું. એક કવિએ ખરું જ લખ્યુ છે કે,

વસન્તે હર્ષ પામી કોકિલા ઉદ્યાનમાં ગાતી;
ચકોરી પૂર્ણ ઇન્દુના હૃદયને જોઇ મલકાતી.

નદી વર્ષાઋતુમાં જળ થકી અત્યંત છલકાતી;
કમલિની સૂર્યદર્શનથી પ્રફુલ્લિત તે પળે થાતી.
થતા નવયૌવના નારી મદનના ભાવ ધારે છે;
મદનનાં ચિહ્ન પ્રકટી અંગની શોભા વધારે છે,
સરળ કાયા કુમારીની નવાં ચિહ્નો બતાવે છે;
છતાં લજ્જાવતી લલના મદન ભાવો છુપાવે છે.
નહિ આરામ દિવસે કે ન રાતે ચેન આવે છે;
વિરહની વેદના ભુંડી પ્રહર આઠે સતાવે છે.
ચપળ જે ચાલને આંખો થતી તે મંદતાવાળી;
છતાં પણ બેસતી યુવતી મદનના રોગને પાળી.

મ્હારી સ્થિતિ પણ એવી જ હતી; છતાં હજી સૂધી મ્હારો અધઃપાત થયો નહોતો. હમ્મેશાં રાત્રે નવ વાગ્યે જમી પરવારીને મ્હારો પતિ માણેકચોકમાં જતો હતો અને શેર બજારના ભાવની પૂછપરછ કરી, ગામગપાટા હાંકી રાત્રે બાર વાગ્યે ઘેર પાછો આવતો હતો. એ વખતે હું તો ઊંઘી જતી હતી. આઠે પંદરે દિવસે મધ્યરાત્રે ઘેર આવી તે મ્હને જગાડતો તથા અડધા કલાક સૂધી અર્થશૂન્ય વાત કરી સૂઇ જતો હતો. પહેલ વહેલાં તો મ્હને તેની પાસે બેસતાં પણ ભય લાગતો હતો. એવી સ્થિતિમાં આઠ દશ માસ પસાર થઇ ગયા; છતાં હું મ્હારી પાળી ચુકતી નહોતી. દર મહિને જ્યારે હું દૂર બેસતી ત્યારે મ્હને રડવું આવતું હતું. એક વખત દૈવયોગે જો હું ગર્ભવતી થઇશ અને મ્હને પુત્ર કિંવા પુત્રીની પ્રાપ્તિ થશે તો વૈધવ્યાવસ્થામાં મ્હારે કોઇના દાબમાં રહેવું પડશે નહિ તથા મ્હારા ભવિષ્યના હક્કને નુકસાન પહોંચશે નહિ એમ મ્હને લાગતું હતું. પુત્રની પ્રાપ્તિ થવા માટે મ્હેં બાધાઓ માનવામાં, માદળીઆં કરાવવામાં અને પીર ફકીરોને પ્રસન્ન કર-

વામાં બિલકુલ પાછી પ્હાની કરી નહિ.

અમારી પાડોશમાં એક બ્રાહ્મણ જ્ઞાતિની વિધવા રહેતી હોઇ તેનું નામ મહેશ્વરી હતું. એ મહેશ્વરીને એક ત્રીસેક વર્ષની સધવા કન્યા હોઇ પતિના ગૃહનો ત્યાગ કરી એ અખંડ સૌભાગ્યવતી માતાની પાસે જ રહેતી હતી. એ કન્યાનું નામ યશોમતી હતું. યશોમતીનો પતિ મુંબાઇ શહેરમાં સારા હોદ્દા ઉપર હોઇ તેને માસિક ચાળીસો રૂપિયાનો પગાર મળતો હતો; પરંતુ યશોમતીનો સ્વભાવ ઘણો ક્રોધી, સ્વચ્છંદી અને ઉચ્છૃંખલ હોવાથી તેણે પતિનો ત્યાગ કરી પિતૃગૃહમાં આશ્રય મેળવ્યો હતો. પતિ પત્નીનો વિચ્છેદ થયા પછી પતિએ સ્વજ્ઞાતિની બીજી એક કુમારિકાનું પાણિગ્રહણ કરી યશોમતીનો હમ્મેશાને માટે ત્યાગ કર્યો હતો. એ મા દીકરીની લુચ્ચાઇ, પ્રપંચપરાયણતા અને કુટિલતાથી હું અજાણી હતી તેથી જ તેમની વાગ્જાળમાં ભોળવાઇ હું તેમની સાથે દેવદર્શને જવા લાગી. તેમની આર્થિક સ્થિતિ જોઇએ એવી સારી નહિ હોવાથી અને વિભવ વિલાસ ભોગવવાની ટેવ પડી ગયેલી હોવાથી દ્રવ્યપ્રાપ્તિ માટે ગમે એવું કુટિલ કાર્ય કરતાં તેઓ સંકોચાય તેમ નહોતાં.

એક દિવસે મધ્યાન્હકાળે યશોમતી એકાન્ત જોઇ મ્હારે ઘેર આવી મ્હારી પાસે બેઠી તથા ગંભીરતાથી તેણે કહ્યું, ' ત્હારા મનમાં શું છે તે તું મ્હને કહે. હું તને મ્હારી સહોદરા બરાબર જ સમજાું છું. ' આ શબ્દોના ઉત્તરમાં મ્હેં કહ્યું, ' મ્હારા મનમાં શું હોય ? મ્હને શાનું દુઃખ છે ? ' યશોમતી બોલી, ' તું મ્હોટા ઘરની સ્ત્રી છે. મ્હારે શા માટે ત્હારી સાથે લાંબી પંચાત કરવી જોઇએ ? ' યશોમતીને ક્રોધ ભરાયો જાણી મ્હેં કહ્યું, ' ત્યારે તમે જ કહોને કે મ્હારા મનમાં શું છે ? ' તેણે કહ્યું, ' ત્હારા મનનો વિચાર હુ સારી રીતે જાણું છું તથા તે હું તને કહું છું. જો ખરી વાત હોય તો તું હા કહેજે નહિ તો મ્હને દશ જોડા

મારજે.' હું બોલી. 'ના-ના, તમે એમ ન બોલો.' તેણે કહ્યું, 'મ્હારું કહેવું ખોટું ઠરે તેમ જ નથી. એક સ્ત્રી બીજી સ્ત્રીના મનની ગતિને બહુ સારી રીતે સમજી શકે છે. હું જાણું છું કે, તું એક વિષયની રાત્રિ દિવસ ત્હારા મનમાં ચિંતા કર્યા કરે છે. તું કદાચ મ્હને એમ પૂછીશ કે તને ખાવા પીવાનું અને પહેરવા ઓઢવાનું સુખ છે પછી બીજી શાની ચિંતા હોય? પણ સરળ હૃદયથી તું કહે જોઇએ કે, ત્હારા મનમાં એક વિષયની ગંભીર ચિંતા છે કે નહિ?' ઉત્તરમાં મ્હેં હા કહી. તેણે કહ્યું, 'છોકરો થવાની ચિંતા છે ખરું ને? ખોટું બોલીશ નહિ. મ્હારી પાસે શર્માવાની બિલ્કુલ જરૂર નથી. હું કહું છું તે સત્ય છે ને?' મ્હેં કહ્યું, 'એવી ચિંતા રાખવાથી શું વળે છે. જે વસ્તુ ઇશ્વરના હાથમાં છે તેની ચિંતા મનુષ્યે શા માટે કરવી જોઇએ?' યશોમતીએ તત્કાળ કહ્યું, 'સંતાનપ્રાપ્તિ ઇશ્વરની કૃપાથી થાય છે એ ખરું છે; પરંતુ ઇશ્વર તને સંતાન લાવી આપી એકદમ ત્હારા ખોળામાં મૂકશે કે? મનુષ્યો પ્રયત્ન કરે છે ત્યારે જ ઇચ્છિત વસ્તુ મેળવી શકે છે તથા એ વસ્તુને ઇશ્વરદત્ત સમજવામાં આવે છે. નિર્જીવ વસ્તુ મેળવવા માટે પણ જ્યારે શ્રમ કરવો પડે છે ત્યારે પછી સજીવ વસ્તુ મેળવવા માટે શ્રમ ન કરવો પડે કે?' મ્હેં સરળભાવથી કહ્યું, 'પણ એવો વખત આવવો જોઇએ ને?' તેણે કહ્યું 'વખત તો ક્યારનોય આવ્યો છે. જ્યારથી તું રજઃસ્વળા થઇ ત્યારથી જ તું સંતાન પ્રાપ્ત કરવાને યોગ્ય થઇ છે; પરંતુ એ માટે તું ક્યાં કોઇ પણ પ્રકારનો પ્રયત્ન કરે છે?' મ્હેં કહ્યું, 'હું સંતાનપ્રાપ્તિની કામનાથી વ્રતોપવાસ કરું છું, બાધાઓ માનું છું તથા યથાશક્તિ દાનધર્મ પણ કરું છું.' મ્હારા આ શબ્દો સાંભળી ખડખડાટ હસી પડી યશોમતીએ કહ્યું, 'જો દાનધર્મ અને બાધાઓથી જ સ્ત્રીજાતિને સંતાનની પ્રાપ્તિ થતી હોય તો પછી પતિની જરૂર

શામાટે પડે તથા સ્ત્રીએ પુરુષની સાથે શામાટે વ્યવહાર રાખવો પડે ? હું ત્હારા હિતાર્થે કદાચ બે ચાર કડવા શબ્દ બોલું તો તેથી તું માઠું લગાડીશ નહિ. જો મ્હારાં વચનો સાંભળી મ્હારે માટે તને ક્રોધ ઉપજતો હોય તો આ ક્ષણે જ હું ચાલી જવાને તૈયાર છું. મ્હારે વિના કારણ શા માટે પારકી પંચાતમાં માથું મારવું જોઈએ ? તને સંતાન મેળવવાની ચિંતા છે એ વાત ખરી છેને ? તને એ વાત ખરી લાગે એટલે થયું. હવે હું જાઉં છું. મ્હારે ત્હારી સાથે વિશેષ કાંઇ લેવા દેવા નથી. ’ તેનાં આ વચનો સાંભળી મ્હને એમ લાગ્યું કે, યશોમતી નિસ્પૃહ છે. તે શું કહે છે એ સાંભળી તો લેવું જ જોઇએ. મ્હેં તેને ઉદ્દેશીને કહ્યું, ‘ બેસો—બેસો, મ્હારા હિતની તમે વાત કરો તેથી માઠું લગાડું એવી હું મૂર્ખ નથી. તમે કયાં મ્હને ખોટું કહો છો ? ’ તેણે કહ્યું, ‘મ્હારે શા માટે ખોટું કહેવું જોઇએ ? મ્હારો સ્વભાવ જ એવો ઉતાવળીઓ છે કે, કોઇના હિતની વાત હું એકદમ કહી દઉં છું. ’ મ્હેં આશાતુર બની જઇને કહ્યું, ‘ ત્યારે મ્હને સંતાન થાય એવો જો કોઇ ઉપાય તમે જાણતાં હો તો કહો ? હું જીવનપર્યંત તમારો ઉપકાર ભૂલીશ નહિ. ’ તરત જ યશોમતીએ મ્હારી છેક નજીક આવી અત્યંત મૃદુસ્વરે કહ્યું: ‘ આવા વૃદ્ધ પતિથી સંતાનની પ્રાપ્તિ થાય એવી ત્હારી ધારણા છે કે ? બી સારું હોય છે તો જ તે જમીનમાં ઉગે છે. તદ્દન નિર્જીવ બી કદાપિ ઉગે છે કે ? આટલામાં જ તું સઘળું સમજી જા.’ એ વખતે જ જો મ્હેં એ કુલટાને જોડા મારીને હાંકી કાઢી હોત તો સારું થાત અને મ્હારું જીવન દુઃખમય ન બની જાત; પરંતુ હું એ કુલટાની વાગ્જાળમાં ફસાઇ પડી. તેણે મ્હોટાં ન્હાનાં કુટુંબોની કેટલીક સાચી ખોટી વાતો મ્હને કહી. ‘ફલાણી સ્ત્રીને સંતાન નહોતું, અંતે તેણે અમુક કામ કર્યું એટલે સંતાનપ્રાપ્તિ

થઇ. ઘણા વખત પૂર્વેની એક વાત એવી છે કે, એક રાજા શત્રુને હાથે માર્યો ગયો. તેને એક પણ બાળક નહિ હોવાથી રાજ્ય જવાનો વખત આવ્યો; પણ રાજાના કારભારીઓ દીર્ઘદર્શી હતા. તેમણે રાણી સગર્ભા છે એવી અફવા સર્વત્ર ફેલાવી. પછી તેને સગર્ભા કરી બાળક ઉત્પન્ન કરી એ બાળકને ગાદી ઉપર બેસાડયો. આ બધાં કાર્યો ચતુરાઇ તેમજ શાણપણનાં હોવાથી તે છુપી રીતે પાર પાડવાં જોઇએ. નહિ તો આબરુ જઇ સર્વનો તિરસ્કાર સહન કરવો પડે છે.' મ્હેં કહ્યું, 'મ્હેં બધી વાત સાંભળી. મ્હારામાં તમે કહો છો એટલી ચતુરાઇ અને શાણપણ નહિ હોવાથી મ્હારાથી એવું કાર્ય બની શકે તેમ નથી. મ્હારી યુવાવસ્થાને લીધે મ્હારા વૃદ્ધ પતિ મ્હારી હિલચાલનું સાશંક દૃષ્ટિથી નિરીક્ષણ કરે છે. હું બ્હાર જાઉં છું ત્યારે પણ મ્હારી સાથે અમારા નોકર ગુલાબને તેઓ મોકલે છે. લોકોમાં આબરુ જાય અને ફટ ફટ થાય એ મ્હારાથી તો ન વેઠી શકાય. ના—ના, ઇશ્વર મ્હને એવી બુદ્ધિ ન આપે એમ જ હું ઇચ્છું છું. જો ઇશ્વરને સંતાન આપવું હશે તો આમ જ આપશે. તમે હવે તમારે ઘેર જવું હોય તો બેલાશક જાઓ.' યશોમતીએ સહજ રોષ દર્શાવતાં કહ્યું, 'ત્હારા આગ્રહથી જ હું અત્યાર સુધી બેઠી છું નહિ તો મ્હને કયાં બેસી રહેવાનો અવકાશ છે? હમણાં શેરબજારના કેલીકોના બે શેર લીધા છે, ભાવ નમી ગયા છે તથા એ શેર માથે ચઢાવવાના હોવાથી રૂપિયા મેળવવાની હું ઘણી ચિંતામાં છું. આમ છતાં ત્હારા ભલાને માટે હું અત્રે રોકાઇ તને યોગ્ય ઉપાય બતાવી ચુકી છું. હજી પણ હું કહું છું કે તું ભૂલે છે. ધાર કે કદાચ કાલે ઉઠીને ત્હારો ઘરડો ગોવિંદ લાકડાં ભેગો થશે અને સઘળી મિલકતપર તેનો દીકરો દાવો કરી

તને લુગડાં લત્તાના ખરચ માટે પણ કચેરીનું દર્શન કરાવશે ત્યારે હમણાંની ત્હારી ભૂલ માટે તને કેટલો બધો પશ્ચાત્તાપ થશે ? વળી બીજ સારું નથી હોતું તો ઝાડ થતું જ નથી. તુ આબરુ જવાનો ભય રાખે છે પણ સંપૂર્ણ બુદ્ધિ વાપરી છલ કપટ ને કૌશલ્યનો ઉપયોગ કરવાથી કોઠીનો ગોળ કોઠીમાં બેસી ખવાશે અને આખી દુનિયા જખ મારશે. સ્ત્રીજાતિના ચરિત્રને દેવતાઓ સુદ્ધાં સમજી શકતા નથી. વળી ત્હારી મરજી હશે તો ત્હારી ઇચ્છા સફળ કરવામાં હું તને મ્હારાથી બનતી મદદ કરીશ. ત્હારે હું કહું તેમ કરવું એટલે કામ પાર. ભલભલા વકીલ બૅરિસ્ટરોની બુદ્ધિ પણ આ ચાલાક યશોમતી આગળ પાણી ભરે છે પાણી! ત્હારે સત્વર પુત્રનું દર્શન કરવું હોય તો મ્હને હા કહે નહિ તો ના કહે, એટલે હું મ્હારે ચાલી જાઉં.' તેનાં વચનો સાંભળી હું કિંકર્ત્તવ્યવિમૂઢ બની ગઇ. છેવટે મ્હારા દુર્ભાગ્યે મ્હેં તેને હકારમાં ઉત્તર આપ્યો. તેણે બીજે દિવસે બપોરે મ્હને પોતાને ઘેર આવવાની સુચના કરી. પછી તે ચાલી ગઇ. તેના વિદાય થયા પછી હું પાછી વિચારવા લાગી કે, મ્હારા પતિમાં સંતાનોત્પત્તિ કરવાનું સામર્થ્ય નહિ હોય કે? જો સંતાન થાય તો તેથી તેમને પણ આનંદ થાય તેમ છે; પરંતુ એવી વિષમ ઘટના કેવી રીતે ઘટે? મ્હારી માતા આ લગ્ન સંબંધમાં નારાજ હતી તેનું કારણ આ જ હશે. વૃદ્ધ પુરુષને કન્યા આપતાં કેટલાં બધાં માબાપોને રડવું પડતું હશે? આ વૃદ્ધની હું સ્ત્રી તરીકે નહિ પરંતુ પુત્રી તરીકે જ શોભું તેમ છું! તરૂણ યુવક યુવતીઓ જ સાંસારિક સુખનો સંપૂર્ણ ઉપભોગ ભોગવી શકે છે. મ્હને તેનો અનુભવ નથી. વૃદ્ધ પુરુષને વગર વિચારે કન્યાદાન દઇ માબાપ પાછળથી કેમ રડતાં હશે? એવાં માબાપને શત્રુ સમજવાં જોઇએ. વૃદ્ધ પુરુષ જેવું પાકું પાન

ક્યારે ખરી પડશે એનો કાંઇ નિયમ હોતો નથી. એવા પુરુષોનાં હાડકાં તો પ્રથમથી જ શ્મશાનમાં પહોંચી જાય છે. પ્રેતની સાથે લગ્ન કર્યા જેવી જ મ્હારા જેવી બાળિકાઓની સ્થિતિ હોય છે. થોડા કાળ પછી વૃદ્ધ પતિ પરલોક જાય એટલે બાળવધૂએ જીવનપર્યંત વૈધવ્યનું દારુણ દુઃખ ભોગવવાનું ! આ કાર્યને કોણ સારું કહી શકે તેમ છે ? કેટલી કોમળ બાળિકાઓ આ હિંદુસ્તાનમાં રડતી બેઠી હશે ? આનું કારણ સ્વાર્થ અને રૂઢી જ છે. આવી રૂઢીનો ધર્મશાસ્ત્રોએ વિચ્છેદ કેમ ન કર્યો ? ગમે એવા વૃદ્ધે ગમે એટલી ઉમ્મરે લગ્ન કરવું તથા તરૂણ બાળિકાએ તેને ભાગ્ય સમજી એકનિષ્ઠ બેસી રહેવું એ ક્યાંનો ન્યાય ? વૃદ્ધનું મૃત્યુ થયા પછી વૈધવ્ય ભોગવવું એ એક પ્રકારનો રાક્ષસી જુલ્મ નહિ તો બીજું શું છે ? ' अष्टवर्षा भवेत कन्या ' એ મંત્રની મર્યાદા છૂટી જઇ બાર વર્ષની–ચૌદ વર્ષની કન્યાઓ કેમ થવા લાગી ? કન્યાનું જ્યાં કલ્યાણ થઇ શકે તેમ હોય તે નહિ જોતાં માબાપો કેવળ સ્વાર્થ શામાટે જુએ છે ? એવી સ્થિતિમાં કન્યાથી વિરુદ્ધાચરણ થાય તો માબાપે શા માટે રડવું જોઇએ ? ' આણે મ્હારા કપાળમાં કલંક લગાડ્યું ? ' એમ શા માટે કહેવું જોઇએ ? યોગ્ય જોડાંનો સંબંધ કરવામાં આવ્યા છતાં કન્યા કિંવા વધૂથી આડું પગલું ભરાય તો ભલે સઘળો દોષ તેના ઉપર મૂકવામાં આવે, તેનું મ્હોં ન જોવામાં આવે તથા તેને ગમે એવી કઠોર શિક્ષા કરવામાં આવે; પરંતુ જેની સ્થિતિ મ્હારા જેવી હોય તેનો શો દોષ ? ધણી તો હવે કબ્રસ્તાનમાં જવાની તૈયારી કરે છે. આવી સ્થિતિમાં મ્હને જો સંતતિ નહિ થાય તો સઘળી સંપત્તિ બીજાના હાથમાં જશે અને મ્હારા દુઃખનો પાર રહેશે નહિ. મ્હારા ધણીના જેવા વૃદ્ધો મરે છે અને તેઓ પોતાની પાછળ મ્હારા જેવી છોકરીઓને પણ મારતા જાય છે. સારી જમીનમાં સારું

બીજ ન હોય તો પછી છોડ કેવી રીતે ઉગે એવું યશોમતીનું જે કહેવું છે તે સર્વથા સત્ય લાગે છે. એ ઉપરાંત તરૂણ તરૂણીની જોડી અરસ્પરસના સહવાસથી કેવું સ્વર્ગીય સુખ ભોગવી શકે છે ! આ તો હું બાગમાં જવાનો આગ્રહ કરું છું ત્યારે તેઓ દેવદર્શને જવાનો ઉપદેશ આપે છે. તરૂણ પતિ પત્ની એક બીજાની સાથ ફરવા જાય છે તો લોકોને તેમના સુખની ઇર્ષ્યા આવે છે અને મ્હારા જેવી સ્ત્રી આવા વૃદ્ધ પતિ સાથે ફરવા નીકળે છે તો પાછળ લોકો હસે છે અને 'લંગડી ઘોડી લાલ લગામ—મીયાં જઇફ ઔર બીબી જવાન' જેવાં વચન ઉચ્ચારી અમારો ભયંકર ઉપહાસ કરે છે. વળી ગરીબ ઘરની સ્ત્રી સહેલાઇથી બ્હાર હરવા ફરવા જઇ શકે છે; પણ મ્હારા જેવીને બ્હાર જવું હોય તો પાછળ ચાકર કિંવા નોકરનો પહેરો હોવાનો જ. મ્હારા જેવી સ્ત્રીનો જન્મ જ વૃથા છે. અમે જો કોઇ સૌંદર્યસંપન્ન તરૂણ પુરુષ તરફ સહજ જોઇએ છીએ તો પણ લોક ગમે એવી અફવા ઉઠાવે છે.

બીજા દિવસે યથાસમયે હું યશોમતીને ઘેર ગઇ. તેને ઘેર ચ્હા પીધા પછી દેવદર્શન કરવા જતાં હોઇએ એવા ભાવથી હું અને યશોમતી બહાર નીકળી પડયાં. પોળની બ્હાર નીકળ્યા પછી મ્હેં યશોમતીને પૂછ્યું, 'આપણે ક્યાં જઇશું ?' તેણે ઉત્તર આપ્યો, 'વ્યંકટેશ્વરાચાર્ય મહારાજના મંદિરે. અહીંથી એ મંદિર જો કે દૂર છે પણ આપણે થોડે દૂર ગયા પછી ગાડી કરીને જઇશું તો સંધ્યાકાળ સુધીમાં અવશ્ય ઘેર પાછાં આવી શકીશું. તું ભાડા જેટલા પૈસા લઇ આવી છે ને ?' મ્હેં કહ્યું, 'હા—હા, મ્હારી પાસે જોઇએ એટલા પૈસા છે. પૈસા કે કપડાં ઘરેણાંનું મ્હને બિલકુલ દુઃખ નથી. એ બુઢ્ઢો હું જે માગું છું તે લાવી આપી મ્હને સંતુષ્ટ રાખવાનો

પ્રયત્ન કરે છે.' યશોમતીએ કહ્યું, ' તું પણ હમ્મેશાં એ બુઢ્ઢાનું મન મનાવી ત્હારી ખાનગી પેટી ભર્યા કર. અત્યારે એકઠું કર્યું હશે તો ભવિષ્યમાં કામ આવશે. આજ કાલ એવા અવનવા રોગ ઉત્પન્ન થયા છે કે, માણસનું કયી પળે મૃત્યુ થશે એ અચોકકસ છે. ભલભલા જુવાન માણસો જોતજોતાંમાં મરી જાય છે તો પછી પાકેલા પાનનું શું પૂછવું ? એવું કાંઇ બને અને ત્હારો ધણી મૃત્યુપત્ર કર્યા સિવાય મરી જાય તો ત્હારી કેવી દશા થાય ? માટે સાવધાનતાનો વિનાશ નથી એ સુત્ર સ્મરણમાં રાખી ત્હારે બની શકે એટલું એકઠું કર્યા કરવું અને ડોસો ખુશીમાં હોય ત્યારે Will (મૃત્યુપત્ર) કરવાનું પણ કહેવું.' આવી વાત કરતાં કરતાં અમે આસ્ટોડીએ જઇ પહોંચ્યાં. ત્યાંથી એક ગાડી ભાડે કરી યથા સમયે અમે વ્યંકટેશ્વરાચાર્યના મંદિરે જઇ પહોંચ્યાં. ગાડીવાળાને બ્હાર રોકાવાનું કહી અમે મંદિરમાં પ્રવેશ કર્યો તથા દર્શન વગેરે કર્યા પછી યશોમતીએ મ્હને કહ્યું, ' ચાલ, તું વ્યંકટેશ્વરાચાર્યનાં દર્શન કરવા આવે છે કે ? ' ધીમે ધીમે મ્હારું સાહસ વધતું જતું હોવાથી મ્હેં કહ્યું, ' ભલે ચાલો. ' તે મ્હને સાથે લેઇ મેડા ઉપર એક દિવાનખાનામાં ગઇ. યશોમતીને ત્યાંનાં ઘણાંખરાં માણસો ઓળખતા હોય એમ મ્હને લાગ્યું. વ્યંકટેશ્વરાચાર્યના બેઠકખાનાનાં બારણાં અંદરથી બંધ હતાં; યશોમતીએ બારણાં ઉપર થાપ મારી એટલે અંદરથી કોઇએ પૂછયું ' કોણ છે ? ' ઉત્તરમાં યશોમતીએ પોતાનું નામ કહ્યું એટલે તત્કાળ બારણાં ઉઘડ્યાં. અંદર જતાં મ્હેં જે દેખાવ જોયો તેથી હું આશ્ચર્યચકિત બની ગઇ. વ્યંકટેશ્વરાચાર્યનું શરીર હૃષ્ટપુષ્ટ હોઇ ઇશ્વરે તેને સૌંદર્ય સમર્પણ કરવામાં કૃપણતા દર્શાવી હતી. હમણાં તે એક સુંદર ગાદી તકીઆવાળા હિંચોળા ઉપર બેઠો

હોઇ તેના હાથમાં એક પુસ્તક હતું. અમને જોઇ તેણે કહ્યું:—" આવો —બેસો. "

હું અને યશોમતી એક બાજૂએ બિછાવેલી શેતરંજી ઉપર બેઠાં. યશોમતીએ સંક્ષેપમાં વ્યંકટેશ્વરાચાર્યને મ્હારો પરિચય કરાવ્યો. થોડા વખત પછી અમને એ સ્થળે રાખી વ્યંકટેશ્વરાચાર્ય બ્હાર ગયો. એકાન્ત થયા પછી યશોમતીએ મ્હને કહ્યું, 'સીતા! આ સ્થળે તું ત્હારી હરેક ઇચ્છા નિર્વિઘ્ને પરિપૂર્ણ કરી શકીશ. તું અત્રે આવતી રહીશ તો બે ચાર માસમાં જ ત્હારી ઇચ્છાની સફળતાનું પૂર્ણ ચિહ્ન જોઇ શકીશ. અત્રે ઘણા નવયુવકો આવે છે અને તેઓ ત્હારા જેવી લાવણ્યમયી, સૌંદર્યમયી નવયુવતી સાથે છુપી રીતે આનંદ ભોગવે છે. તું પણ કોઇ એવા કુંજવિહારીને શોધી કાઢી ત્હારી ઇચ્છા પૂર્ણ કરજે; પરંતુ તે સાથે એટલું યાદ રાખજે કે, દેવમંદિરમાં બનતા કોઇ પણ બનાવની હકીકત તું બીજા કોઇને કહીશ નહિ. કોઠીમાનો ગોળ ચોરી છુપીથી ખાવામાં જ કલ્યાણ છે. હવે કહે જોઇએ કે, મ્હને તું શું ઇનામ આપીશ ? વિચાર કરી જો કે, ત્હારે માટે મ્હેં કેટલું બધું જોખમ ખેડયું છે ? ત્હારી પાસેથી ઓછામાં ઓછી બસો રૂપિયા મળવાની મ્હને આશા છે. ત્હારી પાસે એટલી રોકડ રકમ ન હોય તો તું મ્હને સાત આઠ તોલા સોનાની એક રકમ આપજે. એ રકમથી ત્હારી યાદ હમ્મેશાં કાયમ રહેશે. ત્હારી સ્થિતિ જોતા જતાં આ રકમ નજીવી છે.' એ કુલટાની માયાજાળમાં ફસાઇ મ્હેં તેને પ્રસન્ન કરવાનું અભિવચન આપ્યું. જો મ્હારી ભાવી સ્થિતિનો સહજ પણ વિચાર કરવાનું એ પ્રસંગે મ્હારામાં સામર્થ્ય હોત તો હું એટલેથી પણ અવશ્ય આત્મરક્ષણ કરી શકત; પરંતુ મ્હારી વિચારશક્તિ મોહ અને માયાના

પ્રાબલ્યથી અદૃશ્ય થઇ ગઇ હતી. વર્ત્તમાનકાળના સુખની લાલસાના પ્રચંડ અગ્નિમાં હું ભવિષ્યના જ્ઞાનની આહૂતિ આપી ચુકી હતી.

વ્યંકટેશ્વરાચાર્યને બ્હાર ગયાને પાએક કલાક થયો હશે એવામાં એક ત્રીસેક વર્ષની ઉમ્મરના તરૂણે એ બેઠકખાનામાં પ્રવેશ કર્યો. તેણે માંચેસ્ટરનું બારીક પોતનું ધોતીઉં, મૂલ્યવાન્ કાશ્મિરી કપડાનો હાફ-કોટ, બેંગલોર કેપ વગેરે પહેર્યું હતું. વેસ્ટકોટ ઉપર સોનાનો છેડો ઝૂલી રહ્યો હતો. તેનાં કપડામાંથી અત્તરની તીવ્ર સુવાસ આવતી હતી. જમણા હાથની આંગળીઓમા બે રત્નજડિત વીંટીઓ હતી. તે શરીરે કૃશ પણ દુર્બળ નહોતો. તેનું મુખ પણ સુંદર હતું. તેનાં નેત્રો ઘણાં ચંચળ હતાં. તેણે બેઠકખાનામાં પ્રવેશ કરી એક આરામ ખુરસીમાં બેસી યશોમતી તરફ ભેદક દૃષ્ટિથી જોઇ કહ્યું, 'કેમ યશોમતી ! આજે કાંઇ ઘણા દિવસે ભૂલાં પડયાં જણાઓ છો !' યશોમતીએ હાસ્ય કરી કહ્યું. 'જ્યાં દેવતાનાં દર્શન દુર્લભ હોય ત્યાં ભક્ત કેવી રીતે નજરે પડે !' જમાનાની ખાધેલી યશોમતીના મુખમાંથી આવા શબ્દો સાભળી હું તો શર્મથી અડધી જ થઇ ગઇ. તે તરૂણે યશોમતીના શબ્દોનો કાંઇ પણ ઉત્તર નહિ આપતાં એક વખત મ્હારા તરફ તીવ્ર દૃષ્ટિથી જોઇ તેને પૂછયું, 'આ કોણ છે ?' યશોમતીએ મૃદુ હાસ્ય-સહ ઉત્તર આપ્યો, 'કુંજગલીમાં ભરાઇ ગયેલા કૃષ્ણને શોધવા નીકળેલી રાધા !' પછી તો મ્હારી શર્મનો પાર જ રહ્યો નહિ. એક દેવમંદિરમાં નિર્ભયતાથી આવો વિલાસવ્યાપાર ચાલતો હશે એવો વિચાર સુદ્ધાં પહેલાં મ્હારા મનમાં ઉપજ્યો નહોતો. હું સહજ આડી ફરીને બેઠી. પછી યશોમતી મ્હને એકલીને ત્યાં બેસાડી જળપાનના નિમિતે બ્હાર ચાલી ગઇ. બ્હેન ! હવે હું મ્હારી આ પાપકથાને વિશેષ વિસ્તારથી કહેવાને ઇચ્છતી નથી. છેવટે એ દિવસથી જ મ્હારા

અધઃપાતનો આરંભ થયો. એ યુવકની સાથે મ્હારો ગુપ્ત રીતે સંબંધ થયો. મનુષ્યે જ્યાં સુધી પાપકર્મ કર્યું નથી હોતું ત્યાં સુધી જ તેને પાપનો ભય રહે છે; પરંતુ એક વખત પાપના માર્ગમાં પ્રવેશ કર્યા પછી ભાગ્યે જ કોઈ પાછું ફરી શકે છે. પાપના માર્ગમાંથી પાછાં ફરવા માટે જે વિદ્યાબુદ્ધિ અને ચિત્તસંયમની જરૂર છે તેનાથી હું સર્વથા શૂન્ય હતી. વળી મ્હને ખરાબ સોબતની અસર લાગી હતી. અમારી આખી પોળમાં યશોમતી કળિયુગની સતી હોવાનો દંભ કરતી હતી અને તેથી જ હું તેની માયાજાળમાં ફસાઇ હતી. પહેલે જ દિવસે ઘેર આવ્યા પછી તેણે લગભગ અઢીસો રૂપિયા સુધીની એક સુવર્ણની મોહનમાળા મ્હારી પાસેથી તેની મહેનતના પુરષ્કાર તરીકે લઇ લીધી. એ વાત મ્હેં ડોસાથી છુપાવી રાખી. પછી બીજા બે ચાર દિવસ સુધી યશોમતી મ્હારી સાથે વ્યંકટેશ્વરાચાર્યના મંદિરે આવી અને મ્હારી લજ્જાનો ભંગ થયો એટલે પછી તો હું એકલી પણ ત્યાં જવા આવવા લાગી. વ્યંકટેશ્વરાચાર્યના વિલાસમંદિરમાં એક નહિ પણ અનેક યુવકો અને તરૂણો પોતાની કામવાસના પરિતૃપ્ત કરવા આવતા હતા તથા ધીમે ધીમે હું એમ પણ જાણી શકી કે, એ વ્યવસાયદ્વારા વ્યંકટેશ્વરાચાર્યને વિપુલ દ્રવ્યની પ્રાપ્તિ થતી હતી. વળી મ્હારા જેવી જે નવયુવતીઓ અને તરૂણીઓનો એ ભયંકર પાપસ્થળે અવર જવર હતો એ સઘળી અંગનાઓ વ્યંકટેશ્વરાચાર્યની આજ્ઞાનુસાર વર્તી તેને પ્રસન્ન રાખવાનો પ્રયત્ન કરતી હતી.

જે યુવક સાથે પ્રથમ દિવસે મ્હારો પરિચય થયો હતો એ યુવકને તેના પિતા તરફથી ઘણી સારી રકમ વારસામાં મળી હતી; પરંતુ વ્યસન, વ્યભિચાર, જુગાર વગેરે નીચ આચારમાં તેના પૈસાનો ધુમાડો થતો હતો. વળી વિલાસી પુરુષો પ્રેમને સમજતા હોતા નથી.

તેમનો સ્વભાવ મધુભોગી ભ્રમરના જેવો હોય છે. પ્રણયિનીમાં જ્યાં સુધી નેત્રોને આંજી નાખે એવું સૌન્દર્ય અને નવયૌવન હોય છે ત્યાં સુધી જ એવા પુરુષો તેને માટે દીવાના થઇ રહે છે; પરંતુ સૌન્દર્ય તથા યૌવનનો વિલય થતાંજ તેઓ નવીન પ્રણયિનીની શોધમાં રખડે છે.

હું સારાસારનો વિચાર દૂર કરી માયાજાળમાં ફસાઇ પડી હતી; એવામાં એકાએક મ્હારા શિરપર એક ભયંકર સંકટ આવી પડયું. અર્થાત્ માત્ર બે દિવસ સુધી તાવની બીમારી ભોગવી મ્હારો વૃદ્ધ પતિ પરલોકવાસી થયો. એ પ્રસંગે એમને એવો પ્રબળ જ્વર આવ્યો હતો કે, અંતકાળ સુધી તેમની શુદ્ધિ ગૂમ થઈ ગયેલી હતી તથા તેમનાથી એક પણ શબ્દ ઉચ્ચારી શકાતો નહોતો. આવી ભયંકર સ્થિતિને લીધે તેઓ મૃત્યુપત્ર ( Will ) કરી શક્યા નહિ. નવયુવાવસ્થામાં જ આવી રીતે મ્હારા શિર ઉપર ભયંકર સંકટ આવી પડયું. મ્હારી સૅાક્યના પુત્રે ઘરબારનો કબજો લઇ મ્હને પોતાની આધીનતામાં રહેવા સૂચવ્યું તથા બીજો કોઇ ઉપાય નહિ હોવાથી મ્હારે તેની ઇચ્છાને આધીન થવું પડયું. આ વખતે મ્હારી પાસે કેવળ છ સાત હજારનાં ઘરેણાં હતાં.

વૈધવ્ય સ્થિતિને લીધે હવે મ્હારાથી ઘરની બ્હાર નીકળી શકાતું નહોતું. હું ઘરના એક ખુણામાં બેસી રહી મ્હારી સ્થિતિ માટે વિલાપ કરતી હતી. કેટલીક વખત યશોમતી અને તેની માતા એકાન્ત જોઇ મ્હારી પાસે આવતી અને મ્હારું સાંત્વન કરતાં કહેતી કે, ' જો ત્હેં અમારું કહેવું સાંભળી પ્રથમથી જ ડોસા પાસે વીલ કરાવી લીધું હોત તો ત્હારે આજના જેવી ગુલામીમાં ન રહેવું પડત. હવે તો સુખે દુઃખે ત્હારે થોડો વખત આવી સ્થિતિમાં કાઢવો પડશે. શોક મેલ્યા પછી તું બીજા મકાનમાં રહીને ત્હારી સૅાક્યના

પુત્ર વિરુદ્ધ કચેરીમાં લઢીશ તો તેથી તને થોડો ઘણો લાભ થયા સિવાય રહેશે નહિ. વળી હમણાં ત્હારી પાસે જે માલમત્તા હોય તે તું છુપાવી રાખજે; નહિ તો કોરટે જવાનું ખરચ મેળવવાની પણ તને મુશ્કેલી વેઠવી પડશે. જો તને અમારા ઉપર વિશ્વાસ હોય તથા અમને તું ત્હારાં હિતચિંતક સમજતી હોય તો બેલાશક તું ત્હારું જોખમ અમારી પાસે રાખજે. અમારે એમાંની એક પાઇ પણ શિવ નિર્માલ્ય છે; એમ છતાં અમારા ઉપર તને સહજ પણ અવિશ્વાસ જેવું હોય તો ત્હારી પાસેનું જોખમ તું ત્હારાં માબાપને સોંપજે. વળી આ પ્રસંગે ત્હારા કલ્યાણાર્થે કહેવાની જરૂર પડે છે કે, આ ભયંકર કળિયુગમાં માબાપ પણ કેવળ પોતાના સ્વાર્થ તરફ જ નજર રાખે છે. જો તેમ ન હોત તો આજે ત્હારે આવા દુઃખના દિવસો જોવા પડતે કે?' પ્રપંચપરાયણા યશોમતી અને તેની જમાનાની ખાધેલી ડોસીનાં આવાં વચન સાંભળી માબાપ પ્રત્યે મ્હારા અંતરમાં જે તિરસ્કાર હતો તે ઘણો વધી ગયો તથા મ્હેં એમની વાગ્જાળમાં ફસાઇ મ્હારી પાસેનું સઘળું જરજોખમ તેમને જ અનામત સોંપવાનો વિચાર કર્યો. મ્હારા મનનો વિચાર મ્હેં તેમને જણાવ્યો અને કહ્યું, 'યશોમતી બ્હેન! આઠ દિવસ પછી મ્હારા સિવાય ઘરનાં સઘળાં માણસો પાલિતાણાની જાત્રાએ જનાર છે. તેમના ગયા પછી એક દિવસે તમે મ્હારી પાસે આવજો એટલે એક નોંધ કરી મ્હારી પાસેનું સઘળું જોખમ હું તમને સોંપીશ. હું જાણું છું કે, તમે જ મ્હારાં યથાર્થ હિતૈષી છો.' મ્હારાં આ વાક્યો સાંભળી સહજ પણ ચંચળતા દર્શાવ્યા સિવાય ગંભીર ભાવથી યશોમતીએ કહ્યું, 'પણ આમ કરવા માટે અમારો તને બિલ્કુલ આગ્રહ નથી. પૈસો વસ્તુ એવી છે કે તે સગા ભાઈભાઈ વચ્ચે તકરાર કરાવે છે. જર,

જોરૂ અને જમીનના કારણે જ વિશ્વસંસારમાં અનેક ઝઘડાઓ ઉભા થાય છે. વળી અમારી પાસે તું ત્હારું જોખમ રાખી એ વાત બીજા કોઇને કહે તો વગર લેવેદેવે અમારે બીજાઓની સાથે વૈર બાંધવું પડે અને અમારા જેવી ઉચ્ચકુળની અબળાઓને કોરટ દરબારનું દર્શન કરવું પડે. આમ હોવાથી જો સઘળી વાત તું ત્હારા પેટમાં રાખી શકે તેમ હોય તો જ અમારાથી આ કામ થઈ શકે તેમ છે. હજી કાંઇ ઉતાવળ નથી. આઠ દિવસમાં તું બરાબર વિચાર કરી જોજે અને પછી તને યોગ્ય લાગે તેમ કરજે.' આમ કહી તેઓ વિદાય થઇ ગઇ.

આઠ દિવસ પછી ઘરનાં માણસો પાલીતાણાની યાત્રાએ ગયા અને હું તથા ઘરનું કામકાજ કરનાર નોકર ઘેર રહ્યાં. એ નોકરને હું માસિક પગાર ઉપરાત મહિને દિવસે ચાર પાંચ રૂપિયા ખાનગી વાપરવા આપતી હોવાથી તે મ્હારું ગમે એવું કામ ધર્માધર્મનો ભય રાખ્યા સિવાય બજાવતો હતો તેથી મ્હેં મ્હારી પાસે જે કાંઈ જર જોખમ હતું તેની એક નોંધ એની પાસે કરાવી અને એ નોંધ કર્યા પછી તેને મોકલીને યશોમતીને મ્હારી પાસે બોલાવી સઘળું જર જોખમ મ્હેં તેને સ્વાધીન કર્યું. એ વખતે મ્હેં કેવળ હજારેક રૂપિયાનો અવેજ કોઇને કાંઈ સંશય આવે નહિ એટલા માટે મ્હારી પાસે રાખ્યો."

આ વખતે સૂઈ જવાનો બેલ વાગવાથી સીતાની આત્મકથા આટલેથી જ અટકી. તેની અવશિષ્ટ રહેલી આત્મકથા યથા સમયે વાંચકોના જાણવામાં આવશે. હાલ તરત તો આપણે હવે કાઉન્ટ ફ્રેડરિકના પંઝામાં ફસાયલી ફિલિપા તરફ વળીએ.



# પ્રકરણ ૧૦ મું.

## પલાયન.

અમારા વાંચકબંધુઓ પેલી દુષ્ટાચારિણી મૅડેમ રોઝિનીને ભૂલી તો નહિ જ ગયા હોય. લંડનના અનેક અમીર ઉમરાવો, કાઉન્ટો વગેરે તેને ત્યાં જઈ યથેષ્ટ વિલાસ સુખ ભોગવતા હતા. કેટલાક તો પોતાની ઉપપત્નીને સાથે લઈ મૅડેમ રોઝિનીને ત્યાં જતા અને પુષ્કળ દ્રવ્ય ખરચી ઈચ્છિત આનંદ ભોગવતા હતા.

કાઉન્ટ ફ્રેડરિક સાથે પણ મૅડેમ રોઝિનીનો ગાઢ પરિચય હતો તથા વિખ્યાત અભિનેતા મિ૦ સ્મિથની ભગિનીને કાઉન્ટ ફ્રેડરિકના પંઝામાં ફસાવવાની જાળ મૅડેમ રોઝિનીએ જ બિછાવી હતી એ વાંચકબંધુઓ જાણે છે.

ફિલિપાને બેહોશ બનાવી બે બદમાશોની મદદથી ભાડાની ગાડીમાં નાખી કાઉન્ટ ફ્રેડરિક તેને મૅડેમ રોઝિનીને ત્યાં લઈ આવ્યો હતો તથા એ સ્થળે જ કાઉન્ટે તેને કેદ કરી રાખી હતી. જો કે તેને સારો સુસ્વાદિષ્ટ ખોરાક આપવામાં આવતો હતો; છતાં અંતરની ચિંતાથી દિવસે દિવસે તેનું મનોરમ સૌન્દર્ય સહજ મલિન થતું હતું અને શરીર પણ દુર્બળ થતું હતું.

જે ઓરડીમાં ફિલિપાને કેદ કરી રાખવામાં આવી હતી એ ઓરડી મકાનને ભોંયતળીએ એક તરફના ખુણામાં આવેલી હોવાથી ત્યાં પ્રકાશનો સર્વથા અભાવ હોવા છતાં એક વિજળીની બત્તી એ અભાવને દૂર કરતી હતી. એ ઓરડી આશરે પંદરેક હાથ લાંબી અને દશ હાથ પહોળી હતી. એમાં એક ન્હાનો પલંગ એક ખુણામાં હતો. બીજી તરફ પાણીથી ભરેલું એક પાત્ર હતુ. સુવિખ્યાત નવલકથાકાર રેનોલ્ડે

લખેલી કેટલીક નવલકથાઓ એ સ્થળે ખાસ હેતુપૂર્વક અગાઉથી મૂકી રાખવામાં આવી હતી. એ ઓરડીનું પ્રવેશદ્વાર લોખંડના સળીઆઓનું બનેલું હતું. મૅડેમ રોઝિનીએ દ્વાર ઉઘાડયા સિવાય જ ફિલિપાને તેની ભોજનસામગ્રી અને બીજી આવશ્યકીય વસ્તુઓ આપતી હતી. વળી મૅડેમ રોઝિની અને મિસ વૉર્ન ફિલિપાને આડે માર્ગે લઇ જવાના ઘણા પ્રયત્નો કરતી હતી. તેઓ તેને ધમકી સુદ્ધાં આપતી હતી; પરંતુ ફિલિપા કોઇ પણ પ્રકારે તેમની ઇચ્છાનુસાર વર્તવા સંમત થતી નહોતી.

આવી સ્થિતિમા એક અઠવાડીઉં પસાર થઇ ગયું. કાઉન્ટ ફ્રેડરિક બીજે ત્રીજે દિવસે આવી નિરાશાના સમાચાર સાંભળી વિષણ્ણવદને પાછો ચાલ્યો જતો હતો.

સંધ્યાકાળ પસાર થઈ ગયો હતો. રાત્રિના અગીઆર વાગવા આવ્યાં હતા. ઝરમર ઝરમર વૃષ્ટિ થતી હતી. ક્વચિત્ ક્વચિત્ વિદ્યુત્ ચમકતી હતી. આસમાની આકાશમાં અસંખ્ય વાદળાંઓ એકત્રિત થઇ ગયેલા હોવાથી આકાશ તદ્દન કાળું જણાતું હતું. રસ્તા ઉપરના વિજળીના દીપકોનો પ્રકાશ ક્ષીણ થઈ ગયેલો જણાતો હતો. વચ્ચે વચ્ચે મૉટર તથા ઘોડાગાડીઓની આવજાનો અવાજ સંભળાતો હતો.

પહેલા માળપરના એક મનોહર સુરમ્ય દિવાનખાનામાં મૅડેમ રોઝિની, મિસ વૉર્ન અને બીજી બે નવયુવતીઓ બેઠેલી હતી. આજે મિસ વૉર્નનું મુખ અત્યંત મલિન જણાતું હતું. તેની અંગકાન્તિ પણ સહજ મલિન થઈ હતી. તેના ઉદરનો અમુક ભાગ ઉપસી આવેલો જણાતો હતો. બીજી બે સુંદરીઓ હાસ્યમુખી અને સૌન્દર્યમયી હોઈ, તેમાંથી એકની ઉમ્મર લગભગ વીસ વર્ષની અને બીજીની લગભગ ચોવીસ વર્ષની હતી. એક ટેબલની આસપાસ મૅડેમ રોઝિની

સાથે વાતચિત કરતી ત્રણે જણીઓ બેઠી હતી. ટેબલ ઉપર ( નની એક બૉટલ, સોડાની ચાર બૉટલ અને ચાર રકાબીઓમાં વગેરે પેય સામગ્રી હતી. દરેકની સ્હામે અડધા ભરેલા ગ્લાસ હતા. સર્વનો પોષાક મનોહર હોવા છતાં સભ્યતા અને લજ ર્જિત હતો. ત્રણે સુંદરીઓના સ્તનપ્રદેશ ઉપરનો ભાગ સર્વથા ( કત હોઈ એ સ્થળે એક એક સોનાનો નેકલેસ ઝૂલી રહેલો

મૅડેમ રોઝિનીએ ત્રણે સુંદરીઓ તરફ એક વખત દ્રષ્ટિપાત કર્યું:-" અફસોસની વાત છે કે ફિલિપા કોઈનું કહેવું માનતી જો કે આપણને આપણા પરિશ્રમના બદલામાં પાંચસો ગીની પ્રથ મળી ગઈ છે તો પણ ફિલિપા આપણું કહેવું માની કાઉન્ટ ( ને સંતુષ્ટ કરે તો બીજી એક હજાર ગીની આપણને અના મળે તેમ છે."

મિસ વૉર્ને વિરક્તિસૂચક સ્વરે કહ્યું:-" તમારું કહેવું ખરુ પણ મ્હને મ્હારી સ્થિતિ માટે ઘણો અફસોસ થાય છે. આજે હું ત સાથે કેટલીક અગત્યની વાતચિત એકાન્તમાં કરવાને ઇચ્છું છું.

મૅડેમ રોઝિનીએ સહજ શંકાયુક્ત સ્વરે કહ્યું:-" ભલે આપણા ગ્લાસ ખાલી કરી આપણે પાસેના એક એકાન્ત ઓર જઇ બેસીશું તથા આપની વાતચિત ચાલશે ત્યાં સુધી મિસ પૉ અને મિસ લિટિશિયા અત્રે બેસી વાર્ત્તાવિનોદ કરશે."

તત્કાળ મૅડેમ રોઝિની અને મિસ વૉર્ને પોતાનાં પાનપાત્ર ( કર્યા. ત્યાર પછી તેઓ મિસ પૉલિન અને મિસ લિટિશિયાની લઇ બીજા મજલાપરના એક દિવાનખાનામાં ગયાં. ત્યાં જઇ વૉર્ને એ ઓરડાના પ્રવેશદ્વારને અંદરથી બંધ કરી દીધું. આ ઉપર બેઠા પછી મૅડેમ રોઝિનીએ પૂછ્યું:-" ત્હારે જે કહેવું હોય

હવે બેલાશક કહે. આપણી વાતચિત સત્વર સમાપ્ત થવાની જરૂર છે; કેમ કે કાઉન્ટ ફ્રેડરિક આજે બાર વાગ્યે અત્રે આવનાર છે અને છળ કળથી નહિ બને તો છેવટે બળથી પણ તેઓ આજે ફિલિપાને પોતાની ઇચ્છાને આધીન કરનાર છે.”

કાઉન્ટ ફ્રેડરિકનું નામ સાંભળવામાં આવતાં મિસ વૉર્નનું મુખમંડળ વિશેષ મલિન તેમજ વિષણ્ણ થયું. તેણે કહ્યું:–“આજે મ્હારે આપને કેટલાંક અપ્રિય વચનો નિરુપાયે કહેવાં પડે તેમ હોવાથી તે માટે હું પ્રથમથી ક્ષમા માગી લઉં છું; પરંતુ વિચાર કરી જુઓ કે, હમણાં હું કેવી સ્થિતિમાં છું! મ્હારી સ્થિતિ તમારાં ચપળ ચક્ષુથી અજાણી નહિ હોવા છતાં તમે તે તરફ દુર્લક્ષ્ય કરો છો એથી મ્હને ઘણો ખેદ થાય છે.”

“ત્હારે ખેદ કરવાની જરૂર નથી. હજી બે માસ સૂધી એ વાત કોઇના જાણવામાં આવે તેમ નથી. ત્યાર પછી શી વ્યવસ્થા કરવી તેનો મ્હેં નિશ્ચય કરી રાખ્યો છે.” મૅડમ રોઝિનીએ કહ્યું.

“પરંતુ તમારો વિચાર શો છે એ જાણવાની મ્હારી ઇચ્છા છે.” મિસ વૉર્ને સહજ અધીરતાસૂચક સ્વરે પૂછ્યું.

“જો સાંભળ, અત્રે એક ધાત્રીનું ખાનગી મકાન છે. તે ટેમ્સ નદીના તટ ઉપર જ આવેલું હોઇ ત્યાં ગૃહસ્થ મનુષ્યોનો વિશેષ અવર જવર નથી. જે જે કુમારિકાઓ લગ્ન થતાં પહેલાં સગર્ભા થાય છે તેઓ એ ધાત્રીના મકાનનો આશ્રય લઈ નિર્વિઘ્ને કલંકમુક્ત થાય છે.” મૅડમ રોઝિનીએ મિસ વૉર્નના ભાગ્યની ભયંકરતાની સૂચના કરી.

“ત્યારે મ્હારા સંતાનને માટે શી વ્યવસ્થા કરવામાં આવશે?” મિસ વૉર્ને પૂછ્યું.

" કુમારિકા જ્યારે સગર્ભા થાય ત્યારે તેણે કલંકથી મુક્ત થવા માટે પોતાના સંતાનનો વિનાશ જ કરી નાખવો જોઇએ. એવા પ્રસંગે જો હૃદય કઠોર નથી કરવામાં આવતું તો સમાજમાં ઘણું અપમાન થાય છે અને એ સંતાનનો પણ પ્રતિષ્ઠિત વર્ગમાં ઘણો તિરસ્કાર થાય છે. મૅડમ રેઝિનીએ સ્પષ્ટ ખુલાસો કર્યો.

" ત્યારે અંતે મ્હારે બાળહત્યાનું મહાપાપ કરવું પડશે કે ? " મિસ વૉર્ને ભયભીત બની જઇ પૂછ્યું.

" ના, એ સંબંધી ત્હારે ચિંતા રાખવાની જરૂર નથી. ધાત્રી લિંડસે જ એ કાર્ય કોઇ પણ જાણી શકે નહિ એવી રીતે પાર પાડશે."

" પરંતુ તમે ક્યાં નથી જાણતાં કે, હવે કાઉન્ટનો મ્હારા તરફ પ્રથમના જેટલો પ્રેમ નથી. પહેલાં તેઓ મ્હારી સાથે કેટલો બધો આનંદ વિનોદ કરતા હતા ? તેમણે ચિરકાળ સુધી મ્હને પોતાની પ્રણયિની કરી રાખવાનું વચન આપ્યું હતું, પણ પુરુષો કેવા વિષયલંપટ અને મધુભોગી હોય છે તેનો મ્હને બરાબર અનુભવ થયો છે." મિસ વૉર્ને અંતરોદ્‍ગાર કાઢ્યા.

" તું ભૂલે છે. જેવી રીતે કાઉન્ટ નવી પ્રણયિની તરફ વિશેષ ખેંચાય છે તેવી જ રીતે ત્હારા ઉપર પ્રાણને પણ અર્પણ કરે એવા લક્ષ્મીસંપન્ન પ્રેમિકોની ક્યાં ખોટ છે ? ધાત્રી લિંડસેને ત્યાં રહી આવ્યા પછી તું એવા જ કોઈ પ્રેમિકને શોધી કાઢી તેની પત્ની થઇ રહેજે; જેથી ભવિષ્યમાં તું બાળબચ્ચાંઓનું સુખ પણ જોઇ શકીશ. "

" ખરું પૂછો તો મ્હને આ વ્યવસાય ઉપર ઘણો તિરસ્કાર ઉપજ્યો છે. છળ, પ્રપંચ અને કુટિલતા દર્શાવી તનુવિક્રય કરવો તેમજ છેવટે બાળહત્યા જેવું ભીષણ પાપ કરવું તેના કરતાં તો એક જ

પુરુષની પત્ની થઇ રહી નિર્વિઘ્ને સાંસારિક સુખ ભોગવવું એ વિશેષ ઇષ્ટ છે.

" ત્હારા મુખમાંથી આવા શબ્દો નીકળશે એમ હું નહોતી ધારતી. વિલાસ વિભવ ભોગવવો હોય તો છળ, પ્રપંચ અને કુટિલતાનો આશ્રય અવશ્ય લેવો પડે છે. આ વિષય ઉપર વિશેષ વાદવિવાદ કરવાને હું ઇચ્છતી નથી. "

બરાબર આ વખતે એક દાસીએ આવી કાઉન્ટ ફ્રેડરિકના આગમનના સમાચાર જણાવ્યા. મૅડેમ રોઝિની ઉઠી ઉભી થઇ પૂર્વોક્ત દિવાનખાનામાં ગઇ તો ત્યાં તેણે કાઉન્ટ ફ્રેડરિકને મિસ પૅાલિન અને મિસ લિટિશિયા સાથે રસાલાપ કરતો જોયો. રોઝિનીએ તેની નજીક જઈ તેની સાથે કરકંપન કર્યું અને તે પાસે પડેલી એક ખુરસી ઉપર બેઠી.

કાઉન્ટ ફ્રેડરિકે પૂછયું:–"કેમ સુંદરી ફિલિપા ઠેકાણે આવી કે નહિ ?"

" આજ સુધીમાં મ્હેં ઘણી સુંદરીઓ જોઇ છે; પણ એના જેવી દુરાગ્રહી સુંદરી બીજી એક પણ મ્હારા જોવામાં આવી નથી. ઠીક, તમે તેની પાસે જઇ તેને સમજાવવાનો પ્રયત્ન તો કરી જુઓ." મૅડેમ રોઝિનીએ કહ્યું.

પછી કાઉન્ટ ફ્રેડરિક ખુરસીપરથી ઉઠયો. મૅડેમ રોઝિની તેને લઇ ફિલિપા પાસે જવા લાગી. કાઉન્ટે નિત્યના અભ્યાસાનુસાર આજે પણ ઘણો નશો કરેલો હોવાથી ચાલતાં ચાલતાં તેના પગ લથડતા હતા. ફિલિપાને જે ઓરડીમાં રાખવામાં આવી હતી એ ઓરડીમાં કાઉન્ટને મૂકી આવી મૅડેમ રોઝિની પાછી ફરી.

આ વખતે ફિલિપા સૂઇ રહી ને પોતાના દારૂણ દુર્ભાગ્યની ચિંતા કર્યા કરતી હતી. કાઉન્ટને પોતાની પાસે ઉપસ્થિત થયેલો જોઇ તે તત્કાળ ઉઠી બેઠી થઇ. કાઉન્ટે એ ઓરડીનું લોખંડના સળીયાવાળું

દ્વાર અંદરથી બંધ કરી દીધું હતું. તેણે ફિલિપા પાસે જઈ કહ્યું:– "મનમોહિનિ ! તું જાણી જોઇને શા માટે દુઃખી થાય છે? ત્હારું સૌન્દર્ય જોઇ હું દીવાનો બની ગયો છું. તું મ્હારી ઇચ્છા પૂર્ણ કરીશ તો ત્હારું સકળ કષ્ટ દૂર થઇ જશે અને તને જોઇતી પ્રત્યેક વસ્તુ અનાયાસે મળશે."

આ વાક્યો સાંભળવામાં આવતાં ફિલિપાના મુખ ઉપર તિરસ્કારનો ભાવ પરિસ્ફુટ થયો. તેણે કહ્યું:–"ઐહિક સુખ માટે હું મ્હારી પવિત્રતાનો ભંગ કરવા ઇચ્છતી નથી. તમે મ્હારો કેવો ભયંકર વિશ્વાસઘાત કર્યો છે? આ સ્થળે ક્ષુધા તૃષાના કષ્ટથી કદાચ પ્રાણ ત્યાગવો પડશે તો તેની પણ મ્હને ચિંતા નથી; પરંતુ હું તમારી ઇચ્છાને વશ તો કદાપિ થનાર નથી."

"તું વિના કારણ દુરાગ્રહ કરે છે! વળી હું તને અત્રે લઇ આવ્યો એમાં મ્હારો શો અપરાધ છે? અપરાધ ત્હારા સૌન્દર્યનો છે. ત્હારું આવું દેવદુર્લભ સૌન્દર્ય એક વખત જોવામા આવ્યા પછી કયો પુરુષ સ્થિર રહી શકે તેમ છે?"

ભયની વિશેષતાથી આ વખતે ફિલિપા રડી પડી. તેને રડતી જોઇ કાઉન્ટે કહ્યું:–"પ્રેમપ્રતિમા! દયા કરી તું મ્હારી એક વાત સાંભળ. હું તને મન પ્રાણ અર્પણ કરીને ચ્હાઉં છું. હું જીવતો હોઇશ ત્યાં સુધી એ પ્રેમ અચળ–અટલ રહેશે. હું તને હરેક પ્રકારે સુખી કરવાનો પ્રયત્ન કરીશ. તું મ્હારા તરફ પ્રસન્ન થા. ચુંબન કરી હું ત્હારા નેત્રવારિને શુષ્ક કરી નાખીશ."

સતીત્વતેજથી તેજસ્વિની થઇને ફિલિપાએ કહ્યું:–"જાઓ–ચાલ્યા જાઓ, તમે મ્હારી પાસેથી ચાલ્યા જાઓ."

એકાએક ફિલિપા સહેલાઇથી પોતાને વશ થનાર નથી એમ

કાઉન્ટ પ્રથમથી જ જાણતો હતો. તેણે કહ્યું:–" પ્રિયતમે ! મ્હારી એક વાત સાંભળ–સ્થિર થઇને મ્હારી કેવળ એક જ વાત સાંભળ."

ફિલિપાએ ક્રોધથી ઉગ્રસ્વરે કહ્યું:–" એક શબ્દ પણ સાંભળવાને હું ઇચ્છતી નથી."

વ્યંગ સ્વરે કાઉન્ટે કહ્યું:–" ઇચ્છાથી નહિ સાંભળે તો મ્હારી પાસે ઔષધ છે, અનિચ્છાથી સાંભળવું પડશે."

ફિલિપા ચુપ રહી. કાઉન્ટે પુનઃ કહ્યું:–" તું ઘણી સુંદર છે. હું ત્હારા રૂપસાગરમાં કૂદી પડયો છું. હમણાં તું સીલાઇ વગેરેનું સામાન્ય કાર્ય કરી ત્હારી જીવિકાનો નિર્વાહ કરે છે. હું તને અતિ ઉચ્ચ આસનપર બેસાડીશ. લોકો તને લૅડી કહીને બોલાવશે. તું ગાડી ઘોડામાં બેસી હરવા ફરવા જઇશ, દાસ દાસીઓ નિરંતર ત્હારી સેવા કરશે, વિશાળ મનોહર બંગલામાં તું રહી શકીશ. મ્હારી વાસના પૂર્ણ કરી તું આ સકળ સુખની અધિકારિણી થઇ શકીશ. ઇચ્છાથી તું મ્હારી વાસના પૂર્ણ નહિ કરે તો નિરુપાયે મ્હારે બળ-પ્રયોગ કરવો પડશે. હું બળવાન્ યુવાન છું અને તું દુર્બળ અબળા છે. તું મ્હારી સાથે જોરમાં ફાવી શકે તેમ નથી."

કાઉન્ટે વિચાર્યું કે, ફિલિપા આ વાક્યોનો ઉત્તર આપશે; પરંતુ તેણે કાંઇ ઉત્તર આપ્યો નહિ. તેના ઓષ્ઠ પણ હાલ્યા નહિ. કાંઈ બોલવાની તેને ઇચ્છા થતી હતી; પણ બોલી શકી નહિ. જાણે કે કોઇ મંત્રપ્રભાવથી તેની રસનેન્દ્રિય સ્તંભિત અને દૃષ્ટિ વિઘુર્ણિત થઇ ગઇ હતી. તે કાઉન્ટના મુખમાંથી ઉપરોક્ત વચનો સાંભળી જાણે કે પાગલિની બની ગઇ હતી.

કાઉન્ટની દૃષ્ટિ ફિલિપાના અધરોષ્ઠપર હતી. સુંદરીનું કપોળ અને ઓષ્ઠ રક્તશૂન્ય હતાં. તેના સમુન્નત વક્ષઃસ્થળ ઉપર પણ

વારંવાર કાઉન્ટની દૃષ્ટિ પડતી હતી. તે વિચારતો હતો કે, એ કુચ-યુગલ દાડિમના જેવા છે. રિપુવશથી અધીર થઇ કાઉન્ટે કહ્યું:-" પ્રિય-તમે ! તું સુંદરી છે-પરમા સુંદરી છે ! રિપુવશથી હું આત્મભાન ભૂલી ગયો છું. દયા લાવી તું મ્હારી પ્રેમ-પિપાસા શાન્ત કર. અનુગત દાસની માફક હું હમ્મેશાં ત્હારું દાસત્વ કરીશ."

અત્યાર સુધી સરલા ફિલિપા જાણે કે સંજ્ઞાશૂન્ય થઇ હતી. આ વખતે તેના ચૈતન્યનો ઉદય થયો. મૃદુસ્વરે તેણે કહ્યું:-" જે સહેલાઇથી પ્રાપ્ત થાય છે તેના ઉપર વિશેષ દિવસ સુધી પ્રીતિ રહેતી નથી."

આ શબ્દો સાંભળવામાં આવતાં કાઉન્ટનું હૃદય આનંદથી નાચી ઉઠયું. તેણે કહ્યું:-" ત્હારા મુખમાંથી આવા અનુકૂળ શબ્દ સાંભળવાની મ્હેં આશા રાખી નહોતી. ફિલિપા ! વ્હાલી ફિલિપા-"

લજ્જાથી મસ્તક નમાવી સજળનયને અતિ મૃદુસ્વરે ફિલિપાએ કહ્યું:-" જો તમે ખરેખર મ્હને ચ્હાતા હો તો આજે પાછા ચાલ્યા જાઓ. કાલે...કાલે...તમારી—"

કાઉન્ટે કહ્યું:-" ના ના, પ્રિયતમે ! ફિલિપા ! હવે હું તને છોડી જઇ શકીશ નહિ. આજે રાત્રે જ ત્હારે મ્હારી મનોવાસના પૂર્ણ કરવી પડશે."

થોડા સમય સુધી સ્વગત કાંઈ ચિંતા કરી ફિલિપાએ કહ્યું:-" પરંતુ આ સ્થળેથી પ્રથમ મ્હને બ્હાર લઇ જાઓ. આ સ્થળે હું તમારા મનની ઇચ્છા પૂર્ણ કરી શકું તેમ નથી."

કાઉન્ટ તેને બ્હાર લઇ જવા તૈયાર થયો. તે સાંકળ ઉઘાડી એ ઓરડીની બ્હાર નીકળ્યો. ફિલિપા પણ વસ્ત્રો બરાબર વ્યવસ્થિત કરી તેની પાછળ બ્હાર નીકળી. થોડે દૂર ગયા પછી તેણે પાછળથી

કાઉન્ટને એક એવો ધક્કો માર્યો કે જેથી નશાની વિશેષતાથી લથડીઆં ખાતો કાઉન્ટ ધરાશાયી થયો તથા તે તત્કાળ બેહોશ બની ગયો.

કાઉન્ટને જમીનપર પછાડી અભાગિની ફિલિપા ઘણી ઝડપથી મૅડેમ રોઝિનીના મકાનની બ્હાર નીકળી પડી તથા તેણે પોલિસ સ્ટેશને જઇ કાઉન્ટના નામ ઉપર ફરિયાદ નોંધાવી. પોલિસ અધિકારી બે કૉન્સ્ટેબલોને સાથે લઇ જ્યારે ઘટના સ્થળે ઉપસ્થિત થયો ત્યારે મૅડેમ રોઝિની, મિસ પૉલિન અને મિસ લિટિશિયા કાઉન્ટને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરતી હતી. પોલિસ ઇન્સ્પેક્ટરને પોતાની પાસે ઉપસ્થિત થયેલો જોઇ પ્રથમ તો રોઝિની ગભરાઇ ગઈ; પરંતુ અલ્પકાળમાં જ તેણે આત્મસંવરણ કરી ઇન્સ્પેક્ટર મિ. વુડલીને એક આસનપર બેસવાનું સૂચન કર્યું.

મિ. વુડલીએ આસનપર બેસી ગંભીર ભાવથી કહ્યું:—" હું ધારું છું કે, આપનું જ નામ મૅડેમ રોઝિની છે ? "

" હા. " રોઝિનીએ અવિચળિત ભાવથી ઉત્તર આપ્યો.

" આજે એક બાળિકાએ તમારી તથા એક ગૃહસ્થની વિરુદ્ધ ઘણી ગંભીર ફરિયાદ નોંધાવી છે તથા એ વિષયની તપાસ કરવા માટે મ્હારે અત્રે આવવું પડ્યું છે. હું ધારું છું કે, એ સુંદરીએ જે ગૃહસ્થે પોતાના ઉપર બળાત્કાર કર્યાની વાત કહી છે તે આજ ગૃહસ્થ હશે ? આ ગૃહસ્થનું નામ શું છે ? " ઇન્સ્પેક્ટર વુડલીએ વિશેષ ચોકસાઇ કરતાં પૂછ્યું.

" મહાશય ! આપને જે પૂછવું હોય તે આપ આવતી કાલે મધ્યાન્હકાળ પછી આવી શાન્તિથી પૂછજો. આ ગૃહસ્થ મ્હારા અંગત સંબંધી હોઇ તેમની પ્રકૃતિ એકાએક બગડી ગઇ છે તથા અમે

તેમની સારવાર કરવા રોકાયાં છીએ.” જમાનાની ખાધેલી મૅડેમ-રોઝિનીએ આવેલી બલાને ટાળવા માટે પ્રયત્ન કર્યો.

આ વખતે મિ. વુડલીએ એક સિગારેટ સળગાવી તેનો ધુમાડો કાઢતાં કાઢતાં કહ્યું:–“ મૅડેમ ! તમારી તથા આ ગૃહસ્થની વિરુદ્ધ એવી ગંભીર ફરિયાદ છે કે જરૂરી તપાસ કર્યા સિવાય હું અત્રેથી વિદાય થઇ શકું તેમ નથી. હમણાં તમે મ્હને આ ગૃહસ્થનું ફક્ત નામ જ જણાવો જેથી બીજી તપાસ હું પછીથી કરીશ તો પણ હરકત આવશે નહિ.”

“ મહાશય ! કેવળ એક પક્ષની હકીકત સાંભળી તેને સાચી માનવી એ બુદ્ધિમાનનું કાર્ય નથી. અમારી વિરુદ્ધ જે ફરિયાદ નોંધાઇ છે એ સંબંધી અમારે જે કાંઇ કહેવાનું હોય તે પ્રથમ આપે સાભળવું જોઇએ. આપ આવતી કાલે મધ્યાન્હકાળ પછી બેલાશક આવજો. વળી આપ આ માનનીય ગૃહસ્થનું નામ જાણ્યા સિવાય અત્રેથી વિદાય થઈ શકો તેમ નથી તો નામ કહેવામાં મ્હને હરકત નથી. આ ગૃહસ્થનું નામ કાઉન્ટ ફ્રેડરિક છે.” મૅડેમરોઝિનીએ કહ્યું.

પોલિસ ઇન્સપેક્ટર મિ૦ વુડલી કાઉન્ટ ફ્રેડરિકનું નામ સાંભળી સ્તંભિત અને વિસ્મિત બની ગયો. પોતાના મન સાથે કાંઇ વિચાર કરી મૅડેમ રોઝિની પાસે વિદાય લઇ તે ચાલ્યો ગયો. બીજી તરફથી પંખિણી પિંજરમાંથી પલાયન કરી ગઈ તેથી મૅડેમ રોઝિની અફસોસ કરવા લાગી; કેમ કે હવે કાઉન્ટ પાસેથી તેને પોતાના ધારવા જેટલું ઇનામ મળવાનો સંભવ નહોતો.



# પ્રકરણ ૧૧ મું.

## સ્થાનપરિવર્ત્તન.

રમાસુંદરી સ્વેચ્છાથી પતિનો ત્યાગ કરી પિતૃગૃહે ચાલી ગયેલી હોવાથી કાન્તિપ્રસાદની અધોગતિનો રાજમાર્ગ સર્વાંશે નિષ્કંટક થયો હતો. રમાસુંદરીની ગેરહાજરીનો લાભ લેવામાં મેરીએમે પણ પાછી પ્હાની કરી નહિ. તે હમ્મેશાં સંધ્યાકાળે કાન્તિપ્રસાદની સાથે બૅન્ડસ્ટૅન્ડ, પાલવા, ચોપાટી, હૅંગીંગ ગાર્ડન કે તોપખાને ફરવા જતી હતી તથા એ વખતે તેમની ઉભયની વચ્ચે ઘણો રસાલાપ થતો હતો. મનુષ્યના હૃદયમાં એક વખતે ધર્મનું બંધન અને નીતિના વિચારો શિથિલ થાય છે એટલે તેની દિવસે દિવસે વિશેષ અધોગતિ થતી જાય છે. એવા પ્રસંગે સારાસારનું જ્ઞાન દૂર થઇ જાય છે. અને પારસમણિ કંકર સમાન તથા કંકર પારસમણિ સમાન જણાય છે. કાન્તિપ્રસાદની સ્થિતિ પણ એવી જ હતી. સચ્ચરિત્રા, સદ્‌ગુણશીલા, સ્નેહમયી સાધ્વી પત્ની મધુ ઉપર સંદેહને વશ થઈ તેણે ભયંકર ભ્રમ કર્યો હતો તથા એ ભ્રમની માયાજાળનો એટલી બધી સીમા સુધી વિસ્તાર થયો હતો કે હવે એ જાળને ભેદી આત્મરક્ષણ કરવાનું કામ કાન્તિપ્રસાદ માટે સર્વથા અશક્ય હતું.

બીજી તરફથી રમાસુંદરી પણ પિતૃગૃહે જઇ શાન્તિ મેળવી શકી નહિ. તેના અંતરમાંની આગ ઉલટી દિન પ્રતિદિન વિશેષ પ્રબળતાથી સળગતી હતી તથા એ શોકાગ્નિ તેના સૌન્દર્યને અકલ્પનીય રીતે બાળી ભસ્મીભૂત કરતો હતો. કહેવાતા સુધારાના બાહ્ય આવરણ નીચે છુપાઇ રહેલી રમણીય પરંતુ પ્રાણદારક ભયંકરતા હવે તેના સમજવામાં આવી હતી. કાન્તિપ્રસાદ સાથે સિવિલ મેરેજ થતાં

પૂર્વે તેણે પોતાના ભાવિ જીવન સંબંધી ઘણી સુખકારિણી કલ્પનાઓ કરી હતી, સ્વતંત્રતામાં તે સઘળા સુખનો સમાવેશ સમજતી હતી. પારિવારિક બંધન તથા સમાજનાં બંધન તરફ તેને ઘણો તિરસ્કાર હતો. પ્રાચીન હિંદુ રીત રીવાજોમાં જુલ્મ અને બળાત્કાર કિંવા નિર્દયતા સિવાય બીજું કાંઇ તે જોઇ શકતી નહિ; પરંતુ હવે તે પોતાનો સઘળો ભ્રમ સારી રીતે સમજી શકી હતી. એ ભ્રમને સુધારી સુખશાન્તિ પ્રાપ્ત કરવાનો કોઇ પણ ઉપાય નહિ હોવાથી તેની અશાન્તિ તથા શોકસંતાપનો પાર રહ્યો નહોતો. હવે તેને પોતાના જીવન ઉપર ઘણો કંટાળો આવતો હતો. નવયુવાવસ્થાનો સઘળો મોહ દૂર થઇ—એ વખતનું ચંચળ હાસ્ય દૂર થઇ તેનું મુખ વિષાદ ગાંભીર્યમય બની ગયું હતું. પોતાના અંતરની વ્યથાનું વર્ણન કોઇ સમક્ષ કરી શકાય તેમ નહિ હોવાથી તેનું દુઃખ વધી ગયું હતું.

મિ૦ જયકૃષ્ણ બૅરિસ્ટરને પાર્ટીઓમાં જવાનું હોવાથી, મીટીંગોમાં હાજરી આપવાની હોવાથી, કેસોનું કામકાજ કરવાનું હોવાથી બીજી દિશા તરફ લક્ષ્ય આપવાનું તેમનાથી બની શકતું નહિ. તેની ગૃહિણીની પ્રકૃતિ બીમાર હોવાથી તે પણ બીજા પ્રકાર તરફ ધ્યાન આપી શકતી નહિ. આવી સ્થિતિમાં રમાસુંદરીને પોતાનું દુઃખ પોતાના જ મનમાં દબાવી રાખવું પડે એમાં શું આશ્ચર્ય ?

વિલાસિની મેરીએમ પણ રમાસુંદરીની ગેરહાજરીનો લાભ લઇ કાન્તિપ્રસાદને પોતાની જાળમાં વિશેષ ફસાવ્યા કરતી હતી. કાન્તિપ્રસાદ વગર વિચાર્યે પોતાના પૈસાનો ધુમાડો કર્યે જતો હતો. હવે તેને નોકરી ઉપર જવું પણ ગમતું નહોતું. છેવટે તે જ્યારે ઉપરા ઉપરી રજાઓ ભોગવવા લાગ્યો ત્યારે તેની ફર્મના માલિકે તેને પાણીચું પકડાવી દીધું.

આ સંસારનો એવો નિયમ જ છે કે, આવક કરતાં જાવક ખાતાની વિશેષતા હોય છે તો ભવિષ્યમાં એક દિવસે કંગાલ સ્થિતિને વશ થવું પડે છે. કાન્તિપ્રસાદ મેરીએમને પ્રસન્ન કરવા સેંકડો રૂપિયા ખરચતો હતો. કોઇ દિવસે ફેન્સી ચેઇન તો કોઇ દિવસે લૉકેટ, કોઇ દિવસે નેકલેસ તો કોઈ દિવસે ઇઅરીંગ્ઝ લઇ આવી તે મેરીએમને ઉપહાર તરીકે આપતો હતો. આ સિવાય મૉજશૉખ તથા વિલાસવિભવ ભોગવવા માટે તેને પાણીની માફક પૈસા ખરચવા પડતા હતા.

એક દિવસે મધ્યાન્હકાળે કાન્તિપ્રસાદ પોતાના દિવાનખાનામાં એક આરામ ખુરસી ઉપર બેઠો હતો. તેનાથી થોડે અંતરે એક કોચ ઉપર મેરીએમ અર્દ્ધશાયિતાવસ્થામાં બેઠી હતી. તેના વક્ષઃસ્થળ ઉપરનું વસ્ત્ર સહજ ખસી ગયું હતું. તેના મુખમાં એક સળગતી સિગારેટ હતી. દિવાનખાનાનું દ્વાર બંધ હોવા છતાં અંદરથી સાંકળ મારેલી નહોતી. દાસદાસીને આ સ્થળે રજા સિવાય આવવાની સખ્ત મના હતી.

આ વખતે પ્રેમપિપાસિની મેરીએમના અંતરમાં લાલસા જાગી ઉઠી હતી. મધુર સ્વરના ગુંજનથી તેણે કહ્યું:—" પ્રિયતમ ! તમે મ્હને ભૂલી તો નહિ જાઓને ? "

વિમુગ્ધ મૃદુ કંઠે કાન્તિપ્રસાદે કહ્યું: " પ્રિયતમા ! હું તને કેટલી બધી ચ્હાહું છું એ ભાષાથી સમજાવી શકાય તેમ નથી. દાર્શનિક પંડિતો અનંતકાળની અનંત સીમાનો નિર્ણય કરવા જેવી રીતે અસમર્થ છે તેવી જ રીતે ત્હારા તરફના મ્હારા પ્રેમની સીમા પણ અનંત છે ! મ્હારો આત્મા ત્હારા પ્રેમામૃતનું પાન કરી અમર થવાની અભિલાષા રાખે છે. પ્રેયસિ ! આકાશમાંનાં અનંત નક્ષત્રોનું

ત્હેં દર્શન કર્યું છે; એ નક્ષત્રો જેવી રીતે ગણી શકાય તેમ નથી તેવી જ રીતે મ્હારા અંતરના પ્રેમના જ્યોતિષ્કવૃન્દની ગણના પણ થઇ શકે તેમ નથી. ”

નાયકનું ધારાવાહિક પ્રેમસંગીત સાંભળી મેરીએમ જાણે કે સ્વર્ગ સુખ અનુભવવા લાગી. પ્રેમપૂર્ણ કટાક્ષથી તેનું આરક્ત મુખમંડળ અને સમુજ્વળ નેત્રયુગલ તે જોવા લાગી. કાન્તિપ્રસાદે આસનપરથી ઉઠી અંતરના આવેગથી પ્રેયસીને આલિંગન કર્યું. ધીમે ધીમે તેનું સાહસ વધી ગયું. લજ્જાતિશયથી મેરીએમ કાન્તિપ્રસાદના આલિંગન બંધનમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરવા લાગી; પરંતુ તે કોઇ પણ રીતે એ દૃઢ બાહુબંધનમાંથી મુક્ત થઇ શકી નહિ. અંતે તેણે કહ્યું:—“આ સ્થળે આવો વ્યવહાર ચલાવી મ્હને તિરસ્કૃતા અને અપમાનિતા કરવાની તમારી ઇચ્છા છે કે ? તે દિવસે બનેલો બનાવ ભૂલી ગયા કે ? અહીં આવી સ્થિતિમાં આપણને કોઇ જોશે તો શું વિચારશે ? ” .

અધીર બની જઇ કાન્તિપ્રસાદે કહ્યું:—“ સુંદરિ ! તું આવી ભર્ત્સના શા માટે કરે છે ? મ્હારો પ્રાણ તને ચ્હાય છે. ત્હારા પ્રેમના આશ્વાસથી મ્હારા મનમાં એવો વિશ્વાસ ઉપજ્યો છે. પ્રિયતમા ! એ પ્રેમ વિદ્યુતની માફક ચમકી ઉઠી ક્યાં જતો રહ્યો ? જે પ્રેમમાં ધૃણાકર વિવેકનો સંબંધ રહેતો નથી, લોકલજ્જાનો ભય રહેતો નથી, લૌકિક સમાજનું બંધન રહેતું નથી, લોકાચારમાં સારાખોટાનો વિચાર રહેતો નથી એજ પ્રેમની હું આશા રાખું છું. હૃદયેશ્વરિ ! એ પ્રેમ તું મ્હને આપ ! ત્હારા સુખને માટે, ત્હારી પૂજાને માટે, ત્હારા સંતોષને માટે મ્હેં જીવન અર્પણ કર્યું છે. પ્રિયે ! સંસારનાં સકળ વિપરીત વિઘ્નોનો વિચાર દૂર કરી તું મ્હને મ્હારો

ઇચ્છિત પ્રેમ આપ. પ્રણયરાશિ ! તું નિર્દય થઇશ નહિ !"

આમ કહી વિભ્રાંતની માફક તેણે મેરીએમના બન્ને હાથ પોતાના હાથમાં લઇ તેના ઉપર ચુંબન કર્યાં તથા તેણે તેને પુનઃ આલિંગન કરી કહ્યું:—જીવિતેશ્વરિ ! તું મ્હારા હૃદયનું સર્વસ્વ છે. તું પ્રેમરાજ્યની ઇશ્વરી છે ! ત્હારા પ્રેમના અધિકારી થઇ જે દુર્લભરત્ન મ્હેં મેળવ્યું છે તેનું કોઈ પણ હરણ કરી શકશે નહિ."

* * * *

બીજી તરફથી મેરીએમ દિવસે દિવસે વિશેષ સ્વચ્છંદાચારિણી થતી જતી હતી. એ વાત તેના પિતાથી અજ્ઞાત રહી નહિ. રમાસુંદરીની ગેરહાજરીમાં તે પોતાના ભાડુત કાન્તિપ્રસાદ પાસે જઈ એકાન્તમાં મેરીએમ ઘણો વખત પસાર કરે છે એવું જ્યારે તેના પિતાના જાણવામાં આવ્યું ત્યારે તેમના ક્રોધ તેમજ ક્ષોભનો પાર રહ્યો નહિ. પોતાની પુત્રીને જો પુનઃ પરણાવી દેવામાં આવશે તો તેનો સ્વચ્છંદાચાર ઓછો થઇ જશે અને પોતાની ચિંતા દૂર થશે એવી યૂસફ શેઠની ધારણા હતી; પરંતુ મેરીએમને યોગ્ય કોઇ પાત્ર મળી નહિ આવવાથી યૂસફ શેઠની ચિંતા દૂર થતી નહોતી.

મધ્યાન્હકાળે ભોજન લીધા પછી યુસફ શેઠે પોતાના મન સાથે કાંઈ વિચાર કરી પોતાના ભાડુત કાન્તિપ્રસાદને ચઢેલું ભાડું ચુકવી એક અઠવાડીઆમાં જગ્યા ખાલી કરવાની નોટિસ આપી દીધી.

એ વાત જ્યારે મેરીએમના જાણવામાં આવી ત્યારે તે તેના પિતા ઉપર ઘણી રોષે ભરાઇ; પરંતુ આ વિષયમાં તે વચ્ચે પડી શકી નહિ. અંતે તેણે કાન્તિપ્રસાદને તેના નવા નિવાસસ્થાનનો પત્તો આપવા અને એ સ્થળે યથા સમયે મળવા જણાવ્યું.

પાંચ દિવસમાં જ નોકર ચાકરની મદદથી કાન્તિપ્રસાદે વિષણ્ણ-

વદને યુસફ શેઠના બંગલાની જગ્યા ખાલી કરી દીધી. અંતઃકરણથી તે રમાસુંદરી ઉપર અત્યંત વિરક્ત થયેલો હોવાથી આ પ્રસંગે પણ તેણે તેને પોતાની પાસે બોલાવી નહિ. વાલુકેશ્વર ઉપર આવેલા એક બંગલામાંનો થોડો ભાગ ભાડે રાખી તે દાસદાસી સાથે ત્યાં જઇને રહ્યો.

---

## પ્રકરણ ૧૨ મું.

### સીતાસુંદરીની આત્મકથા (ચાલૂ.)

બીજે દિવસે સ્હાંજે પાછી સીતાસુંદરી મધુને પોતાની અવશિષ્ટ રહેલી આત્મકથા એકાંત સ્થળે એસી કહી સંભળાવવા લાગી:—" યશોમતી અને તેની જમાનાની ખાધેલી બુદ્ધીની વાગ્જાળથી ફસાઇ પડી મ્હેં મ્હારી પાસેનું સઘળું જોખમ તેમને સોંપી દીધું. ઘરનાં માણસો પાલિતાણા ગયાં હતાં. ઘેર હું અને પેલો નોકર એકલાં હતાં. એ નોકરની ઉમ્મર આશરે અઢાર વીસ વર્ષની હોઇ તેનાં માબાપ નહિ હોવાથી તે અમારે ત્યાંજ રાત્રિ દિવસ રહેતો હતો. મ્હારી તેના તરફ પ્રથમથી જ ઘણી સહાનુભૂતિ હોવાથી તેને મ્હારી પાસેથી જે ખાનગી પૈસા મળતા તેનો તે સારાં કપડાં ખરીદ કરવામાં, હેરકટિંગ સલૂનમાં વાળ કપાવવામાં, ચ્હા પાણી પીવામાં અને નાટકચેટક જોવામાં ઉપયોગ કરતો હતો. કોઇ કોઇ વખતે એકાંતમાં તે મ્હારી સાથે વિનોદ પણ કરતો હતો.

પતિવિયોગના શોકને લીધે મ્હારાથી ઘર છોડી બહાર જઇ

શકાતું નહોતું તેથી મ્હારી કામવ્યથામાં દિવસે દિવસે ઘણો વધારો થતો હતો. વળી હમણાં ઘેર હું અને નોકર એકલાં હોવાથી જો હું એ નોકર દ્વારા મ્હારી વ્યથા શાન્ત કરું તો એમાં હરકત જેવું લાગ્યું નહિ. છેવટે ઘરમાં પણ આ પાપિણીએ પોતાનો પાપાચાર ચાલૂ કર્યો.

યથા સમયે ઘરનાં માણસો જાત્રાએથી પાછાં આવ્યાં. મ્હેં પણ યથા સમયે શોક મૂકી પુનઃ દેવદર્શન નિમિત્તે બ્હાર જવા આવવા માંડયું. ક્વચિત્ ક્વચિત્ હું વ્યંકટેશ્વરચાર્યના મંદિરે જઇને પણ રસવિલાસનો ઉપભોગ ભોગવી આવતી હતી અને ઘેર એકાંત મળતાં પેલો નોકર મ્હારી વ્યથા શાન્ત કરતો હતો.

આવી સ્થિતિમાં મ્હારા દુર્ભાગ્યે હું સગર્ભા થઇ અને રજોદર્શન બંધ થયું. હવે મ્હારા પશ્ચાત્તાપનો પાર રહ્યો નહિ. યથાકાળે મ્હારી સ્થિતિ જો લોકોના જાણવામાં આવશે તો તેઓ કેવી નિંદા કરશે તેની કલ્પના માત્રથી પણ હું કંપી ઉઠવા લાગી. ચિંતાની વિશેષતાથી મ્હેં બ્હાર જવું આવવું બંધ કર્યું. અંતે મ્હારી ખરી સ્થિતિને છુપાવવા માટે ઘરમાંથી હાથ લાગે એટલું જરજોખમ લઇ તથા યશોમતી પાસેના દાગીના વગેરે લઇ મ્હેં પેલા નોકર સાથે કોઇ દૂર દેશમાં નાશી છૂટવાનો વિચાર કર્યો. પછી મ્હેં જ્યારે યશોમતી પાસે મ્હારા જરજોખમની માગણી કરી ત્યારે તેણે ગંભીર ભાવથી કહ્યું, ' બ્હેન ! એટલું બધું જોખમ અમારાથી બ્હાર રાખી શકાય ખરું કે ? એ બધું ઠેકાણે નાખ્યું છે. તને એની જરૂર હશેતો દશ પંદર દિવસમાં કાઢી આપીશું. ' મ્હેં તેના આ કથન ઉપર વિશ્વાસ મૂકયો. દશ પંદર દિવસ વીતિ ગયા પછી પાછી મ્હેં માગણી કરી ત્યારે યશોમતી સહજ મ્હોં ચઢાવી બોલી ' અમે

કાંઇ ત્હારું જોખમ લઇ અમદાવાદથી નાશી ગયાં નથી. આવી અધીરાઈ હતી ત્યારે પછી કોણે તને અમારી પાસે એ બધું મૂકવા કહ્યું હતું ? ત્હારી માલમિલકતનું તું ગમે તેમ કરે તેથી અમને શું ? અમે જ મૂર્ખ કે, પારકો સાપ ઘરમાં રાખ્યો. હવે તું છ સાત દિવસ પછી ત્હારું બધું જર જોખમ લઈ જજે.” હવે જ મ્હારા મનમાં થોડો સંદેહ ઉપજ્યો. મ્હને મ્હારા કર્મ માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો; પરંતુ સાપે છછુંદર ગળ્યા જેવી મ્હારી સ્થિતિ હતી. પત્થર નીચે હાથ પડેલો હોવાથી તે કળે કળે કાઢ્યા સિવાય ઉપાય નહોતો.

એવામાં છ સાત દિવસ પછી હું પુનઃ જ્યારે યશોમતીને ઘેર ગઇ ત્યારે તેના ઘરને ખંભાતી તાળું વાસેલું હતું. તપાસ કરતાં એ મા દિકરી બ્હાર ગામ ગયાં છે એમ મ્હારા સાંભળવામાં આવ્યું. તેઓ કયે ગામ ગયાં હતાં અને ક્યારે પાછાં આવવાનાં હતાં એ વાતની કોઇને ખબર નહોતી. હું નિરાશ થઇ ગઇ. હવે મ્હારો સંદેહ વધી ગયો; પણ એ વાત મ્હારાથી કોઇને કહી શકાય એવી સ્થિતિમાં હું નહોતી.

દિવસ પછી દિવસ પસાર થઇ જવા લાગ્યા. પંદર દિવસ વીતિ જવા છતાં યશોમતી અને તેની માતા ઘેર પાછાં આવ્યાં નહિ. બીજી તરફથી ગર્ભનાં લક્ષણો મ્હારા શરીર ઉપર ક્રમેક્રમે પરિસ્ફુટ થતાં હોવાથી મ્હારી એ સ્થિતિને હું વિશેષ સમય સુધી છુપાવી શકું તેમ નહોતી. જો કે એક એક મહિનાને અંતરે હું રજોવતી હોઉં એવી રીતે દૂર બેસવાનો ઢોંગ કરતી હતી અને ત્રણ દિવસ સુધી દૂર બેસી ચોથે દિવસે સ્નાન કરી નાખતી હતી; પરંતુ દિન પ્રતિદિન ઉદરાકૃતિ ઉન્નત થતી હોવાથી મ્હારો ભય વધતો હતો. અંતે મન સાથે કાંઇ વિચાર કરી મ્હેં મ્હારા પિતા

ઉપર એક પત્ર લખીને તૈયાર કર્યો. એ પત્રમાં મ્હેં લખ્યું કે, 'પતિવિયોગના શોકથી મ્હારું અંતર એટલું બધું અસ્થિર બની ગયું છું કે, અત્રે એક ક્ષણ પણ રહેવું મ્હને ગમતું નથી. વળી 'સૉક્ય હોય તે સારી; પણ તેનાં સંતાન હોય તે ખોટાં' એ લોક-વાયકાનો હવે મ્હને બરાબર અનુભવ થયો છે. મ્હારી સૉક્યના પુત્રો અને તેની પુત્રવધૂઓ મ્હારા જેવી નધણીઆતી નિરાધાર નારીનો એટલો બધો અનાદર કરે છે કે, તેનું વર્ણન કરી શકવાની મ્હારામાં શક્તિ નથી. મ્હારે તેમનાં વાગ્બાણ રોજ સહન કરવાં પડે છે. મ્હને હવે તેઓ એક દાસીથી પણ અધમ વ્યક્તિ સમજે છે. આવી સ્થિતિ મ્હારા દુઃખમાં વધારો કરતી હોવાથી હું અહીંથી યાત્રા નિમિત્તે બ્હાર ગામ જાઉં છું. સાત આઠ માસ સુધી હિંદુ-સ્તાનનાં ભિન્નભિન્ન તીર્થોની યાત્રા કરી જો ઇશ્વર મ્હને ઘેર લાવશે તો હું ઘેર આવીશ. જો કોઇ પૂછપરછ કરે તો હું તમારે ત્યાંથી તમારી અનુમતિ લઇ તમારા એકાદ વિશ્વાસુ અંગત માણસ સાથે જ તીર્થયાત્રાએ ગઇ છું એમ તમે કહેજો. હું તમને આમ લખું છું તેથી તમે તમારા મનમાં મ્હારા ચરિત્ર માટે સંદેહ લાવશો નહિ. ઇશ્વર મ્હારી પવિત્રતાથી અપરિચિત નથી. મ્હારા જેવી એક યુવતી વિધવા એકલી તીર્થયાત્રાએ જતી હોવાથી લોકોને નિંદા કરવાનું કારણ ન મળે એ માટે જ મ્હેં તમને આવી સૂચના કરી છે. હવે હું તમને એક મુદ્દાની વાર્તા કહું છું. મ્હેં અમારી પોળમાં રહેતી યશોમતી નામની સ્ત્રીને ઘેર લગભગ પાંચ સાડા પાંચ હજા-રનો અવેજ અનામત મૂક્યો છે. એ વાતની બીજા કોઇને ખબર નથી. એ અવેજની વિગતવાર યાદી તથા અવેજ તમને સોંપી દેવા બાબતનો યશોમતી ઉપરનો પત્ર હું આ સાથે મોકલું છું. મ્હારો

પત્ર બતાવીને અવેજ તમે તમારા કબજામાં લેજો અને પુત્રીધન તરીકે તેને હું આવું ત્યાં સુધી જાળવી રાખજો. આ વિષયની મ્હારી સૅાકયના પુત્રોને કે બીજા કોઇને ખબર પડે નહિ એવી ખાસ સંભાળ રાખજો. હું જ્યાં જ્યાં જઈશ ત્યાંથી તમને મ્હારા કુશળ સમાચારનો પત્ર લખતી રહીશ. મ્હારા અંતરની અશાન્તિ દૂર કરવાના સંકલ્પથી જ મ્હેં આવું પગલું ભર્યું છે; એ અનુચિત જણાય તો ક્ષમા આપશો.' આવો પત્ર લખી મ્હેં યશોમતી ઉપરનો પત્ર અને અવેજની એક નોંધ તૈયાર કરી.

પછી એકાન્ત મળતાં મ્હેં પેલા નોકર કે જેનું નામ મોહન હતું તેને ઘરમાંથી હાથ મારી પલાયન કરી જવાની સૂચના આપી. હું એ કાર્યમાં અનુકૂળ હોવાથી એક દિવસે મોહને ઘરમાંથી બેહજાર રૂપિયા જેટલો અવેજ તફડાવી લીધો. વિદાય થતી વખતે મ્હેં તેને કહ્યું, 'આ અવેજ લઇ તું વડોદરે જતો રહે તથા ત્યાં સ્ટેશન ઉપર બાગની સ્હામે જે લૅાજ આવેલી છે તેમાં જઇને રહેજે. જો આપણે બન્ને સાથે નાશી જઈશું તો મ્હારા ઉપર જ ચોરીનો આરોપ આવશે અને નિંદા થવામાં બાકી રહેશે નહિ. હું આજથી પંદરમે દિવસે વડોદરે આવી તને મળીશ. પછી કયાં જવું ને શું કરવું તેનો આપણે બન્ને મળી નિશ્ચય કરીશું. પંદર દિવસ સુધીમાં ચોરી સંબંધીની તપાસ થઈ જશે અને પછી હું ઘરનો ત્યાગ કરીશ તો કોઇને મ્હારા ઉપર સંદેહ લાવવાનું કારણ રહેશે નહિ.' આમ કહી મ્હેં મોહનને વિદાય કરી દીધો. ચોવીસ કલાક પછી ઘરમાંથી ચોરી થયાની વાત સર્વેને માલૂમ પડી; પરંતુ મોહન નાશી ગયેલો હોવાથી તેણે જ ચોરી કરી છે એમ સર્વેએ માન્યું. સ્ટેશન, શહેરની વીશીઓ અને લૅાજો વગેરે સ્થળે તપાસ કરવા છતાં

મોહનનો પત્તો લાગ્યો નહિ એટલે પોલિસને ખબર આપવામાં આવી. પોલિસ પણ મોહનને પકડી શકી નહિ અને તેણે ઉલટા કેટલાક પૈસા ખાઇ જઇ નુકસાનમાં વધારો કર્યો.

હું પ્રથમથી જ જણાવી ચુકી છું કે, મ્હારા ધણીની પુષ્કળ સંપત્તિ હતી તેથી આ ચોરીની તપાસ કરવા તરફ વિશેષ લક્ષ્ય પણ આપવામાં આવ્યું નહિ અને એ વાત વિસારે પડી.

બરાબર પંદરમે દિવસે સંધ્યાકાળે પિયર જવાનું નિમિત્ત દર્શાવી હું ઘેરથી નીકળી પડી તથા મ્હારા પિતા ઉપર મ્હેં જે પત્ર લખી રાખ્યો હતો તે પોષ્ટમાં નાંખી, બજારમાંથી બે છાયલ, એક બ્લૅંકેટ વગેરે જરૂરી સામાન ખરીદ કરી, ભાડાની ગાડીમાં બેસી સાબરમતી સ્ટેશને ગઇ; કેમ કે અમદાવાદ સ્ટેશનેથી હું ગાડીમાં બેસું તો ઘણા માણસો મ્હને ઓળખે એવો સંભવ હતો. અંતે સાબરમતી સ્ટેશનેથી મેઇલની મુંબાઇની થર્ડ કલાસની ટીકીટ લીધી. ટ્રેઇન આવી એટલે હું સ્ત્રીઓના ડબ્બામાં બેસી ગઇ અને ઉપરના એક પાટીઆ ઉપર જગ્યા હોવાથી, પગથી માથા સુધી બ્લૅંકેટ ઓઢી તેના ઉપર સુઇ ગઇ. અમદાવાદનું સ્ટેશન ક્યારે પસાર થઇ જશે એમ જ મ્હને થયા કરતું હતું! મ્હારા ચિત્તની અસ્થિરતામાં ટ્રેઇન અમદાવાદ સ્ટેશને જઇ પહોંચી. હું ચુપકીદીથી બ્લૅંકેટમાં સર્વાંગ છુપાવી સુઇજ રહી. ડબ્બામાં બેઠેલી કેટલીક સ્ત્રીઓના પૂછવાથી મ્હારું શરીર બીમાર છે એમ મ્હેં તેમને પ્રથમથી જ કહેલું હતું, તેથી તેમણે મ્હારી કપટનિદ્રામાં વ્યાઘાત કર્યો નહિ.

અમદાવાદના સ્ટેશને કોઇ પણ પ્રકારનો વ્યાઘાત થયો નહિ. ટ્રેઇન વખત થતાં જ અમદાવાદથી નીકળી પડી. હું પણ પછી છુટકારાનો એક નિશ્વાસ મૂકી અંતરમાં ભિન્નભિન્ન પ્રકારના વિચાર

કરવા લાગી. મ્હારો જીવનક્રમ બદલાયો હતો. એ ક્રમ ક્યાં જઇને અટકશે એ તદ્દન અનિશ્ચિત હતું. મ્હારાં પાપોની પ્રબળતાથી જ મ્હારે ઘર બ્હારનો, મ્હારી સંપત્તિનો અને સગાં સંબંધીઓનો ત્યાગ કરવો પડયો હતો.

ધીમે ધીમે સ્ટેશન પસાર થવા લાગ્યાં. ટ્રેઇનમાં મ્હને કોઇ પણ પ્રકારની તકલીફ પડી નહિ; પરંતુ રાત્રે ભોજન નહિ કરેલું હોવાથી મ્હને ક્ષુધાનો અનુભવ થવા લાગ્યો. આણંદ સ્ટેશને એક કપ ચ્હા પી લીધી. રાત્રે ૧૨॥ વાગ્યે ટ્રેઇન વડોદરા જઇ પહોંચી એટલે હું તેમાંથી ઉતરી પડી તથા ટીકીટ આપી બ્હાર નીકળી. જે લૉજમાં મ્હેં મોહનને ઉતરવા કહ્યું હતું એ લૉજથી હું જાણીતી હતી. ત્યાં જઇ મેનેજરને પૂછી તપાસ કરતાં તેણે મોહન સાથે મ્હારી મુલાકાત કરાવી. મેનેજરને તેના નિયમિત ચાર્જ કરતાં મોહન થોડા વિશેષ પૈસા આપતો હોવાથી તેની ભલામણથી મ્હને તે જે રૂમમાં રહેતો હતો તેની પાસેની જ રૂમ મળી. મ્હારી સાથે થોડી વાતચિત કરી, હું તેની બ્હેન થાઉં છું એવી મેનેજરને ઓળખાણ આપી. પછી મોહન તેની રૂમમાં ગયો અને હું પણ મ્હારી રૂમમાં ગઇ. મેનેજર પણ પોતાની રૂમમાં ચાલ્યો ગયો. મોહન અને મ્હારી રૂમ એક બીજીની સાથે હોઇ વચ્ચે આવેલા એક દ્વારમાંથી એ બન્ને રૂમમાં નિર્વિઘ્ને આવ જા કરી શકાય તેમ હતું. અમે અંદર ગયા પછી એ દ્વાર ઉઘાડી નાખ્યું તથા વિજળીની બત્તી સળગાવી એક પલંગ ઉપર બેસી હવે શું કરવું એ વિષયનો અમે બન્ને જણાં વિચાર કરવા લાગ્યાં. પ્રથમથી મોહને મ્હારી સૂચના પ્રમાણે લૉજમાં પોતાનું ખરું નામ બદલી ગજાનંદ નામ રાખ્યું હતું તથા વડોદરામાંથી કેટલાંક સારાં કપડાં ખરીદી તે એક ઉચ્ચ કુળોત્પન્ન યુવકના વેશમાં લૉજમાં રહેતો હતો.

અંતે બીજે દિવસે સહવારે જમી પરવારી મધ્યાન્હકાળે વડોદરાથી મુંબાઇ જતી ફાસ્ટ ટ્રેઇનમાં અમે મુંબાઇ જવાનો વિચાર કર્યો. મ્હારા વૃદ્ધ પતિ સાથે પહેલાં એક વખત નાશિકની યાત્રાએ હું ગઇ હતી તથા એ વખતે અમે પંદર દિવસ સુધી મુંબાઇમાં રહી જૂદાં જૂદાં સ્થળોએ ફર્યા હતાં. વળી મોહને પણ પહેલાં મુંબાઇમાં ત્રણ વર્ષ સુધી નોકરી કરી હતી તેથી ઘણાં ખરાં સ્થળોથી તે માહિતગાર હતો.

બીજે દિવસે બપોરે જમી પરવારી લૉજના માલિકને દાન દક્ષિણાથી સંતુષ્ટ કરી હું તથા મોહન સ્ટેશને ગયાં. મ્હારી પાસે ઠેઠની ટીકીટ હતી તેથી મોહને પોતાને માટે થર્ડ ક્લાસની એક મુંબાઇની ટીકીટ ખરીદી લીધી. પાંચ સાત મિનીટમાં જ ટ્રેઇન આવી એટલે મ્હને બૈરાંના ડબ્બામાં બેસાડી જર જોખમ ટ્રંક મ્હારી પાસે રાખી મોહન બીજા ડબ્બામાં જઇને બેઠો.

રાત્રે આઠ વાગ્યે અમે ગ્રાન્ટરોડ સ્ટેશને ઉતર્યા અને ત્યાંથી એક ગાડી ભાડે કરી અમે કોટમાં આવેલી એક હિંદુ લૉજમાં ગયાં. લૉજમાં અમે એક સ્વતંત્ર રૂમ ભાડે રાખી લીધી તથા તેમાં અમારો સામાન ગોઠવી દીધો. લૉજવાળાએ પોતાના રજીષ્ટરમાં અમારાં નામ લખવા જણાવ્યું એટલે અમે તદ્દન નવાં જ નામ લખાવ્યાં; અર્થાત્ એ સ્થળે મ્હારા એક પતિ તરીકે મોહને વિઠ્ઠલદાસ નામ લખાવ્યું અને મ્હેં પુષ્પાવતી નામ લખાવ્યું.

મ્હને ગર્ભ રહ્યાને ત્રણ માસ થઇ ગયા હતા તથા એવી સ્થિતિમાં લૉજમાં વિશેષ દિવસ સુધી રહેવું શ્રેયસ્કર નહિ હોવાથી કોટમાં ખલાસી ચકલાની અંદર આવેલી એક ન્હાની ચાલનો ત્રીજો માળ ભાડે રાખી અમે ત્યાં રહેવા ગયાં. એ ત્રીજા માળે કેવળ બે

ઓરડીઓ જ હતી અને માસિક ભાડું રૂપિયા ત્રીસ હતું. અમે જો કે થોડી કરકસરથી ખરચ કરતાં હતાં અને અમદાવાદનો ત્યાગ કર્યાને લગભગ પંદર દિવસ થયા હતા; છતાં એટલા દિવસમાં દોઢસો રૂપિયા ખરચાઇ ગયા હતા. ઘરનું કામકાજ હું મ્હારે હાથે જ કરતી હતી તથા મોહન બ્હારથી જોઇતી વસ્તુઓ લઈ આવતો હતો.

અમારી પાસેની રોક્ડ રકમ વપરાઇ ગઇ એટલે મોહન ઝવેરી બજારમાં જઇ મ્હારી પાસેની જણસોમાંથી એકેક વેચી પૈસા લઇ આવવા લાગ્યો.

વખત વીતવા લાગ્યો. એવામાં મ્હારા પેટમા ચુંક આવવા લાગી. એ ચુંક ઘણી દવાઓ પીવા છતાં બંધ થતી નહોતી. વળી મુદ્દત પૂર્ણ થતાં મ્હને જો સંતાનનો પ્રસવ થાય તો મ્હારાથી કોઇને મ્હારું મ્હોં બતાવી શકાય તેમ નહોતું. મોહનની સાથે મુંબાઇ જેવા શહેરમાં નિર્વિઘ્ને આખી જીંદગી ગુજારી શકાય એટલી બધી મિલકત પણ મ્હારી પાસે નહોતી. અંતે સઘળી પરિસ્થિતિનો વિચાર કરી જોયા પછી મ્હારા મનમાં એક ભયંકર કલ્પના ઉપજી. મ્હેં કોઇ પણ પ્રકારે ગર્ભપાત કરવાનો નિશ્ચય કર્યો. મ્હેં મ્હારો નિશ્ચય મોહનને જણાવ્યો તથા તેની પાસે બે ત્રણ પ્રકારની ઘણી ઉત્તેજક દવાઓ મંગાવી તથા એક ચાલાક મિડવાઇફને બોલાવી લાવવા સૂચવ્યું.

મિડવાઈફ આવી એટલે તેને દ્રવ્યલોભથી વશ કરી. તે મ્હારું કામ કરવા કબૂલ થઇ. મોહન તેની સાથે જઇ તેને ત્યાંથી દવા લઇ આવ્યો. એ દવા પીધા પછી મ્હારી ચુંક વધી ગઇ, બરડો ફાટવા લાગ્યો, હાથ પગ તૂટવા લાગ્યા. આખો દિવસ મ્હેં દારૂણ દુઃખ ભોગવ્યું. રાત્રે પણ દર્દ કમી થયું નહિ. બીજે દિવસે સ્હવારે

દર્દ સહન ન થઇ શકવાથી મ્હેં મોહનને મિડવાઇફને બોલાવી લાવવા મોકલ્યો. સ્હવારથી રક્તસ્રાવ ચાલૂ થયેલો હોવાંથી થોડા સમયમાં જ ગર્ભપાત થશે એમ મ્હને લાગ્યું. મોહનને ગયાને થોડો વિલંબ થયો હશે એવામાં મ્હને અકથનીય દુઃખ સાથે ગર્ભપાત થયો. એ ગર્ભને મ્હેં એક કપડામાં વીંટાળી ઉપરના ભાગમાં આવેલા છજામા મૂકી દીધો; પરંતુ મ્હારાં પાપોના પ્રાયશ્ચિત્તનો વખત ઉપસ્થિત થયેલો હોવાથી એક સમડીએ છજામાંથી પેલા ગર્ભને લૂગડા સહિત ઊંચકી લીધો અને અલ્પકાળમાં જ મ્હારા પાપનું પ્રત્યક્ષ પ્રમાણ અમારી ચાલની નજીક પડયું. ત્યાં શું પડયું છે એ જોવા ઘણા માણસો એકઠા થઇ ગયાં. એક કૉન્સ્ટેબલ પણ ત્યાં ઉપસ્થિત થયો. દર્દની વ્યથાથી અને લજ્જાની વિશેષતાથી અધમુઆ મનુષ્યની માફક હું ઘરમાં જ પડી રહી. બ્હેન! જે હકીકત હું કહું છું તે પાછળથી મ્હારા સાંભળવામાં આવી હતી. ઉપરોક્ત બનાવ બન્યો એ વખતે મિડવાઇફને લઇ મોહન મકાન નજીક આવતો હતો; પરંતુ પોલિસને તથા લોકોના ટોળાને જોઈ મોહન ગભરાઇ ગયો. મિડવાઇફ પણ વખત વિચારી સટકી ગઇ. મોહન પણ જોત જોતાંમાં ત્યાંથી અદૃશ્ય થઇ ગયો.

પોલિસખાતાના અધિકારીને સંશય ઉપજવાથી તપાસ કરતો તે મ્હારી પાસે આવ્યો. તેને જોઇ હું ગભરાઇ ગઇ. તેણે મ્હારું નામ ઠામ વગેરે વારંવાર પૂછ્યું; પરંતુ મ્હેં તેના એક પણ પ્રશ્નનો ઉત્તર આપ્યો નહિ. આથી તેનો સંશય વધી ગયો. જે ચાલમાં હું રહેતી હતી તેમાં રહેલાં બીજાં માણસોને પૂછી એ અધિકારીએ મ્હારું તથા મોહનનું બનાવટી નામ મેળવ્યું. આ સ્થળે કહેવાની જરૂર છે કે, મોહનને મ્હેં જ્યારથી મ્હારા પતિ તરીકે ઓળખા.

વવા માંડયો હતો ત્યારથી મ્હેં હાથમાં કંકણ અને કપાળમાં કુંકુમનો ઉપયોગ કરવા માંડયો હતો.

વિશેષ સમય સુધી મૌન ધારણ કરવાનું પરિણામ સારું નહિ આવે એમ વિચારી પોલિસ અધિકારીના બે ચાર પ્રશ્નોના મ્હેં સર્વથા અસત્ય ઉત્તર આપ્યા; પરંતુ તેનો સંશય દૂર થયો નહિ. મોહન પણ ઘણા સમય સુધી પાછો આવ્યો નહિ એટલે સંદેહને વશ થઇ તેણે મ્હને હૉસ્પિટલમાં પહેરા સાથે મોકલી દીધી. ત્યાં એક યુરોપીઅન લેડી ડૉક્ટરે મ્હારા શરીરની તથા પેલા ગર્ભની સૂક્ષ્મ તપાસ કરી ' મ્હેં ઇચ્છાપૂર્વક ગર્ભપાત કર્યો છે ' એવો નિર્ણય પ્રકટ કર્યો. જે ઘેર હું રહેતી હતી ત્યાં પણ પોલિસે પોતાનો પહેરો રાખ્યો હતો. છેવટે મ્હારા ઉપર ગુન્હો સાબિત થયો. મ્હારી પ્રકૃતિ કાંઇક સુધરી એટલે નિરુપાયે મ્હેં મ્હારો ગુન્હો કબૂલ કર્યો; પરંતુ મ્હારા કુટુંબનો કે મ્હારા કોઇ સગાવ્હાલાનો પરિચય ગમે તેટલું દબાણ થવા છતાં મ્હેં ન જ આપ્યો. યથા સમયે મ્હને ગુન્હેગાર ઠરાવી બે વર્ષની કેદની સજા કરવામાં આવી. જો છેવટ સુધી મ્હેં મ્હારું ખરું નામ છુપાવી ન રાખ્યું હોત તો આ સઘળી હકીકત મ્હારાં સર્વ સગાંવ્હાલાંના જાણવામાં આવી ગયા સિવાય રહેત નહિ. ”

સીતાસુંદરીની વાત સાંભળીને મધુ એટલી બધી અસ્થિર, ભયચકિત અને વિસ્મિત બની ગઈ હતી કે, એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા સિવાય તે એ કુટિલ કામિનીની હૃદયભેદક કથા સાંભળી હતી. સીતાને માટે તેના મનમાં ઘણો તિરસ્કાર ઉપજ્યો હતો; પરંતુ એ ભાવને તેણે છુપાવી રાખ્યો હતો.

સીતા કહેવા લાગી:—" બ્હેન ! હવે સંક્ષેપમાં જ હું મ્હારી

કથા પૂર્ણ કરીશ. હું જ્યારે કેદમાંથી છૂટી ત્યારે સર્વથા નિરાધાર બની ગઇ હતી. મ્હારી પાસે જ થોડી માલમિલકત હતી તે પોલિસના માણસો ખાઇ ગયા હતા. કેદમાંથી છૂટયા પછી મ્હેં પુનઃ વિધવાનો વેશ ધારણ કર્યો અને ઘેર જવું એના કરતાં તો આત્મહત્યા કરી આ પાપી દેહનો ત્યાગ કરવો એ સારું એમ વિચારી મ્હેં પુષ્કળ પ્રયત્ન કરી અત્રે આશ્રય મેળવ્યો છે. મ્હારા ભૂત જીવન માટે મ્હને ઘણો પશ્ચાત્તાપ થાય છે; પરંતુ જે થઇ ગયું તે ન થયું થતું નથી. મ્હારું વિશ્વસંસારમાં કોઈ સગું વ્હાલું નથી એમ જ અત્રે સર્વ જાણે છે. બ્હેન! તમે પણ મ્હારી આ કથામાંનો એક પણ અક્ષર કોઇને કહેશો નહિ એવી મ્હારી તમને વિનંતિ છે."

"એ માટે તમે ચિંતા કરશો નહિ." આમ કહી વખત ઘણો વીતી ગયેલો હોવાથી મધુ અને સીતા અબળોન્નતિના મંદિરમાં ગઇ.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### છુટકારો.

માલતીના ઉપર આવી પડેલું સંકટ પ્રિય વાંચનારાઓથી અજાણ્યું નથી. એ સંકટમાંથી પોતાનો ઉદ્ધાર કેવી રીતે થશે તેનો નિર્ણય અનેક વિચારોને અંતે પણ તે કરી શકતી નહોતી. વળી મુંબાઇ શહેરથી તે સર્વથા અપરિચિતા હતી. દૈવયોગે કિંવા ઇશ્વર કૃપાથી પોતે કામાંધ કૃષ્ણલાલની પ્રપંચ

જાળમાંથી મુક્ત થશે તો પણ પછીથી ક્યાં આશ્રય મળશે એ તદ્દન અનિશ્ચિત હતું.

ઓરડીનું દ્વાર બંધ કરી દીધા પછી માલતી જમીન પર બેસી સ્વગત વિચારવા લાગીઃ—"અરેરે! હવે મ્હારું શું થશે? જે અકલ્પનીય ઘટના બની છે તે જો હું બીજા કોઇને કહીશ તો તે કોઇ સાચી માનશે નહિ. વળી આવા નરાધમના સહવાસમાં હવે એક ક્ષણ પણ રહેવું એ સાક્ષાત નરકમાં નિવાસ કરવા જેવું છે. અરેરે! મ્હારા કિસમતે મ્હને ભૂલાવી. મુંબાઈ શહેરમાં આવા કપટી, દગાબાજ, નરપિશાચ રાક્ષસો રહેતા હશે એવો પૂર્વે સ્વપ્નમાં પણ મ્હને ખ્યાલ નહોતો. મદિરાના મદથી મદાંધ બનેલો એ પાપી આવતી કાલે મ્હારા ઉપર કેવો અત્યાચાર કરશે તેની કલ્પના કરતાં મ્હારું સર્વાંગ રોમાંચિત થાય છે. કોઇ પણ પ્રકારે સત્વર આ સ્થળેથી મુક્તિ મેળવવી જ જોઇએ. ઇશ્વર નિરાધારનો આધાર કહેવાય છે, સતીઓનો સહાયક લેખાય છે તે મ્હારા જેવી એક નિરાશ્રયા નારીને સહાય નહિ કરે? હે દીનબંધુ! હે કૃષ્ણ! તમારા સિવાય મ્હારું કોણ મદદગાર છે? બચાવો—બચાવો, પ્રભુ! કસાઇના પંઝામાં સપડાયલી આ દીન અબળારૂપી ગાયને બચાવો."

માલતી સ્વગત આવો શોક કર્યા કરતી હતી ત્યારે બીજી તરફથીઃ મદિરાપાનથી ઉત્તેજિત અને ભ્રમિત બની ગયેલો કૃષ્ણલાલ પોતાના મન સાથે અનેક અવનવી કલ્પનાઓ કર્યા કરતો હતો. તે વિચારવા લાગ્યોઃ—"શું મહા મુશ્કેલે મળી આવેલી પુષ્પકળીને હું તેની સુગંધ લીધા સિવાય જવા દઉં? તેને મેળવવા માટે જે પરિશ્રમ વેઠયો છે તે શું વૃથા જવા દઉં? નહિ—નહિ. તેણે કોઈ પણ પ્રકારે મ્હારી ઇચ્છાને આધીન થવું પડશે. વળી આના બે ભાગ

જગતમાં એ નિયમ પ્રમાણે તે મ્હારા જેવા એક પુરુષને શું કરી શકનાર છે? એના સતીત્વનું તેજ એ એક પ્રકારનો અહંકાર છે, એના ધર્મનું અભિમાન એ એક પ્રકારનું મિથ્યા ઘમંડ છે. હું એના અહંકારને દૂર કરી મ્હારી અંકશાયિની કરીશ. બસ એજ મ્હારો નિશ્ચય છે. એ નિશ્ચય પૂર્ણ કરવા જતાં જાનમાલની ખુવારી થાય તો તેની પણ મ્હને પરવાહ નથી."

આમ કહી કૃષ્ણલાલે પુનઃ મદિરાથી ભરેલા એક પાત્રને કંઠસ્થ કર્યું. આ સમયે તેના પાપસહચર હરિયાએ આવી કહ્યું:–"ભાઈ સાહેબ! કોઈ નવીન રોગી તમને મળવા માગે છે. કાંઇ જરૂરનું કામ હોય એમ લાગે છે."

લોભી માણસો જ્યારે દ્રવ્ય મળવાનો કોઇ પણ સંભવ જુએ છે ત્યારે તેમને પોતાની પરિસ્થિતિનું જ્ઞાન રહેતું નથી. જો કૃષ્ણલાલનામાં વિવેક કિંવા સારાસાર બુદ્ધિનો સહજ પણ અંશ હોય તો આવી ઉત્તેજિત સ્થિતિમાં તે કોઇને પણ મળવું સમયોચિત ગણાત નહિ; પરંતુ લક્ષ્મીબાઇની માયા તેનાથી મૂકી શકાઇ નહિ. નવા દર્દીને અટ્ટમ પટ્ટમ સમજાવી તેની પાસેથી પૈસા પચાવી પાડવાના લોભને વશ થઇ તેણે હરિયાને કહ્યું:–"ઠીક, તેને દવાખાનું ઉઘાડી બેસાડ. હું ત્યાં આવું છું. વળી ત્યાં હું આવું એટલે દવાખાનાના નિયમ પ્રમાણે મ્હારી સાથે સંપૂર્ણ નિયમ અને સભ્યતાથી વર્તવાનું લક્ષ્યમાં રાખજે."

"એ માટે મ્હને કોઇ દિવસે કહેવું પડયું છે કે? મોરનાં ઇંડાને ચીતરવાં પડે ખરાં કે? આપના જેવા ગુરૂની કૃપાથી અલ્પકાળમાં જ હું પાવરધો થઇ ગયો છું." આમ કહી મૃદુહાસ્ય કરતો કરતો હરિયો નીચે ચાલ્યો ગયો.

બીજી તરફથી કૃષ્ણલાલ ઉઠી વસ્ત્રો યથાસ્થિત કરી, આવનાર મનુષ્યને પોતાના વ્યસનની ખબર પડે નહિ માટે મુછો ઉપર સેન્ટ લગાવી, હાથ મુખ ધોઇ નીચે ગયો અને માલતીના સદ્ભાગ્યે તે જે ઓરડીમાં માલતી હતી તે ઓરડીનાં પોતાના તરફના દ્વારને સાંકળ મારવી ભૂલી ગયો.

આવનાર માણુસ એક કચ્છી ગૃહસ્થ જેવો જણાતો હતો. તે દવાખાનામાં એક બેંચ ઉપર વિષણ્ણવદને બેઠો હતો. તેની ઉમ્મર લગભગ પચાસેક વર્ષની હતી. કૃષ્ણલાલે દવાખાનામાં જઇ એક ખુરસી પર બેસી મ્હોં આડું રાખીને જ પૂછ્યું:–" કેમ મહાશય! આટલી મોડી રાત્રે કેમ આવવું પડ્યું?"

આવેલા ગૃહસ્થે ગદ્ગદ્ કંઠે કહ્યું:–" વૈદ્યરાજ! હું આપની પાડોશમાં જ એટલે ખેતવાડીની ૧ લી ગલીમાં રહું છું. મ્હારે એકનો એક પુત્ર છે. તેની ઉમ્મર વીસ વર્ષની છે. અગીઆર વાગ્યા પછી એકાએક તેનું શરીર બગડવાથી મ્હારે આપને તકલીફ આપવા આવવું પડ્યું છે."

રૂમાલને મ્હોં પાસે રાખી ગંભીર ભાવથી ધુર્ત્ત કૃષ્ણલાલે કહ્યું:–" તેમને શું થયું છે?"

"ઉપરા ઉપરી બે ત્રણ વખત દસ્ત અને બે ત્રણ ઉલટીઓ થઇ છે. કૉલેરાની શરૂઆત જેવાં ચિહ્ન જણાય છે. આપ દવા લઇ ત્યાં આવી એક વખત તબિયત તપાસો તો સારું." ગૃહસ્થનાં વચનોમાં અત્યંત આર્જવતાનો સમાવેશ થયેલો હતો.

"મહાશય! રાત્રિના વખતે પૂરતી ફી સિવાય હું બ્હાર નીકળતો નથી. મ્હારે ધંધાને અંગે સ્પષ્ટ બોલવું પડે છે એ માટે ક્ષમા આપશો." કૃષ્ણલાલે વૈદ્ય, વેશ્યાને વકીલ રોકડીઆં એ સૂત્રનો પરિચય કરાવ્યો.

"ફી માટે આપ ચિંતા કરશો નહિ. આપની વિઝિટ ફી શી છે વારું?" ગૃહસ્થે પૂછ્યું.

"દિવસે વીસ રૂપિયા અને રાત્રે પચીસ રૂપિયા. જો કે આ ફી આપને વિશેષ લાગતી હશે; પરંતુ અમારા રાજવૈદ્યોને. સુવર્ણ ભસ્મ, લોહભસ્મ, કસ્તુરીની ગોળીઓ વગેરે મૂલ્યવાન દવાઓ બનાવવામાં પુષ્કળ ખરચ કરવું પડે છે. આપને આજની દવાનું બીલ જૂદું નહિ આપવું પડે. વળી આપ કહો છો એવી ગંભીર સ્થિતિ હશે તો દવા પણ તેવી કિંમતી જ આપવી પડશે."

"ભલે, આપ સત્વર તૈયાર થાઓ, હું ગાડી બોલાવી લાવું છું."

"નજીકમાં જ જવાનું છે એટલે ગાડીની કાંઇ જરૂર નથી." આમ કહી કૃષ્ણલાલ હરિયાના કાનમાં એક ફુંક મારી પેલા ગૃહસ્થની સાથે ગયો. જતી વખતે તેને ઉપરની ઓરડીની સાંકળ મારવાનું સ્મરણ થઇ આવ્યું હતું તથા એ જ ગુરુમંત્ર તેણે હરિયાના કાનમાં ફુંક્યો હતો.

કૃષ્ણલાલને વિદાય થયાને પાંચેક મિનીટ થઇ હશે. એવામાં હરિયો દવાખાનું બંધ કરી મેડા ઉપર ગયો. તો જે ઓરડીમાં માલતી હતી એ ઓરડીનું દ્વાર બન્ને તરફથી ખુલ્લું હતું. પંખિણી પાપ પિંજરમાંથી પલાયન કરી ગઇ હતી.

અત્રે જણાવવાની જરૂર છે કે, દવાખાનું આગળના ભાગમાં સડકપર આવેલું હોઇ તેનો દાદર પાછળની ગલીમાં પડતો હતો. હરિયો કૃષ્ણલાલને બોલાવવામાં આવ્યો તથા તેમની વચ્ચે જે વાતચિત થઇ એ માલતી પેલી તરફથી જાણી શકી હતી અને તેથી જ તેણે મળી આવેલા સુયોગનો લાભ લઇ ત્યાંથી પલાયન કર્યું હતું.

માલતીને ગૂમ થઇ ગયેલી જોઇ હરિયો દિઙ્મૂઢ બની ગયો: પરંતુ એ પોતાની ભૂલનું પરિણામ નહિ હોવાથી તે આશ્વસ્ત થયો.

લોભે લક્ષણ જાય એ નિયમ પ્રમાણે પોતાને કાઇ પણ પ્રકારના રોગની ચિકિત્સાની કિંવા નાડી પરીક્ષાની માહિતી નહિ હોવા છતાં કૃષ્ણલાલ કેવળ પચીસ રૂપિયા પડાવી લેવાના હેતુથી જ પેલા ગૃહસ્થની સાથે રોગી જોવા ગયો હતો. ત્યાં જઇ રોગીની કૃત્રિમ પરીક્ષા કરી નોકરની સાથે દવા મોકલી આપવાનું કહી, ઘરનાં માણસોને આશ્વાસન આપી પચીસ રૂપિયા ખીસ્સામાં મૂકી તે જ્યારે ઘેર આવ્યો ત્યારે હરિયાએ હાંફતાં હાંફતાં તેને સ્નાનના સમાચાર સંભળાવ્યા. કૃષ્ણલાલ અંતરના ઉંડાણમાંથી એક ગાઢ નિશ્વાસ મૂકી, કપાળે હાથ ઠોકી બેસી પડયો.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### વર્ત્તમાન યુગમાં સ્ત્રીજાતિનું શિક્ષણ.

અબળોન્નતિ મંદિરમાં નિવાસ કરતી મોહિની તથા સીતાસુંદરીની ભયંકર આત્મકથાઓ જાણવામાં આવતાં તથા અબળોન્નતિ મંદિરના અધ્યક્ષ મહાશય કૃપારામ અને ઉર્મિલાના અનાચારની હકીકત માલૂમ પડતાં આપણી મધુને એ સ્થળે રહેવું ઉચિત લાગ્યું નહિ. તેના અંતરમાં એટલો બધો વિરક્ત ભાવ ઉપજ્યો હતો કે, બનતાં સુધી તે કોઇ પણ વ્યક્તિની સાથે ખાસ કારણ સિવાય હવે વાત સુદ્ધાં કરતી નહોતી. અબળોન્નતિમંદિરની લાયબ્રેરીમાં કેટલાંક ધાર્મિક પુસ્તકો પણ હતાં. અવ-

કાશના સમયે મધુ એ પુસ્તકોમાંથી કોઇ પુસ્તક પસંદ કરી તેનો અભ્યાસ કરતી હતી. આમ છતાં વારંવાર તેને પતિનું સ્મરણ થઇ આવતું હતું તથા એવા પ્રસંગે મહાકષ્ટે આત્મસંવરણ કરી તે પતિના કલ્યાણની કામના કરતી હતી. તેના અંતરમાં એવો દઢ વિશ્વાસ હતો કે, પતિએ પોતાનો ત્યાગ કરી પરસ્ત્રીને સહધર્મિણી બનાવવામાં જે ભયંકર ભૂલ કરી છે એ ભૂલનો ભવિષ્યમાં તેમને પશ્ચાત્તાપ થયા સિવાય રહેશે નહિ અને કદાચ ભવિષ્યમાં તેઓ પોતાને પુનઃ આશ્રય પણ આપશે. આવો વિશ્વાસ હોવા છતાં તેને પતિના વિયોગમાં અન્ય સ્થળે રહેવું હવે ગમતું નહોતું. પોતે આ સ્થળે આવીને રહી તેના કરતાં પિયર જઇને રહી હોત તો વિશેષ સારું એમ હવે તેને લાગતું હતું; છતાં અબળોન્નતિ મંદિરમાં આશ્રય સ્વીકારનાર સ્ત્રીઓએ ત્રણ વર્ષ સુધી મંદિરમાં રહેવું જ જોઇએ એવો નિયમ હોવાથી હવે એ સ્થળનો ત્યાગ કરવાનું પણ તેને માટે અશક્યવત થઇ ગયું હતું.

અબળોન્નતિમંદિરમાં નિવાસ કરતી સઘળી સ્ત્રીઓને અગીઆરથી ચાર વાગ્યા સુધી ભિન્ન ભિન્ન પ્રકારનું શિક્ષણ મળે એવી મંદિરના વ્યવસ્થાપકોએ યોજના કરેલી હતી; પરંતુ ચારિત્ર્યસંપન્ન શિક્ષિકાઓને અભાવે એ યોજના જોઇએ એટલા અંશે સફળ થતી નહોતી. કાંતવાનું, સંગીત વિદ્યાનું, શિલ્પનું, શુદ્ધ સનાતન ધર્મનું વગેરે વિષયોનું શિક્ષણ સારી સચ્ચરિત્રા શિક્ષિકાઓ દ્વારા આપવાની મંદિરના વ્યવસ્થાપકોએ ગોઠવણ કરી હોત તો તથા મંદિરમાં સારા ચારિત્ર્યની સ્ત્રીઓને જ રાખવાની સાવધાનતા રાખવામાં આવી હોત તો અબળોન્નતિમંદિર એક આદર્શ લોકોપયોગી સંસ્થાની ખોટ પૂરી પાડત અને તેના ચાલકોને મહદ્ પુણ્યની પ્રાપ્તિ થાત;

પરંતુ અફસોસનો વિષય એ છે કે, આપણા ભારતવર્ષમાં ઘણીખરી સંસ્થાઓના ચાલકો કેવળ દ્રવ્ય આપીને પોતાના કર્ત્તવ્યને પાર પાડેલું સમજે છે. તેઓ દ્રવ્ય માટે જેટલી દાનશીલતા દર્શાવે છે તેટલી સંભાળ સંસ્થાઓની પ્રગતિ કિંવા ઉન્નતિ માટે દર્શાવતા નથી. આ સ્થળે અમે હાલમાં ચાલતી સકળ સંસ્થાઓ ઉપર આ આક્ષેપ મૂકતા નથી. ભારતવર્ષમાં કેટલીક આદર્શ લોકોપયોગી સંસ્થાઓનું અસ્તિત્વ છે ખરું; પરંતુ તેની સંખ્યા અતિ અલ્પ સંખ્યક છે.

અબળોન્નતિ મંદિરની આંતરિક સ્થિતિનું દિગ્દર્શન અમે અમારા પ્રિય વાંચક બંધુઓને કરાવી ચુકયા છીએ; આમ છતાં એ મંદિરમાં કેટલીક વિદુષી સન્નારીઓ મંદિરની પરિસ્થિતિનું જ્ઞાન મેળવવા આવતી હતી તથા ક્વચિત્ એવી કોઇ વિદુષી મંદિરવાસિની વનિતાઓ સમક્ષ વ્યાખ્યાન સુદ્ધાં આપતી હતી.

આજે શનિવાર હોઇ એક સરોજકુમારી નામની ગુર્જર વિદુષી અબળોન્નતિ મંદિરની મુલાકાતે આવવાની હોઇ તે 'વર્ત્તમાન યુગમાં સ્ત્રીજાતિનું શિક્ષણ' એ ઉપયોગી વ્યાખ્યાન આપવાની હતી. મંદિરના કાર્યવાહકો તરફથી કેટલાંક મુખ્ય સ્ત્રી પુરુષોને અને તેમાં પણ વિશેષે કરીને સુધારક પક્ષીય નરનારીઓને અગાઉથી નિમંત્રણ પત્ર મોકલવામાં આવ્યાં હતાં. પુરુષોને બેસવા માટે એક મ્હોટા હૉલની એક બાજૂએ વ્યવસ્થા કરવામાં આવી હતી.

સભા મળવાનો વખત સ્હાંજના પાંચ વાગ્યાનો હતો; છતાં સઘળી તૈયારી ચાર વાગ્યે થઈ ગઇ હતી. સભામાં પ્રમુખનું સ્થાન એક અગ્રગણ્ય શ્રીમંતનાં સૌભાગ્યદેવી ઉર્ફે મિસિસ પુતળીબાઇ જહાંગીરજી જે૦ પી૦ ને આપવાનું અગાઉથી નક્કી કરવામાં આવ્યું હતું.

ધીમે ધીમે નિમંત્રિત નરનારીઓ આવી આસન ઉપર ગોઠવાઇ જવા લાગ્યાં. મિસ ઉર્મિલાની જગ્યાએ સરસ્વતીદેવી નામની એક પચાસ વર્ષની ઉમ્મરની વિધવા સ્ત્રીની નિમણૂંક થયેલી હોઇ સરસ્વતીદેવી બે ચાર મુખ્ય સુંદરીઓ સાથે દ્વાર પાસે ઉભી રહી આગંતુક નરનારીઓને મધુર વચનોથી અને સ્મિત હાસ્યથી આવકાર આપતી હતી. અબળોન્નતિ મંદિરમાં આશ્રય મેળવી રહેલી અબળાઓ સભાના હૉલમાં પ્લૅટફૉર્મની સ્હામે એક મ્હોટી શેતરંજી ઉપર બેઠેલી હતી. એ અબળાઓમાં આપણી મધુ પણ હાજર હતી તથા આજની વકતૃતા સાંભળવા માટે તે ઘણી ઉત્સુક બની ગઇ હતી.

પાંચ વાગતામાં તો સભા મંડપ મનુષ્યોથી ચીકાર ભરાઇ ગયો. લગભગ પચાસેક જેટલા પુરુષો પણ વ્યાખ્યાન સાંભળવામાં આવેલા હોઇ તેઓમાંના ઘણાખરા ( સેંકડે ૯૯ ટકા ) વિદેશી પોષાકમાં સુસજ્જિત થયેલા હતા. વળી એ પુરુષોમાંનો મુખ્ય ભાગ યુવક તેમજ તરૂણ વર્ગ જ હતો. નિમંત્રિતા મહિલાઓની સંખ્યા લગભગ સો સવાસો જેટલી હતી. તેમનામાં કેટલીક પારસી તેમજ દક્ષિણી સ્ત્રીઓનો પણ સમાવેશ થયેલો હતો.

બરાબર પાંચને પાંચ મિનિટે પ્રમુખ મહાશય શ્રીમતી પુતળીબાઈ આવી પહોંચ્યાં એટલે તેમને તાળીઓના અવાજથી વધાવી લેવામાં આવ્યાં. શ્રીમતી સરોજકુમારી પણ તેમની સાથે જ સભામંડપમાં આવ્યાં. ઉમ્મર લગભગ ત્રીસ વર્ષ જેટલી હોવા છતાં એટલી ન્હાની ઉમ્મરમાં તેમણે ઇંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃતનું જ્ઞાન સંપાદન કરેલું હતું. તેમનું મુખ પ્રભાવશાળી લાગતું હોઇ કપોળ પ્રદેશ ઉપર સાક્ષાત સરસ્વતીદેવી પ્રકાશી રહી હોય એવો પ્રથમ દર્શને જ ભાસ થતો હતો.

પ્રમુખની દરખાસ્ત મૂકાયા પછી તથા તેને એક બે વ્યક્તિઓ તરફથી ટેકો મળ્યા પછી શ્રીમતી પુતળીબાઇએ પ્રમુખસ્થાન સ્વીકાર્યું. પછી તેમણે પોતાને આપેલા માનબદલ શિષ્ટાચારને અનુસરી ઉપકાર ભાવ દર્શાવ્યો. તત્પશ્ચાત્ શ્રીમતી સરોજકુમારીએ જે વ્યાખ્યાન આપ્યું તે ગુર્જર બ્હેનોને ઉપયોગી થઇ પડવાનો સંભવ હોવાથી અક્ષરશઃ અત્રે ઉતારવામાં આવે છે.

"માનનીયા પ્રમુખ મહાશયા, પ્રિય ભગિનીઓ અને વિદ્વાન્ બંધુજનો! આ સંસ્થાની મુલાકાત લેવાથી વાસ્તવિક રીતે મ્હને અત્યાનંદ થયો છે તથા નિરાશ્રયા આર્ય નારીઓની ઉન્નતિને માટે આર્યાવર્ત્તમાં આવી એક નહિ; પરંતુ અનેક સંસ્થાઓની જરૂર છે; છતાં વિષયાંતર ન થઇ જાય એટલા માટે સંસ્થાના ધ્યેય સંબંધી કાંઈ બોલ્યા નહિ કરતાં હું કેવળ 'વર્ત્તમાન યુગમાં સ્ત્રીજાતિનું શિક્ષણ' એ મ્હારા વિષયને જ અનુસરીશ.'

અડધા સૈકા પહેલાં સ્ત્રીજાતિના શિક્ષણની આવશ્યકતા સિદ્ધ કરવાને માટે મ્હોટા મ્હોટા લેખો લખવા પડતા હતા; પરંતુ આપણા મહદ્ સદ્ભાગ્યે હવે સમય બદલાયો છે, અને સૌ કોઇ સ્ત્રીશિક્ષણની જરૂરિઆત છે એમ વિચારે છે. "कन्याप्येवं पालनीया शिक्षणीयातियत्नतः—" આ મંત્ર હમણાં સર્વજનોને સંમત થયો છે. સ્ત્રીજાતિને શિક્ષણ આપવું જ જોઇએ. એ શિક્ષણ કેવી રીતે આપવાથી વિશેષ કલ્યાણ થઇ શકે તેમ છે તેજ વિષયનું આ લેખમાં વિવેચન કરવામાં આવે છે.

વર્ત્તમાન જાપાનની સમૃદ્ધિના સંબંધી એક ઇંગ્રેજ લેખકે લખ્યું છે કે, "The family life of a country and the position occupied by women are probably the

best tests of its civilisation. In comparing nation with nation we have no doubt in asserting that one of the most important forces in the progress of society is the education which the mothers convey to their children, and no nation can ever be great unless women rise to a high plan of thought and life, and kindle and foster similar ideas in the minds of the young."

સાંસારિક જીવન તથા નારિજાતિની સામાજિક સ્થિતિ જ સઘળા દેશોની સભ્યતાનો ખરો પરિચય છે. જાતિસમુહની અરસ્પરસની સાથે તુલના કરતાં, બાળકો ઘરમાં માતાની પાસેથી જે શિક્ષણ મેળવે છે તેનેજ જાતીય ઉન્નતિનું મુખ્ય ઉપકરણ ગણવામાં આવે છે. સ્ત્રીઓના આચાર તથા જીવન ઉન્નત નથી થતું તો કોઈ પણ જાતિ ખરૂં મહત્વ મેળવવાને શક્તિવતી થતી નથી. માત્ર માતા જ સંતાનોના હૃદયમાં યથા સમયે ઉચ્ચ ભાવનાનું બીજ રોપવાને શક્તિવતી થઇ શકે છે.

ઉપરની બાબતનો વિચાર કરી જોતાં અત્યારની સ્ત્રી કેળવણી જોઇએ એટલા બહોળા પ્રમાણમાં વિસ્તૃત નથી એમ તો સૌ કોઇ વિચારશીલ વ્યક્તિ કબૂલ કરશે જ. આ સંબંધી એક સમયે ભારતની સ્થિતિ અતિ ઉચ્ચ હતી એમ પ્રાચીન સાહિત્ય તેમજ પુરાણાદિનું અવલોકન કરતાં માલૂમ પડી આવે છે. વેદની રૂષીરમણીઓ, ગાર્ગી, મૈત્રેયી, લીલાવતી વગેરે પરમ પવિત્ર બુદ્ધિમતી અને વિદુષી રમણીનાં નામ સૌએ સાંભળ્યાં હશે જ. પછીથી જ્યારે શાક્યસિંહે બૌદ્ધધર્મનો પ્રચાર કરીને ભારતમાં નવયુગ વર્તાવ્યો ત્યારે ભારત-

નારીની સ્થિતિ કેવા પ્રકારની હતી એ હકીકત બૌદ્ધશાસ્ત્રો જોવાથી માલૂમ પડી આવે તેમ છે. સ્થવિરા અને થેરી સંપ્રદાયનાં નામ ઘણાએ સાંભળ્યાં હશે. એ થેરીઓ શું સામાન્ય સ્ત્રીઓ હતી? કેવી જ્ઞાનબુદ્ધિ, કેવો કઠોર વૈરાગ્ય, કેવો અપૂર્વ સ્વાર્થત્યાગ, કેવી મધુર સહાનુભૂતિ એ દેવીપ્રકૃતિ નારી સંપ્રદાયના હૃદયમાં રહીને ભારતમાં સ્વર્ગની શોભાનું દર્શન કરાવતી હતી! આપણે વિદેશિની સંન્યાસિનીઓના આત્મોત્સર્ગને જોઇને મુગ્ધ થઇએ છીએ. એ સંન્યાસિનીઓની મૂળ માતા કોણ છે? આપણા ભારતની વિદુષીઓજ,—બીજી કોઇ નહિ. હવે ભારતના એ દિવસો નથી. ગંભીર જ્ઞાનસંપન્ના પરોપકારિણી સંન્યાસિનીઓ નથી. સેંકડો-હજારો ભારત નારીઓ એક સમય, એક જ આશ્રમમાં રહીને જ્ઞાન તથા ધર્મની સેવામાં પોતાનું જીવન વીતાડતી હતી. એ સમયે ભારતનું ઘણું જ ગૌરવ હતું. હુએનસિંગ જ્યારે ભારતની મુસાફરી માટે આવ્યો ત્યારે જાહિર રાજસભામાં સમ્રાટ્ હર્ષવર્દ્ધનની જમણી બાજુએ તેની વિધવા ભગિની રાજ્યેશ્વરી બેસીને જ્ઞાનધર્મની આલોચના એકાગ્રચિત્તે સાંભળતી હતી.

બીજા સઘળા અધિકારોનો વિષય છોડી દઇએ તો પણ ગૃહ એ રમણીનું રાજ્ય છે. તેના શિક્ષણ તથા શક્તિના ફેલાવાનું સ્થળ છે. એ સ્થળે ભારત-રમણી કેવી રીતે પોતાના દિવસો પસાર કરે છે? આ પ્રકાર સૌથી જાણીતો છે, તેથી તેનું વર્ણન કરવાની જરૂર નથી. વિધાતાની અપાર કૃપાથી ભારતરમણીની અજ્ઞાનતાની રાત્રિનો અંત આવ્યો હોય એવાં ચિહ્ન જણાય છે. જાતિની ઉન્નતિનો મૂળ મંત્ર સ્ત્રીજાતિનું શિક્ષણ છે. સ્ત્રીજાતિની અજ્ઞાનતા તેમજ દુર્બળતા એ જ સમસ્ત દેશની અજ્ઞાનતા અને દુર્બળતાનું

કારણ છે. સ્ત્રીઓને સુયોગ્ય શિક્ષણ આપવાથી માત્ર તેમનું જ કલ્યાણ થાય છે એમ નહિ; પરંતુ તેથી પુરૂષોની નીતિ પણ ઉન્નત થાય છે અને તેમની સુખસમૃદ્ધિમાં અવશ્ય વધારો થાય છે. શિક્ષણનો પ્રકાશ એ જ ખરો દિવ્ય પ્રકાશ છે અને તેથી જ વિદ્યાને ત્રીજું લોચન ગણવામાં આવે છે. વિદ્યારૂપી લોચન પ્રકાશિત થતાં સકળ સત્ય જાણી શકાય છે. સ્ત્રીજાતિની ઉન્નતિના માર્ગમાં જેઓ કાંટા બિછાવવાનો પ્રયત્ન કરે છે તેમની ભીતિ પણ આટલા માટે જ છે. પુરૂષનો જન્મ દેવતાને માટે અને સ્વદેશને માટે છે ત્યારે સ્ત્રીનો જન્મ પુરૂષને માટે છે. સઘળા દેશોનાં નીતિશાસ્ત્રો પ્રારંભથી જ આવો ઉપદેશ આપે છે. કોઇ દેશના શાસ્ત્રમાં કહ્યું છે. " નારીનો આત્મા નથી." આપણાં દેશનાં શાસ્ત્રોમાં કહ્યું છે:—" પતિજ સ્ત્રીજાતિનો દેવતા છે. સ્ત્રીએ પતિની પરમાત્મા સમજીને પૂજા અને સેવા કરવાની છે," આવા પ્રકારના શાસન અને શિક્ષણદ્વારા નારીજાતિ સંપૂર્ણરૂપે આત્મોત્સર્ગ કરતાં શીખી છે. ધર્મશાસ્ત્રમાં સેવા અને આત્મોત્સર્ગની ઘણી પ્રશંસા કરવામાં આવી છે. આ બે મહત્ ભાવ પ્રાપ્ત કરીને નારીપ્રકૃતિ પ્રગાઢ ધર્મભાવ મેળવવાને સમર્થ થઇ છે; પરંતુ બીજી તરફથી પુરૂષોને નુકશાન થયું છે. સ્ત્રીજાતિને માટે સઘળા કઠોર નૈતિક નિયમો છે, ત્યારે પુરૂષોને માટે ઢીલા નીતિ-નિયમો છે; પરંતુ જે સમાજમાં પુરૂષોનું નૈતિક ચરિત્ર શિથિલ હોય છે ત્યાં નારીજાતિ પણ શિથિલ થાય છે. એકની ઉન્નતિ ઉભયની ઉન્નતિ છે અને એકનું પતન ઉભયનું પતન છે.

हीयते हि मति स्तात हीनैः सह समागमात् ।
समैश्च समतामेति विशिष्टैश्च विशिष्टताम् ॥

આ સુંદર નીતિવાક્યનો વ્યતિક્રમ શું માત્ર નરનારી સંબં-

થી જ થશે ? જો પુરૂષો અજ્ઞાની—ક્ષુદ્રબુદ્ધિ સ્ત્રીઓના જ સહવાસમાં રહે તો તેઓ પોતાની ઉન્નતિ કેવી રીતે કરી શકે ? આવી રીતે પુરુષો સ્ત્રીઓને અજ્ઞાન્ રાખીને પોતે પણ અજ્ઞાન્ થતા જાય છે. કેમકે સ્ત્રી જ્ઞાની હોય યા અજ્ઞાની હોય તો પણ પુરુષ ઉપર તેનો ઘણો પ્રભાવ પડે છે. આ વાક્યના સમર્થનમાં અનેક ઉદાહરણો આપી શકાય તેમ છે. કહેવાનું તાત્પર્ય એ છે કે, સ્ત્રીઓ ઉન્નત હોય તો પુરુષો પણ ઉન્નત થાય છે અને સ્ત્રીઓ પતિત હોય તો પુરુષો પણ પતિત થાય છે.

કેટલાક કદાચ એમ કહેશે કે, શિક્ષણ મેળવ્યા સિવાય પણ સ્ત્રીઓ ઉન્નત થઇ શકે તેમ છે. અમે કહીએ છીએ કે, અજ્ઞાનતાના પાયા ઉપર જે ઇમારત ચણાય છે તે ચિરકાળપર્યંત સ્થિર રહી શકતી નથી. એ ઇમારત અલ્પ કાળમાં જમીનદોસ્ત થાય છે. બાળકો જ્યારે રડે છે ત્યારે ઘણાં માણસો તેમને ભૂત પ્રેતનો ભય દર્શાવી શાન્ત કરે છે; પરંતુ આવી રીતે તેઓ બે ચાર વખતથી વધારે વખત શાંત થતા નથી; કેમકે બે ચાર દિવસમાંજ બાળક સમજી જાય છે કે, રડવાથી પણ કાંઇ ભૂત આવતું નથી. ભ્રાન્તિનો ભંગ થતાં સઘળાં ધર્મ શાસ્ત્રો નિરુપયોગી થશે. જે બરાબર વિચારી, માહિતી મેળવી પોતાને જે માર્ગે જવાનું હોય છે તે માર્ગે જાય છે તેને કશી અડચણ વેઠવી પડતી નથી; પરંતુ જે આંધળાની માફક બીજાનો હાથ ઝાલીને માર્ગ કાપે છે તે ક્ષણે ક્ષણે સંકટમાં પડે છે. કવિ જણાવે છે કે, અજ્ઞાનતા માત્ર બાળકોનું જ સૌન્દર્ય છે. અજ્ઞાનતા એ સ્ત્રીઓનું પણ સૌન્દર્ય છે એવું કોઇ કવિએ જણાવ્યું છે કે ? વર્તમાન સમયમાં બાળકને પણ ક્યાં સુધી અજ્ઞાન્ રાખવામાં આવે છે ! બાળકના ક્ષુદ્ર મસ્તકમાં જ્ઞાનનો ભંડાર ભરવાને માટે આપણે કેટલાં બધાં

વ્યાકુળ એછી ? પરિણામે આપણે આઠ વર્ષની ઉંમરના બાળકને તેની માતાના કરતાં પણ વિશેષ જ્ઞાની જોઇએ છીએ ! આ વિચિત્ર સ્થિતિ જોવામાં આવતાં કોનાં અંતરમાં લજ્જા અને ક્ષોભ ઉપજે છે ? કન્યાને અજ્ઞાની રાખતાં પિતા શરમાતો નથી, અજ્ઞાની સ્ત્રીને જ્ઞાનશિક્ષણ આપવાની પતિને સ્પૃહા નથી એવા પંડિત પિતા યા તો પતિને કોણ વિદ્યાનુરાગી કહી શકશે ? પુરૂષને માટે જે કલ્યાણકર છે—ગૌરવનું કારણ છે તે સ્ત્રીને માટે અહિતકર તેમજ શરમનું કારણ કેમ છે ? શું સ્ત્રીઓનામાં શિક્ષણ મેળવવા જેટલી બુદ્ધિ નથી ? આ પ્રશ્નનો ઉત્તર કોઇ હકારમાં આપે તો અમે તેને તે ગંભીર ભૂલ કરે છે એમજ કહીએ; કેમ કે વાસ્તવિક રીતે જોવા જતાં પુરૂષો કરતાં સ્ત્રીઓની જ બુદ્ધિ વધારે ચપળ હોય છે. પુરૂષો કરતાં તેમની યાદશક્તિ પણ સતેજ હોય છે; તેથી સ્ત્રીઓને જેઓ અજ્ઞાની રાખવાની ઇચ્છા રાખે છે તેઓ સમાજના તેમજ સ્વદેશના શત્રુઓ જ છે. સ્ત્રીની ઉન્નતિ અને શિક્ષણના માર્ગમાં અડચણ કરવાનો કોઇને અધિકાર નથી. આપણા દેશમાં હજી સ્ત્રીકેળવણીનો પ્રચાર જોઇએ એટલો નથી. શિક્ષણ વિભાગનો વાર્ષિક રિપોર્ટ જોયાથી આ સંબંધીની સંપૂર્ણ માહિતી મળશે. ખાસ કરીને શ્રીમંત સરકાર ગાયકવાડે જ વડોદરા રાજ્યમાં અર્થાત્ સ્વરાજ્યમાં કેળવણી પ્રત્યે વિશેષ લક્ષ્ય આપેલું જોવામાં આવે છે. તેઓ નામદારની કેળવણી પ્રત્યેની પ્રીતિની પ્રશંસા સર્વત્ર થતી જોવામાં આવે છે. સ્ત્રી કેળવણીનો બહોળો ફેલાવો કરવાના સતત પ્રયત્નો પણ તેઓ નામદારના કેળવણી ખાતા તરફથી નિરંતર થતા જોવામાં આવે છે. અન્ય રાજ્યોએ પણ નામદાર ગાયકવાડ સરકારનું આ વિષયમાં અનુકરણ કરવાની જરૂર છે.

હવે શિક્ષણના ઉદ્દેશે શા છે તે તપાસીએ. શિક્ષણના ઉદ્દેશ એ છે. ૧ જ્ઞાન મેળવવું, અને ૨ દ્રવ્ય મેળવવું.

૧ **શારીરિક શિક્ષણ**:–શરીર તેમજ મનની સઘળી શક્તિઓનો વિકાસ જ શિક્ષણનો ઉદ્દેશ છે. જે શિક્ષણથી એ ઉદ્દેશ સિદ્ધ થતો નથી એ ખરું શિક્ષણ નથી. આપણા દેશમાં શારીરિક બળની વૃદ્ધિ થાય એવી કશી વ્યવસ્થા જોવામાં આવતી નથી. અનેકનું એમ કહેવું છે કે, ઘરકામ કરવામાં સ્ત્રીને ઘણી કસરત થાય છે, તેથી તેને માટે બીજી કસરતની જરૂર નથી; પરંતુ કેટલી શ્રીમંત શેઠાણીઓ ઘરમાં કામકાજ કરે છે ! તેમને માટે શારીરિક કસતરની ઘણી જરૂર છે. મહેનત પડે એવી રમત ગમતોથી પણ શરીર બળવાન તથા ચિત્ત પ્રફુલ્લ થાય છે. કેટલીક વખત સ્ત્રીઓનું શરીર બગડતાં ડૉક્ટર તેમને ખુલ્લી હવામાં ફરવા જવાની ભલામણ કરે છે; પરંતુ આપણી આર્યનારીઓમાંની કેટલીને તેમનાં સગાં વ્હાલાં ફરવા જવા દે છે ?

૨ **બાળલગ્ન**:–બાળલગ્ન પણ સ્ત્રીઓની શારીરિક સ્થિતિને ઘણી ખરાબ કરી નાખે છે. વૈદ્યો તેમજ ડૉક્ટરો એવો અભિપ્રાય પ્રદર્શિત કરે છે કે સઘળા શારીરિક અવયવો પૂર્ણાંશે ખીલ્યા સિવાય બાળિકાએ માતા થવું ઉચિત નથી; પરંતુ ગુજરાતમા આ અભિપ્રાય તરફ કોણ લક્ષ્ય આપે છે ? સમસ્ત હિંદુસ્થાનાંનાં ઘણાં ખરાં સ્થળોએ બાળલગ્ન પ્રચલિત છે. આજકાલ ચૌદ પંદર વર્ષની બાળિકાઓમાંની ઘણી ખરીને આપણે માતા થયેલી જોઇએ છીએ ! આ માટે પણ નામદાર ગાયકવાડ સરકારે “બાળલગ્ન-નિષેધ”નો કાયદો કરી પ્રજા ઉપર મહાન્ ઉપકાર કર્યો છે. જે દેશની સામાજિક રીતિ આવી દુષિત છે એ દેશમાંની સ્ત્રીઓ શારીરિક સ્થિતિમાં

દુર્બળ હોય એમાં શું આશ્ચર્ય ? આપણા ગુજરાતમાં તથા મુખ્યત્વે કરીને હિંદુસ્તાનમાં બળવતી સ્ત્રીઓની સંખ્યા ઘણી થોડી અર્થાત્ નજીવી છે. નારીની શારીરિક સ્થિતિ સુધારવા પ્રત્યે સહુનું દુર્લક્ષ્ય જોવામાં આવે છે. અનેક ઠેકાણે અજ્ઞાનતાને લીધે પણ આવું દુર્લક્ષ્ય નજરે પડે છે. જો કોઇ બાલિકાને તેની સોળ વર્ષની ઉમ્મર સુધીમાં સંતાન નથી થતું તો તેને વંધ્યા ગણવામાં આવે છે. જ્યાં સુધી આ બાબત માટે આપણા લોકો બેદરકારી રાખશે ત્યાં સુધી આપણી ઉન્નતિ થવી સર્વથા અશક્ય છે.

નારીજાતિની શારીરિક દુર્બળતાનું ત્રીજું કારણ નિરુપયોગી વસ્ત્રાલંકારોનો ઉપયોગ છે. સહુ કોઇ એમ જણાવે છે કે, ભૂષણપ્રિયતા એ સ્ત્રીજાતિની એક પ્રકારની દુર્બળતા છે. યથાયોગ્ય વસ્ત્રાલંકારો જ સ્ત્રીઓએ પહેરવા જોઇએ; પરંતુ જે વસ્ત્રાલંકારોથી શારીરિક સ્થિતિમાં બગાડ થાય તેમ હોય તેનો કદાપિ ઉપયોગ કરવો જોઇએ નહિ. આપણા દેશની શ્રીમંત સ્ત્રીઓ કેટલીક વખતે એટલા બધા અલંકારો પહેરે છે કે, જેને પરિણામે શરીરમાં જોઇએ એટલું લોહી ફરી શકતું નથી. આવી અલંકારપ્રિયતા એક પ્રકારની મૂર્ખાઇ છે. એથી સુંદરતામાં વધારો થવાને બદલે શરીર કદરૂપું જણાય છે ! વસ્ત્રો તેમજ અલંકારોદ્વારા ઐશ્વર્ય દર્શાવવાની ઇચ્છા સારી નથી.

**માનસિક અને નૈતિક શિક્ષણ:**—માનસિક શિક્ષણના પહેલાં શારીરિક શિક્ષણની ચર્ચા કરવામાં આવી છે. કેમ કે શરીર જ મનનું યંત્ર છે; તેથી શરીરની સુખાકારી પ્રત્યે પ્રથમ લક્ષ્ય આપવું જોઇએ.

બાળિકાઓના શિક્ષણ માટે બે ગંભીર મતભેદ જોવામાં આવે છે. (૧) એક વર્ગનું એમ કહેવું છે કે, બાળક તેમજ બાળિકાઓના શિક્ષણમાં કશો ફર્ક હોવો જોઇએ નહિ. (૨) બીજા વર્ગનું એમ

કહેવું છે કે, બાળિકાઓને તદ્દન જૂદી જાતનું શિક્ષણ આપવાની જરૂર છે. પ્રથમ વર્ગનો મત એવો છે કે, સ્ત્રી પુરુષના અધિકારમાં બિલકુલ ભેદ નથી-હમણાં જે ભેદ જોવામાં આવે છે તે માત્ર યુગ યુગાંતરની અજ્ઞાનતા અને એકદેશદર્શી શિક્ષણનું ફળ છે. બાળિકાઓને પણ જો બાળકોના જેવું શિક્ષણ આપવામાં આવે તો તેઓ બાળકોના જેવી જ નિવડે. આ ઉભય વર્ગનું કહેવું કાંઇક અંશે ખરું છે. નરનારીની પ્રકૃતિગત વિભિન્નતા કાંઇ તદ્દન હસવામાં ઉડાવી દેવા જેવી વાત નથી; કિન્તુ સ્વાભાવિક પાર્થક્ય શિક્ષણના દોષ અને અજ્ઞાનતાને લીધે ઘણું વધી ગયું છે. શિક્ષણના પરિણામે ઘણું ખરું પાર્થક્ય કેટલાક સમયને અંતરે દૂર થવાનો સંભવ છે. આ વાક્યની સત્યતા સાબિત કરવાને માટે આપણને બહુ દૂર જવું પડે તેમ નથી. ઇ૦ સ૦ ૧૮૪૯ માં મહાત્મા બીટને (બેથુન) જ્યારે પહેલ વહેલી બાળિકા વિદ્યાલયની સ્થાપના કરી ત્યારે કેટલો ગરબડાટ ઉપસ્થિત થયો હતો ? એ સમયે આપણા દેશની સ્ત્રીઓ કોઇ પણ પ્રકારે માતૃભાષા લખી વાંચી જાણતી તો તેમને સંપૂર્ણ શિક્ષિતા સમજવામાં આવતી હતી. હમણાં માત્ર ગુજરાતમાં જ નહિ પરંતુ હિંદુસ્તાનમાં ઘણે ખરે સ્થળે સ્ત્રીઓ યુનિવર્સિટીની ઉંચી પરીક્ષાઓમાં પણ પસાર થવા લાગી છે. અલ્પકાળની અંદર જ સ્ત્રીઓએ જ્યારે પોતાની વિદ્યાબુદ્ધિથી આવી ઉંચી પરીક્ષાઓ પસાર કરવા માંડી છે ત્યારે ભવિષ્યમાં તેઓ પોતાના જ્ઞાનને વિશેષ ઉન્નત કરી શકશે એ માટે કાંઇ સંદેહ નથી.

જેઓ નરનારીની પ્રકૃતિની વિભિન્નતાનો અસ્વીકાર કરે છે તેમને માત્ર એક જ વાત પૂછવાની છે. જે કાંઇ સઘળા દેશોમાં બન્યું છે તે માત્ર એકલા પુરુષોના પ્રયત્નને પરિણામે બન્યું નથી. જો

કે જ્ઞાનમાં પુરુષનું પ્રાધાન્ય છે એ સત્ય છે; કિન્તુ નારીપ્રકૃતિ ધર્મ-પ્રવણ હોવા છતાં કોઇ નારી બુદ્ધ, ઇશુ કે મહમ્મદનું સ્થાન મેળવી શકી નથી. માત્ર એટલું જ નહિ; પરંતુ પુરોહિતનું કામ પણ સકળ દેશોમાં નારીને અર્પણ નહિ થતાં પુરુષોને જ અર્પણ થયેલું છે. નારીની બુદ્ધિ તીક્ષ્ણ, વિચારશક્તિ પ્રખર અને કલ્પના પ્રાણમયી હોવા છતાં નારીની ગંભીર અંતઃપ્રવેશની શક્તિ પુરુષોની તુલનામાં ઓછી જ છે. તો પણ તેના ગંભીર અંતઃપ્રવેશના માર્ગમાં ઘણો અંતરાય છે એ ખરું છે. જેમને નિરંતર અસંખ્ય સામાન્ય ગૃહકાર્યોમાં અને બાળકોનું પ્રતિપાલન કરવામાં નિયુક્ત રહેવું પડે છે તેમને માટે ગંભીર અંતઃપ્રવેશનો અભ્યાસ થવો એ ઘણું કઠિન કાર્ય છે. પુરુષને સુયોગ તેમજ સગવડતા ઘણી હોય છે તથા એથી જ એકનું પ્રાધાન્ય અને બીજાની અશક્તિ સ્વાભાવિક થઇ પડી છે. નારીપ્રકૃતિની બીજી એક વિશેષતા વાત્સલ્ય ભાવ છે. નારીની પ્રત્યેક નસમાં એ ભાવ હોય છે. દયા, સ્નેહ, વાત્સલ્ય, નિઃસ્વાર્થતા, પરોપકાર, આતિથ્ય એ સઘળા નારીના પ્રકૃતિસિદ્ધ સદ્‌ગુણો છે. શિક્ષણદ્વારા સઘળા સ્વાભાવિક ભાવોનો વિકાસ થઇ શકે છે, અગર તો શિક્ષણના દોષથી તેની વિકૃતિ પણ થાય છે. નારીજાતિની દુર્બળતા અને ત્રુટી કુશિક્ષણનું પરિણામ છે એમાં કશો સંદેહ નથી. ભીરૂતા, દુર્બળતા, ક્ષુદ્રતા, પ્રશંસાપ્રિયતા વસ્ત્રાલંકારપ્રિયતા સ્ત્રીજાતિના કુશિક્ષણનું જં પરિણામ છે. સ્ત્રીજાતિના શિક્ષણ સંબંધીનો વિચાર કરવા જતાં પહેલાં સ્ત્રીપ્રકૃતિનો વિચાર કરવાની જરૂર છે; કિન્તુ નરનારીનું પ્રકૃતિગત પાર્થક્ય ગમે એટલું હોય તો પણ ઉચ્ચ પ્રકારના જ્ઞાન અને ધર્મશિક્ષણમાં નરનારીનો ભેદ રહેતો નથી. નારીની પ્રકૃતિના ફર્કનો ઉલ્લેખ કરીને જેઓ તેના ઉન્નત શિક્ષણની જરૂરીઆતનો અ-

સ્વીકાર કરે છે તેઓ મ્હોટી ગંભીર ભૂલ કરે છે. સામાન્ય કાર્યોના સામાન્ય વિષયોમાં જેમને નિરંતર નિયુક્ત રહેવું પડે છે તેમના ચિત્તને ઉન્નત બનાવવાને માટે ઉચ્ચ શિક્ષણની જરૂર છે જ. કોઇ કોઈ તો બાર વર્ષની ઉમરમાં જ બાળિકા વિદ્યાલયનું શિક્ષણ સર્વાંશે મેળવી શકાય છે એમ ધારે છે; પરંતુ હું એ વાતને તદ્દન અસંભવિત સમજું છું. શિક્ષણના આદર્શને એવો ક્ષુદ્ર કરવાને હું તૈયાર નથી. નરનારીમાં સ્વાભાવિક વિષમતા હોવા છતાં સ્ત્રીશિક્ષણની અમુક સીમા બાંધી શકાય એમ હું ધારતી નથી. પ્રકૃતિની વિરુદ્ધ મનુષ્યની ઇચ્છા અને પ્રયત્નો કદાપિ વિજયી થઇ શકતા નથી. જે સ્ત્રીને માટે નથી તે સ્ત્રી પોતે પણ કદાપિ નહિ કરે. જીવનસંગ્રામમાં દુર્બળ છું કહીને સ્ત્રી કોઇની કૃપા મેળવવાને શક્તિવતી થશે નહિ. જીવનસંગ્રામમાં જો સ્ત્રી આ ક્ષેત્રમાં પુરુષોની બરાબરીમાં નહિ ઉતરી શકે તો તે દૂર ખસી જશે. જે વ્યક્તિ જે કાર્યને માટે યોગ્ય નથી તે વ્યક્તિને તે કાર્ય કદાપિ સોંપવામાં આવતું નથી. જોન સ્ટુઅર્ટ મિલે કહ્યું છે કે:–" One thing we may be certain of that what is contrary to woman's nature to do they never will be made to do simply giving their nature free play." અર્થાત્ " અમે ખાત્રીપૂર્વક એક વાત કહી શકીએ છીએ કે, નારીપ્રકૃતિને પૂર્ણ સ્વાધીનતા આપવામાં આવતાં કોઇ પણ રીતે તેને તેની પ્રકૃતિથી પ્રતિકુલગામિની કરી શકીશું નહિ."

નારીની જ્ઞાનોન્નતિનો માર્ગ આજ સુધી બંધ હતો; પરંતુ એ માર્ગ હવે ખુલ્લો થયો છે. સ્ત્રીઓ વિશ્વવિદ્યાલયની પરીક્ષા આપવાને નાલાયક છે એમ હવે કોણ કહી શકશે ? સ્ત્રી જાતિએ ધીમે

ધીમે શિક્ષણના વિષયમાં પુરુષ કરતાં પણ પોતાની વિશેષ યોગ્યતા દર્શાવવા માંડી છે. નારીના શિક્ષણની સીમા નક્કી કરવાની શક્તિ કોનામાં છે ? સમાજ પુરુષના ઉપર નારીનો સઘળો ભાર નાખવાને તૈયાર છે; પરંતુ નારી પોતાનો ભાર પોતે ઉપાડી લે એ માટે તે નારાજ છે.

बाल्ये पितृवशे तिष्ठेत् पाणिग्राहस्य यौवने ।
रक्षन्ति स्थविरे पुत्राः न स्त्रीस्वातन्त्र्यमर्हति ॥

સ્ત્રી બાલ્યાવસ્થામાં પિતાને વશ રહેશે, યૌવનમાં પતિને વશ રહેશે, વૃદ્ધાવસ્થામાં પુત્રો તેનું રક્ષણ કરશે. નારી સ્વાધીન રહી શકશે નહિ.

માત્ર શારીરિક બળ જ શું આત્મરક્ષણનો ઉપાય છે ? સીતા દેવી કયા બળથી પ્રચંડ બળશાળી રાક્ષસપતિ રાવણના જુલ્મથી આત્મરક્ષણ કરી શકી હતી ?

अरक्षिता गृहे रुद्धा पुरुषैराप्तकारिभिः ।
आत्मानमात्मना यास्तु रक्षेयुस्ताः सुरक्षिताः ॥

વિશ્વાસપાત્ર અને આજ્ઞાધીન નોકરોની સંભાળમાં સ્ત્રીઓ ઘરમાં પૂરાયલી હોય છે તો પણ તેઓ અરક્ષિતા છે. જેઓ પોતાની જાતનું પોતે જ રક્ષણ કરી શકે છે તેઓ જ સુરક્ષિતા છે.

ચરિત્રનું બળ જ નારીનું બળ છે. પોતાને જાણવું એજ જ્ઞાન-પ્રાપ્તિનું શ્રેષ્ઠ ફળ છે.

વર્તમાન સમયમાં રમણીઓ વિશ્વવિદ્યાલયની પરીક્ષાઓ આપે છે ખરી; પરંતુ એ શિક્ષણમાં ઘણો અભાવ તેમજ ઓછાપણું છે. આ ભાષણમાં એ સંબંધીની ચર્ચા અસ્થાને થઇ પડે તેમ છે. વિદ્યા-

શિક્ષણ મેળવવાને માટે ત્યાં જેટલો સમય અને શક્તિ જાય છે એટલું સુફળ આવતું નથી. બાળિકાઓને માટે અન્ય પ્રકારના શિક્ષણની વ્યવસ્થા કરવામાં આવે તો તેથી વિશેષ સારું પરિણામ આવવાની આશા રહે છે. જે શિક્ષણ નારીજીવનની સફળતા પ્રાપ્ત કરવાને માટે ઉપયોગી થઇ પડે એજ ખરું સ્રીશિક્ષણ છે. સ્રીઓને માટે બે પ્રકારના શિક્ષણની જરૂર છે. (૧) સાધારણ, અને (૨) ઉચ્ચ. જેટલું શિક્ષણ મેળવ્યા વિના જીવનનાં સાધારણ કર્ત્તવ્યો સારી રીતે ન બજાવી શકાય એજ સાધારણ શિક્ષણનો ઉદ્દેશ થઇ શકે છે. બીજું ઉચ્ચ શિક્ષણ છે. સુયોગ અને યોગ્યતા અનુસાર સ્રીઓએ ઉચ્ચ શિક્ષણ મેળવવું જોઇએ. આપણા દેશમાં બાળલગ્નના રીવાજથી ઘણી ખરી બાળિકાઓ ઉચ્ચ શિક્ષણ મેળવી શકતી નથી. માટે એમને થોડા સમયમાં આવશ્યક શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવી જોઇએ. સાધારણ શિક્ષણ વ્યવસ્થાથી ઉત્તમ પ્રકારે માતૃભાષાનું શિક્ષણ, અંક, ભૂગોળ, સ્વદેશનો ઇતિહાસ, સ્વાસ્થ્યતત્વ, વિજ્ઞાન, શિલ્પ તથા સંગીત વિદ્યાનું શિક્ષણ આપવાની યોજના કરવી જોઇએ.

ઇંગ્રેજી ભાષા, ઉચ્ચ ગણિત, ઇતિહાસ, વિજ્ઞાન, દર્શન તથા સંસ્કૃતાદિમાં નિપુણતા મેળવવી એ ઉચ્ચ શિક્ષણ છે.

**સામાજિક શિક્ષણઃ**—સામાજિક ગૃહસ્થધર્મ તથા બાળઉછેર એ સ્રીજાતિનાં બે મુખ્ય કર્ત્તવ્ય છે. આ બન્ને કર્ત્તવ્યને યોગ્યરૂપે અમલમાં મૂકવાને માટે સ્રીઓએ ઘણું શિક્ષણ મેળવવાનું છે. સઘળા વિષયોમાં સાધારણ જ્ઞાન નથી હોતું તો ગૃહિણી તરીકેનું કર્ત્તવ્ય બજાવી શકાતું નથી. તે સિવાય પ્રત્યેક સ્રીએ પતિના કાર્યમાં યથાશક્તિ સહાયતા કરવી જોઇએ. પુરુષ બ્હારનાં કાર્યો કરી થાકી જઇને ઘેર આવે ત્યારે સ્રીએ તેને વિશ્રાંતિ આપી ઘરનું કામકાજ

ઉપાડી લેવું જોઇએ. જે સ્ત્રી ગૃહકાર્યનો ભાર પણ પોતાના પતિ પર મૂકે છે તે તદ્દન મૂર્ખ છે. પુરુષોને માટે ઘર શાન્તિ તેમજ આરામનું સ્થાન થઇ રહેવું જોઇએ. બીજી તરફ જોવા જતાં સ્ત્રીને માથે કમાણીનો ભાર પણ પુરુષે મૂકવો જોઇએ નહિ. એ એક પ્રકારનો અત્યાચાર છે. આ સંબંધી જોન સ્ટુઅર્ટ મીલે કહ્યું છે કેઃ—

"If in addition to the physical suffering of bearing children, and the whole resposibility of their care and education in early years the wife undertakes the careful and economical application of the husband's earnings to the general comfort of the family, she takes not only her fair share, but usually the larger share of the bodily and mental exertion required by their joint existence. If she undertakes any additional portion it seldom relieves her from this but only prevents her from performing of it properly."

*Subjeetiou of women*

અર્થાત્ સ્ત્રીઓ સંતાનોને ગર્ભમાં ધારણ કરવાનો શારીરિક ક્લેશ, તથા તેમને ઉછેરવાનો સઘળો ભાર ઉપાડી લે છે; તે સિવાય પતિની કમાણીનું દ્રવ્ય સાવધાનતા અને વિચક્ષણતાની સાથે ખરચીને સાંસારિક અભાવોને દૂર કરી ગૃહની સુખસ્વચ્છંદતામાં વૃદ્ધિ કરે છે. આથી તેમણે દામ્પત્ય જીવનમાં ગૃહધર્મ પાળવાનો શારીરિક અને માનસિક શ્રમનો ભાર યોગ્યરૂપે જ ઉપાડી લીધો છે. યોગ્યરૂપ ને બદલે ગંભીર ભાર ઉપાડી લીધો છે એમ કહેવું જ વિશેષ ઉચિત છે. આ

ઉપરાંત તેમના ઉપર જો બીજો કશો ભાર મૂકવામાં આવશે તો તેઓ આ સઘળાં કર્તવ્યોની જવાબદારીમાંથી કદાપિ મુક્ત થઇ શકશે નહિ. ઉલટું એથી પરિણામે તેઓ આ સઘળાં કર્તવ્યોને યોગ્યતાથી પાળવાને અશક્ત થશે.

સ્ત્રીઓ બાળકોને ઉછેરવાની સાથે દ્રવ્ય પેદા કરવાનું કામ કરી શકતી નથી. પ્રકૃતિએ સ્ત્રીને એટલી બધી શક્તિવતી બનાવી નથી. જો ઘરમાં બેસી સ્ત્રી કદાચ થોડા ઘણા પૈસા અવકાશના સમયે કોઇ સારું કામ કરીને મેળવી શકતી હોય તો તેને માટે વાંધો નથી; પરંતુ ગમે તે કારણથી સ્ત્રીએ વધારે વખતને માટે ગૃહનો ત્યાગ કરી બ્હાર જવું ઉચિત નથી.

વિચારકાર્યમાં જ્યારે પતિને સહાયતા કરવાની જરૂર પડે છે ત્યારે અજ્ઞાની પત્નીથી પતિને કોઇ પણ પ્રકારની સહાયતા મળતી નથી.

**સહજ વિજ્ઞાનઃ**—દરેક સ્ત્રીને સહજ વિજ્ઞાન અર્થાત્ પ્રાકૃતિક જગતના સઘળા સ્થૂળ નિયમોનું શિક્ષણ આપવું જોઇએ. એ સાથે સ્વાસ્થ્ય વિજ્ઞાનનું પણ શિક્ષણ આપવું જોઇએ.

**શિલ્પઃ**—સૂચિશિલ્પ, ચિત્રવિદ્યા વગેરે બાળિકાઓએ ખાસ શીખવાના વિષય છે. એથી ઘરના ખરચને ઓછું કરી શકાય છે અને લક્ષ્મીની પ્રાપ્તિ પણ કરી શકાય છે. એ સિવાય શિશુઓને શિક્ષણ આપતી વખતે ચિત્રવિદ્યાના સામાન્ય જ્ઞાનની જરૂર પડે છે. તેમને પોતાને હાથે વિવિધ પ્રાણી અને વિવિધ પદાર્થોનાં ચિત્રો ચીતરી બતાવવાં જોઇએ.

**ગીતવાદ્યઃ**—બાળિકાઓને માટે ગીતવાદ્યના શિક્ષણની પણ ઘણી જરૂર છે. વર્તમાન સમયમાં આપણા દેશનો જીવનસંગ્રામ ઘણો કઠોર છે. એ કઠોર જીવનસંગ્રામમાં જો સ્ત્રી ગીતવાદ્યથી

આત્મીય જનોના ચિત્તને આનંદ આપતી નથી તો એ કઠોર જીવન-સંગ્રામ વિશેષ કઠોર થાય છે.

પૂર્વે હિંદુઓનો જીવનસંગ્રામ આવો કઠોર નહોતો. સહુ કોઈ શાન્તિ તેમજ આનંદમાં પોતાનું જીવન પસાર કરતું હતું. એ સમયે મનની પરિતૃપ્તિને માટે આવા ગીતવાદ્યની આવશ્યકતા નહોતી; પરંતુ વર્ત્તમાન સમયમાં જો બાળિકાઓ આ વિષયનું શિક્ષણ મેળવતી નથી તો તેમનો સંસાર દુઃખમય થાય છે. કવિતા તથા ગીતવાદ્યનું શિક્ષણ પણ બાળિકાઓએ પોતાની બાલ્યાવસ્થામાં જ મેળવવું જોઇએ. સંગીતથી સહુનું ચિત્ત આકર્ષાય છે. વિશેષતઃ કિન્ડરગાર્ટનની શિક્ષા પદ્ધતિમાં સંગીતની સહાયતા ખાસ કરીને લેવામાં આવે છે. સ્ત્રીજાતિને પણ આ બે પ્રકારનું શિક્ષણ આપવાની ઘણી જરૂર છે. kindergarten શિક્ષણપદ્ધતિએ શિશુશિક્ષણમાં નવયુગ પ્રવર્તાવ્યો છે. આ શિક્ષણપદ્ધતિના મૂળમાં ઘણું ગંભીર સત્ય સમાઇ રહેલું છે. એ સઘળી ભાવના પ્રત્યેક માતૃહૃદયમાં ઉતારવી જ જોઇએ. સંતાનપાલન યા તો બાળઉછેર એ સ્ત્રીજાતિનું સહુથી મ્હોટામાં મ્હોટું કર્ત્તવ્ય છે. સાધારણ શિક્ષણ મેળવી સ્ત્રીઓ કદાપિ આવું મહત્વનું તેમજ ગંભીર કર્ત્તવ્ય પૂરતી યોગ્યતાની સાથે બજાવી શકશે નહિ. આપણે જે દિશા તરફ દૃષ્ટિ કરીએ છીએ તે દિશા તરફ યોગ્ય સ્ત્રીશિક્ષણની આવશ્યકતા જણાય છે. બાળકોને ઉછેરવાનું પૂરતું શિક્ષણ મેળવ્યા વિના કોઇ પણ સ્ત્રી માતા થવાને યોગ્ય ગણાતી નથી.

**રસોઇ, ઘરનું કામકાજ અને સેવાચાકરીઃ**—આ સઘળા વિષયોમાં પણ સ્ત્રીએ દક્ષતા મેળવવાની જરૂર છે. આ સઘળું શિક્ષણ મેળવવાનું ખરું સ્થાન ઘર છે. અભ્યાસથી જ આ સઘળા

વિષયોમાં દક્ષતા મેળવી શકાય છે. વિલાયતમાં આવા વિષયનું શિક્ષણ આપનારાં કેટલાંક વિદ્યાલયો છે; પરંતુ આ વિષયોની વિદ્યા માત્ર મ્હોડે મેળવવાથી જ સાર્થક થતું નથી; એ વિદ્યાને કાર્યરૂપે અમલમાં મૂકવી જોઇએ.

અનેકનો મત એવો છે કે, બાલ્યાવસ્થાથી જે રમણી પુસ્તકો જ વાંચ્યા કરે છે તે ગૃહધર્મનું પ્રતિપાલન કરી શકતી નથી. સ્વાસ્થ્ય તેમજ ગૃહધર્મ તરફ દુર્લક્ષ્ય કરી સ્ત્રીએ બીજું શિક્ષણ મેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ નહિ. કર્ત્તવ્યજીવનમાં વિશેષ યોગ્યતા મેળવવાને માટે જ જ્ઞાનશિક્ષણ છે. પુસ્તકના કીટ થઈ રહેવું એ સ્ત્રી યા તો પુરુષના જીવનનો ઉદ્દેશ નથી. વિદુષી રમણીએ ગૃહસંસારનો ધર્મ પાળવામાં જ નિપુણ થવું જોઇએ. પાશ્ચાત્ય દેશોમાં ઘણી ખરી બાળિકાઓ બોર્ડિંગમાં રહીને જ અભ્યાસ કરે છે. આથી સાંસારિક કાર્યોમાં તેઓ જોઈએ એવી નિપુણતા મેળવી શકતી નથી. આમ છતાં જાપાનમાં બાળિકાઓની શિક્ષણવ્યવસ્થા જૂદી જ જાતની છે. ત્યાં પણ બાળિકાઓના વિદ્યાભ્યાસને માટે બોર્ડિંગો છે. એ બોર્ડિંગોની વ્યવસ્થા તદ્દન જૂદી જાતની છે. ત્યાં બોર્ડિંગોમાં જ બાળિકાઓને ગૃહસંસારનું પણ ઘણું ઉત્તમ શિક્ષણ આપવામાં આવે છે.

જ્ઞાન મેળવવાની ખાસ જરૂર છે એ માટે બે મત છે જ નહિ. પરંતુ દ્રવ્યોપાર્જન કરી શકાય એવું શિક્ષણ સ્ત્રીજાતિને આપવું કે કેમ એ માટે મતભેદ જોવામાં આવે છે; તેથી એ સંબંધી પૂરતી ચર્ચા અને વિચાર થવાની જરૂર છે. જે સ્ત્રીઓ અવિવાહિતા રહે તેમણે દ્રવ્ય પેદા કરી શકાય એવું શિક્ષણ મેળવવું જોઈએ. હમણાં અનેક શિક્ષિતા રમણીઓ શિક્ષિકાનું કામ કરી પોતાના જીવનનો નિર્વાહ કરે છે; કિન્તુ સંખ્યાના થોડાપણાને લીધે આ ક્ષેત્રમાં તેઓ

અભાવ પૂરો કરી શકતી નથી. રમણીનો જીવન-સંગ્રામ અદ્યાપિ કઠોર થયો નથી. વર્ત્તમાન સમયમાં સ્ત્રીઓ પણ થોડી થોડી રકમ પેદા કરી શકે તેમ છે. જો અવકાશ મળતો હોય તો ઘરમાં રહીને સ્ત્રીએ કોઇ સારા કામથી પૈસા કમાવા એમાં કાંઈ હરકત નથી. એ માટે સ્ત્રીઓએ ભરત-ગુંથણનું શિક્ષણ પોતાની બાલ્યાવસ્થાથી મેળવ્યું હોય છે તો તે ભવિષ્યમાં તેમને ઘણું ઉપયોગી થઇ પડે છે.

**વિધવાઓની કમાઇઃ**—આજકાલ નિરાધાર હિંદુ વિધવાઓ પોતાનું જીવન ઘણા દુઃખમાં પસાર કરે છે. કેટલીક સાધારણ કુળની વિધવાઓ તો કોઇ ગૃહસ્થને ત્યાં રસોઇનું કામકાજ કરીને પોતાના જીવનનો નિર્વાહ કરે છે; પરંતુ જો બાલ્યાવસ્થાથી તેમને સારું શિક્ષણ મળેલું હોય છે તો તેઓ આ કરતાં વિશેષ કમાણીવાળાં અને ઉન્નતિજનક કાર્યો કરી શકે છે. પરંતુ સમાજ એ તરફ ક્યાં લક્ષ્ય આપે છે ? જ્યાં સુધી સ્ત્રીજાતિને એક મુઠી અનાજને માટે અન્ય વ્યક્તિના મ્હોં તરફ જોઇ રહેવું પડશે ત્યાં સુધી તેના દુઃખની સીમા રહેશે નહિ. વિધવાઓ નિરાધાર અને દુઃખી રહે એ સમાજને માટે એક કલંક જ ગણી શકાય. હિંદુ વિધવાઓ કેવી રીતે પોતાનું દુઃખી જીવન પસાર કરે છે એ પ્રકાર કોઇથી અજાણ્યો નથી. જેઓ નિરાધાર છે તેમને બાદ કરતાં જે વિધવાઓ શ્વસુરપક્ષમાં કિંવા પિયરમાં વૈધવ્યજીવન પસાર કરે છે તેમની વ્યવસ્થા કેવા પ્રકારની છે ? વિધવાઓને દાસીના કરતાં પણ વધારે મહેનત કરવી પડે છે. તેમનું સમાજ અપમાન કરે છે ! કોઇ શુભ પ્રસંગે તેમની હાજરી અમંગળજનક ગણાય છે. વિધવાઓ વિશેષ શ્રમ સહન કરે એની હું વિરોધી નથી; કેમ કે શ્રમ કરવાથી તો ઉલટું કલ્યાણ જ થાય છે. આળસના કરતાં શ્રમ કલ્યાણકર છે, વિલા-

સના કરતાં વૈરાગ્ય કલ્યાણકર છે અને પ્રભુતા કરતાં સેવા કલ્યાણકર છે. વિધવાઓ પાર્થિવ ભોગવિલાસ, સુખ સૌભાગ્ય નહિ ભોગવે; પરંતુ તેમના તરફ અપમાનથી શા માટે જોવું જોઇએ ? પ્રત્યેક ગૃહસ્થના ઘરમાં વિધવાઓનું આસન અને સંમાન સર્વોપરી હોવું જોઇએ. તેમ હોય તો જ તેમના દુઃખિત હૃદયને થોડી ઘણી શાન્તિ મળે. તેઓ વિશેષ મહેનત કરે, વૈરાગ્યને અનુસરતું આચરણ આચરે તો હરકત નથી; પરંતુ તેમના પ્રત્યે સંમાન રહેવાની ઘણી જ જરૂર છે.

શિક્ષિતા રમણી ભાગ્યદોષથી વિધવા થાય છે તો તેને પોતાનો નિર્વાહ કરવાને માટે તથા પોતાનાં બાળકોનું પ્રતિપાલન કરવાને માટે બીજાના મ્હોં તરફ જોઇ રહેવું પડતું નથી. આ કાંઇ શિક્ષણનું સામાન્ય ફળ નથી. કેટલી સુખી સ્ત્રીઓ પતિના અકાળ મૃત્યુથી ભીષણ દુઃખસાગરમાં ડુબી જાય છે તેની કલ્પના કરી શકાય તેમ નથી. જો ગૃહિણી સુશિક્ષિતા હોય તો કદાપિ આવી શોચનીય સ્થિતિ જોવાના પ્રસંગો આવે નહિ. ઘણી ખરી વખતે રમણીઓની અજ્ઞાનતાને લીધે તેમની સંપત્તિ લુચ્ચા દગાબાજ માણસોના હાથમાં જાય છે. એ રમણીઓ પોતાનાં સંતાનોને પણ સુયોગ્ય કેળવણી આપી શકતી નથી–તેમના કુટુંબની પણ ઘણી દુર્દશા થાય છે. શિક્ષિતા સધવા, વિધવા યા તો કુમારિકા સ્ત્રી આત્મરક્ષણ કરવાને સમર્થ થાય છે.

વર્તમાન સમયમાં અમેરિકન અને યૂરોપીય સ્ત્રીઓ જે જ્ઞાનસ્પૃહા, આશ્ચર્યજનક કાર્યકુશળતા, પ્રબળ પરોપકારિતા વગેરે સદ્ગુણોનો પરિચય કરાવે છે તેથી સમગ્ર સ્ત્રીજાતિના ગૌરવમાં વધારો થયો છે. એ દેશોમાં પણ અડધા સૈકા પહેલાં સ્ત્રીશિક્ષણ જોઇએ એટલા પ્રમાણમાં નહોતું. ઘણો વાદવિવાદ થયા પછીથી જ સ્ત્રીશિક્ષણનું દ્વાર ખુલે છે. વિલાયતમાં થોડાં વર્ષોથી જ

સ્ત્રીજાતિને માટે ઉંચી કેળવણીની વ્યવસ્થા થઇ છે. પ્રથમ ઈ. સ. ૧૮૬૯ માં Hitchin ( હિચિન ) શહેરમાં Girton College ( ગિર્ટન કૉલેજ )ની સ્થાપના થઇ છે. ત્યાર પછી થોડા જ કાળમાં ચારે તરફ અસંખ્ય વિદ્યાલયો અને મહાવિદ્યાલયોની સ્થાપના થઇ છે. અત્રે તેનાં કેટલાંક નામોનો ઉલ્લેખ કરવામાં આવે છે.

ઑક્સફર્ડમાં ઈ. સ. ૧૮૭૯ માં Somervelle College સ્થપાઇ.
,, ,, Lady Margaret Hall સ્થપાયો.
,, ૧૮૮૬ માં St. Hugh's Hall. સ્થપાયો.
ઑક્સફર્ડમાં ઇ૦ સ૦ ૧૮૯૩માં St. Hilda's Hall સ્થપાયો.
કેમ્બ્રિજમાં ઇ૦ સ૦ ૧૮૭૩ માં Girton College સ્થપાઇ.
,, ઇ૦ સ૦ ૧૮૮૦ માં Nownham College સ્થપાઇ.
લંડનમાં ઇ૦ સ૦ ૧૮૪૮ માં Queen's College સ્થપાઇ.
,, ઇ૦ સ૦ ૧૮૪૯ માં Bedford College સ્થપાઇ.
,, ઇ૦ સ૦ ૧૮૮૨ માં Westfield College સ્થપાઇ.

આ સિવાય સ્કૉટલૅન્ડની સ્ત્રીઓને માટે કેટલાંક ઉંચી કેળવણીના વિદ્યાલયો સ્થાપિત થયાં છે. આ ઉપરથી વિદેશી સ્ત્રીઓના અભ્યાસની કેટલી બધી સગવડો વર્તમાન સમયે થઇ છે અને થાય છે તે માલૂમ પડી આવશે. વળી આટલા થોડા સમયમાં આંગ્લ રમણીઓએ તેમના વિદ્યાભ્યાસનો જે પારચય કરાવ્યો છે તેથી આશ્ચર્ય ઉપજ્યા સિવાય રહેતું નથી. તેમની વિદ્યાપ્રીતિ અતિ પ્રસંશાપાત્ર છે. એ વિદ્યાવિલાસિની રમણીઓથી જ આંગ્લ સમાજની અતિ ઉન્નતિ થઇ છે. કેટલીક વિદેશી રમણીઓ સુયોગ્ય વિદ્યાભ્યાસ કરીને હમણાં સ્કુલબોર્ડના સભ્યપદને શોભાવે છે. મ્હોટાં મ્હોટાં કારખાનાંઓ ચલાવી દેશીય વ્યાપારને ખીલવે છે.

સ્વાસ્થ્ય ઇન્સ્પેક્ટર-પરીક્ષકનું કામ કરે છે. પોષ્ટખાતામાં અને તાર-ખાતામાં ઉંચી જગ્યાએ કામ કરે છે. વર્તમાનપત્રોના સંપાદકનું કામ કરે છે તેમજ ગ્રંથકર્ત્રીનું ગૌરવપૂર્ણ કાર્ય સુદ્ધાં તેઓ કરે છે.

વિદેશી સ્ત્રીઓની આવી અસાધારણ ઉન્નતિ થયેલી જોઇને આપણે નિરાશ બની જવાનું નથી. જે કોઇ મહાન્ કાર્ય કરવાને માટે અગ્રેસર થાય છે તે અન્યની અપાર સાહસિકતા અને વિચક્ષણતા જોઇને જ થાય છે. સરસ્વતી હિંદુઓની પરમપૂજનીયા દેવી છે. કમલાસના દેવી વીણા-પુસ્તક હાથમાં લઇ ભકતની સેવાને સ્વીકારે છે. કયારે આપણી આ પુણ્યભૂમિ ભારતમાં ઘેરઘેર ગૃહિણીઓ દેવી વીણાપાણિની પૂજા કરશે ? જયાં સુધી તન્મયતાથી દેવી સરસ્વતીની ભકિતપૂજા નહિ કરવામાં આવે ત્યાં સુધી સ્વદેશનો ઉદ્ધાર થવાનો નથી જ."

ભાષણ સમાપ્ત થયું. ત્યાર પછી પ્રમુખે થોડો ઉપસંહાર કર્યો અને અરસપરસ આભાર મનાયા બાદ સભા બરખાસ્ત થઇ.

## પ્રકરણ ૧૫ મું.

### ધરપકડ.

મધ્યરાત્રિના સમયે માલતી પાપી કૃષ્ણલાલના પંઝામાંથી મુકત થઇ બ્હાર નીકળી પડી હતી. મુંબાઇ શહેરના રસ્તાઓથી તે સર્વથા અપરિચિત હતી અને કદાચ જો તે શહેરથી પરિચિત હોત તો પણ તે એક હિંદુ અબળા હોવાથી તેમજ પાસે દ્રવ્યનો અભાવ હોવાથી કોઇ પણ સ્થળે તે આશ્રય મેળવી શકે એ સર્વથા અશકય હતું.

ગગનમંડળ મેઘાચ્છન્ન હતું. ક્વચિત્ ક્વચિત્ વૃષ્ટિબિંદુઓ પણ પડતાં હતાં. શુક્લપક્ષની નિશા હોવા છતાં વર્ષાઋતુના અસ્તિત્વને લીધે મેઘમંડળની પ્રબળતા હોવાથી ચંદ્રદેવ બિલ્કુલ દેખાતા નહોતા. થોડા થોડા અંતરે આવેલાં વિજળીની બત્તીનાં ફાનસો અંધકારને ભેદી પ્રકાશનો વિસ્તાર કરવાનો પ્રયત્ન કરતાં હતાં. હૃદયને ધ્રુજાવે એવો શીતળ વાયુ સ્વચ્છંદતાથી વિહરતો હતો. આલીશાન મકાનોમાં નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થયેલું હતું, ક્વચિત્ ક્વચિત્ એકાદ વિકટોરિયા નિર્જન રસ્તા ઉપર થઇ પૂરવેગથી દોડી જતી હતી. ટ્રામના પાટાઓ રસ્તામાં પડેલા સાપ જેવા દેખાતા હતા. ક્વચિત્ બે ચાર દારૂડીઆઓ અરસ્પરસમાં મરજી પડે એવાં અશ્લીલ વાક્યો ઉચ્ચારી લથડતા કુટાતા જતા હતા.

મુક્ત થવાની અધીરતાથી અનાથિની માલતીએ પહેરેલાં વસ્ત્રો ઉપરાંત બીજું એક પણ વસ્ત્ર લીધું નહોતું. બહાર નીકળ્યા પછી પુનઃ પકડાઇ જવાના ભયથી તે બે આંખો મેંચી જાય એ તરફ ઘણી ઝડપથી જવા લાગી. આવી રીતે અવિશ્રાંત ભાવથી અડધા કલાક સુધી ચાલી તે ચરનીરોડ ટ્રામ્વે જંકશન આગળ જઇ પહોંચી. ત્યાં આગળ એક કૉન્સ્ટેબલ પહેરો ભરતો હતો. એ કૉન્સ્ટેબલ મુસલ્માન હતો. આવી ગંભીર રાત્રે એક યુવતીને એકલી રસ્તે જતી જોઇ, શંકા ઉપજવાથી તેણે પૂછ્યું:—" કોન હય ? "

આ પ્રશ્ન સાંભળી માલતી ચમકી ઉઠી. શો ઉત્તર આપવો એ તેને સૂઝયું નહિ. તે દિંગ્મૂઢ બની જઇ ઉભી રહી. તેનું શરીર ભયની ભાવનાથી અને શીતની વિશેષતાથી કંપતું હતું. કૉન્સ્ટેબલનો સંદેહ વૃદ્ધિંગત થયો. તેણે માલતી પાસે જઇ ફરીથી પૂછ્યું:—" કોન હય ? ઇતની રાતકો કિધર જાતી હય ? "

મનમાં સાહસ એકઠું કરી આ વખતે માલતીએ કહ્યું:—"ભાઇ! હું એક અભાગિની અબળા છું. એક પાપીના પંઝામાં ફસાઇ છેવટે આવી ગંભીર રાત્રે મુશ્કેલીથી હું મુક્તિ મેળવી શકી છું."

માલતીના ચારિત્ર્ય માટે કૉન્સ્ટેબલનું મન શંકાશીલ બન્યું. તેણે વિશેષ ચોકસાઇ કરવાના હેતુથી પૂછ્યું:—"તુમ કિધર રહતી હો?"

માલતીએ ગદ્‌ગદ કંઠે કહ્યું:—"ભાઈ! આ મુંબાઇ શહેરથી હું તદ્દન અજાણી છું. એક પાપી બદમાશ મ્હને ફસાવી અત્રે ઉપાડી લાવ્યો હતો; પરંતુ ઇશ્વરની કૃપાથી હું મ્હારા ધર્મનું રક્ષણ કરી શકી છું. આ શહેરમાં મ્હારું કોઇ ઠેકાણું નથી."

આ શબ્દો સાંભળવામાં આવતાં એ પ્રૌઢ વયના કૉન્સ્ટેબલના અંતરમાં દયાભાવ ઉપજ્યો. સાધારણ રીતે પોલિસખાતાના નોકરો અને અધિકારીઓ કડક સ્વભાવના હોય છે; પરંતુ આ કૉન્સ્ટેબલ એ નિયમને અપવાદરૂપ હતો. તેના જીવન ઉપરથી દુ:ખની ઘણી ઋતુઓ પસાર થઇ ગઈ હતી. વળી માલતીનો મુખભાવ જ તેની નિર્દોષતા અને દીનતા સ્પષ્ટતાથી દર્શાવતો હતો. કૉન્સ્ટેબલે કિંચિત્ નમ્ર સ્વરે કહ્યું:–"બાઇ! હું ગુજરાતી સારી રીતે બોલી જાણું છું અને સમજી પણ શકું છું. તું જો ત્હારી સઘળી ખરી હકીકત મ્હને કહી સંભળાવીશ તો હું મ્હારાથી બની શકે એટલી મદદ તને અવશ્ય કરીશ; પરંતુ મ્હારી આગળ તું જો એક પણ અસત્ય શબ્દનો ઉચ્ચાર કરીશ તો ત્હારે માટે તેનું પરિણામ સારું નહિ આવે."

માલતીનો ભય ઘણા અંશે દૂર થઇ ગયો. તેણે પૂર્વવત્ સ્વરે કહ્યું:–"ભાઈ! મ્હારી કર્મકથા બહુ લાંબી છે. આ સ્થળે એ વાત કહેવાનો હું આરંભ કરું તો પ્રભાતકાળ થતાં સુધીમાં પણ તેનો અંત આવે તેમ નથી. જો તમે કૃપા કરી મ્હને કોઇ નિર્ભય

સ્થળે લઇ જશો તો હું જે કાંઈ બન્યું છે તે અથેતિ તમને કહી સંભ-ળાવીશ; પરંતુ તે પૂર્વે હું તમને એક વાર્તા કહેવાની જરૂર ધારું છું. હમણાં હમણાં મ્હારા શિર ઉપર એવાં કેટલાંક સંકટો આવી ગયાં છે કે, હું કોઈ પણ અજાણ્યા માણુસ ઉપર વિશ્વાસ મૂકી શકું તેમ નથી. મ્હારા આવા સ્પષ્ટ શબ્દોથી તમે માઠું લગાડશો નહિ. દાવાનળમાં સપડાયલું મનુષ્ય ચોતરફ ભયંકર અગ્નિજ્વાળા સિવાય બીજું કાંઇ જોઇ શકતું નથી એ સૂત્રાનુસાર તમે મ્હારી સ્થિતિનો વિચાર કરશો."

માલતીનાં આ વચનોએ કૉન્સ્ટેબલ મુબારકઅલીના મન ઉપર ઘણી સારી અસર કરી. તેનો સઘળો સંદેહ દૂર થઈ ગયો. તેણે કહ્યું:-"બ્હેન! તું મ્હારો લેશ પણ ભય રાખીશ નહિ. દુનિયામાં જો સઘળાં માણસોને ખુદાએ સમાન સ્વભાવનાં બનાવ્યાં હોત તો ધર્મ, અધર્મ, પાપ પુણ્ય વગેરે ઓળખી શકાત નહિ. તું મ્હારી બેટી બરાબર છે. વળી તું જ્યારે ત્હારી કર્મકથા ઘણી લાંબી હોવાનું જણાવે છે ત્યારે પછી તે હું તને હમણાં જ કહેવાનો દુરા-ગ્રહ કરતો નથી; છતાં જે પાપી શયતાને ત્હારા ઉપર જુલ્મ ગુજાર્યો છે તેને ગિરફ્તાર કરવો એ મ્હારું કર્ત્તવ્ય છે. જો તને હરકત ન હોય તો તું મ્હારી સાથે આવી એ દુષ્ટનું રહેઠાણ મ્હને બતાવ."

માલતીએ કહ્યું:-"જમાદાર સાહેબ! તમે મ્હારાથી અન્ય જાતિના હોવા છતાં મ્હારા તરફ જે સહૃદયતા અને સજ્જનતા દર્શાવો છો તે માટે અંતઃકરણપૂર્વક હું તમારો ઉપકાર માનું છું. તમે મ્હારા પિતા તુલ્ય છો. એ દુષ્ટ નરાધમનું તમે મ્હને રહેઠાણ બતાવવા કહો છો; પરંતુ તેની પાસે ઉપસ્થિત થવામાં મ્હને ઘણો ભય લાગે છે. વળી એ બદમાશને પકડી ન્યાયદેવતાને સ્વાધીન

ફરવા જતાં હું સર્વ પ્રકારે નિષ્કલંક હોવા છતાં મ્હારા કપાળમાં કલંકનો ખોટો ડાઘ લાગે તેમ છે. તમે જ્યારે મ્હારી સઘળી હકીકત સાંભળશો ત્યારે તમને મ્હારા આ શબ્દોની સત્યતા સમજાશે.”

મુબારકે કહ્યું:–“ બ્હેન ! અસત્ય કલંકના ભયથી એક બદમાશ શયતાનને કાયદાની ચુંગાલમાંથી છટકી જવા દેવો એ કોઇ પણ રીતે ઉચિત નથી. ઉલટું ન્યાયમંદિરમાં એ પાપીનું પાપ પ્રકટ થશે એટલે ત્હારી નિર્દોષતા સપ્રમાણ સિદ્ધ થશે.”

માલતી:—તમારી સલાહ પ્રમાણે વર્તવું એ હું મ્હારું કર્ત્તવ્ય સમજું છું. પરંતુ જો દૈવયોગે કિંવા મ્હારા દુર્ભાગ્યે સત્ય છુપાયલું રહેશે તો આ દુનિયામાં હું કોઇને મ્હારું મ્હોં બતાવી શકીશ નહિ; આત્મહત્યા સિવાય બીજી કોઇ રીતે હું શાન્તિ મેળવી શકીશ નહિ.

મુબારકઃ—તું સર્વાંશે નિર્ભય રહી ખુદા ઉપર વિશ્વાસ રાખ. દુષ્ટને ગિરફ્તાર કરી કાચી કેદમાં મોકલી આપ્યા પછી તું નિશ્ચિંતતાથી રહી શકે-તને કોઇ પણ પ્રકારનું દુઃખ ન પડે એવો હું પ્રયત્ન કરીશ. ઠીક, હવે કહે જોઇએ કે, એ બદમાશ કયાં રહે છે ?

માલતીઃ—ગિરગામ બૅક રોડ ઉપર. એટલું જ ઠેકાણું હું જાણું છું. હમણાં હું ત્યાંથી આવેલી હોવા છતાં ગભરાટને લીધે પાછી એ રસ્તાને ઓળખી શકું તેમ નથી.

મુબારકે ક્ષણ કાળ સુધી સ્વગત કાંઈ વિચાર કર્યા પછી પૂછયું: “ જો તને ગિરગામ બૅક રોડના રસ્તા ઉપર લઇ જવામાં આવે તો એ શયતાનનું રહેઠાણ અમને બતાવી શકે ખરી કે ?”

માલતી:—હા, તેણે રતિવલ્લભ શર્મા, રાજવૈદના નામનું પાટીઉં પોતાના દવાખાના ઉપર લગાવેલું છે.

મુબારકે આશ્ચર્યચકિત બની જઈ પૂછ્યું:–" શું એ રાજવૈદ છે ? ઘણી અજાયબીની વાત ! "

માલતી:—અરે! એ તો મ્હને છેતરવા અને પોતાનાં પાપોને છુપાવવા તેણે એ બનાવટી નામ ધારણ કર્યું છે. બનાવટી નામ ધારણ કરી ઔષધ સંબંધીનું બિલકુલ જ્ઞાન નહિ હોવા છતાં એ બદમાશ ભોળાં માણસોને ભરમાવી પૈસા પડાવે છે. તેનાં પાપ અમાપ છે. પુરુષના વેશમાં એ સાક્ષાત પિશાચ છે. તે વિષય-લંપટ, વ્યસની અને વ્યભિચારી છે. હરિયો નામનો એક તેનો અનુચર હોઈ તે પણ ઘણો બદમાશ છે.

મુબારક:—ત્યારે તો તેને કોઈ પણ પ્રકારે કેદ કરવાની જરૂર છે. આ વખતે વિલંબ કરવો ઉચિત નથી. તમે મ્હારી સાથે ચાલો.

તરતજ કૉન્સ્ટેબલ મુબારકઅલી માલતીની સાથે કૉર્નર ઑફ ગ્રાન્ટરોડ ગયો અને પોતાના પહેરાનો યથોચિત બંદોબસ્ત કરી તે એક ભાડાની વિક્ટોરિયામાં માલતી સાથે બેસી પોલિસ-સ્ટેશન ઉપર ગયો. ત્યાં સબ પોલિસ ઈન્સ્પેક્ટરને મળી તેમને સંક્ષેપમાં સઘળી હકીકત સમજાવી, બીજા બે કૉન્સ્ટેબલોને મદદ માટે સાથે રાખી તેણે ગિરગામ બૅકરોડ તરફ વિક્ટોરિયા લઈ જવાની ગાડી-વાનને સૂચના કરી. પા કલાકમાં ગાડી ગિરગામ બૅકરોડ ઉપર જઈ પહોંચી. ત્યાં એક સ્થળે ગાડીવાનને ઉભા રહેવાની સૂચના કરી મુબારક, તેના બે મદદગાર અને માલતી વિક્ટોરિયામાંથી નીચે ઉતરી પડયાં.

પ્રભાતકાળને હવે વિશેષ વિલંબ નહિ હોવાથી તેમજ આકાશની મેઘઘટા ઓછી થવાથી સર્વત્ર આછો પ્રકાશ ફેલાયો હતો. દશ પંદર મિનીટ સુધી તપાસ કર્યા પછી માલતી મુબારકને રતિ-વલ્લભ ઉર્ફે કૃષ્ણલાલનું નિવાસસ્થાન બતાવી શકી. નીચે રસ્તા

ઉપર એ મકાનનો જે ન્હાનો ઓરડો પડતો હતો તેના ઉપર 'વી-સમીસદીના સુવિખ્યાત રાજવૈદ રતિવલ્લભ શર્મા. હરેક રોગને આરોગ્યની શાસ્ત્રીય પ્રદ્ધતિથી મટાડનાર' એવું સાઇનબોર્ડ ટાંગેલું હતું. માલતીએ પોતાની સાથેના કૉન્સ્ટેબલોને એ બોર્ડ પણ બતાવ્યું તથા પાછળના ભાગમાં ઉપર જવાનો દાદર છે એમ પણ તેણે કહી દીધું.

પછી એક કૉન્સ્ટેબલને માલતી પાસે બ્હાર ઉભો રાખી, મુબારક બીજા કૉન્સ્ટેબલને સાથે લઈ પાછળનો દાદર ચઢી ઉપર ગયો. એ વખતે કૃષ્ણલાલ અને હરિયો નિદ્રાધીન થઇ ગયા હતા. આજે માલતી નાશી ગયેલી હોવાથી કૃષ્ણલાલનાં નેત્રોમાં નિદ્રા આવે એવો સંભવ નહોતો; પરંતુ તેણે વિશેષ નશો કરેલો હોવાથી તે હમણાં તંદ્રાધીન થયો હતો. અંદર દીપક સળગતો હોઇ દ્વારને અંદરથી બંધ કરેલું હતું.

મુબારક ચતુર હતો. તેણે મૃદુસ્વરે ગુજરાતીમાં જ કહ્યું:-
"વૈદરાજ! ઓ વૈદરાજ!"

આ સંબોધનનો અંદરથી કાંઈ ઉત્તર મળ્યો નહિ. મુબારકે દ્વારની સાંકળ ખખડાવી ફરીથી ઉપર પ્રમાણે હાંક મારી એટલે હરિયાની નિદ્રાનો ભંગ થયો. તેણે આંખો ચોળતાં ચોળતાં કહ્યું:-
"કોણ છે? આવી મોડી રાત્રે શું કામ છે?"

મુબારકે નમ્ર સ્વરે કહ્યું:-"વૈદરાજ મહાશય! મ્હારી સ્ત્રી એકાએક ગભરાઇ ગઈ છે; તેથી હું આપની મદદ લેવા દોડી આવ્યો છું. જો આપ હમણાંને હમણાં મ્હારી સાથે આવશો તો હું આપને બમણી રકમ વિઝિટ ફી તરીકે આપીશ."

હરિયાએ અંદરથી માથું ખંજવાળતાં ખંજવાળતાં કહ્યું:-
"ભાઇ! અત્યારે વૈદરાજથી બ્હાર આવવાનું બની શકે તેમ નથી. સ્હવારે તમે ગાડી લઇને આવજો."

મુબારકઃ—મહાશય! આ ગરીબ ઉપર દયા કરો. હમણાં મ્હારી સ્ત્રીની સ્થિતિ એવી ભયંકર છે કે સ્હવાર સુધીમાં શું થઈ જશે એ કાંઇ ચોક્કસ નથી. આપ બમણી ફીને બદલે ત્રણગણી ફી લેજો; પણ આ ગરીબને આવા દુઃખના વખતે નિરાશ ન કરો.

હરિયો કૃષ્ણલાલની સોબતથી સ્વભાવતઃ લોભી બની ગયો હતો. ત્રણગણી ફીની વાત સાંભળી તેણે કૃષ્ણલાલને ઢંઢોળી જગાડ્યો અને લક્ષ્મી ચાંલ્લો કરવા આવ્યાની વાત કહી! પ્રથમ તો કૃષ્ણલાલ કોઈ પણ રીતે બ્હાર જવા રાજી થયો નહિ; પરંતુ મુબારકે તેને જ્યારે અત્યારની એક જ વિઝિટના સો રૂપિયા આપવાનું કહ્યું ત્યારે તે બોલ્યોઃ-" ભાઇ! તમે નીચે દુકાનના ઓટલા ઉપર જઇ બેસો. હું હાથ મ્હોં ધોઇ, વસ્ત્રો બદલી, જરૂરી દવાઓ લઈ દશ મિનીટમાંજ ત્યાં આવું છું. સાથે ગાડી લાવ્યા છો?"

"હા જી, આપને પગે ચાલવાની તસ્દી લેવી નહિ પડે. આપની સૂચનાનુસાર હું બ્હાર જઇ બેસું છું. આપ જેમ બને તેમ વહેલા પધારજો. અત્યારની એક ક્ષણ મ્હને એક યુગ જેવી જણાય છે."

"ફિકર ન કરો. હું જલ્દી આવું છું."

પછી પોતે નીચે ઉતરતા હોય એવો ભાવ દર્શાવવા મુબારકે સીડી ઉપર જઇ પગના થોડા ધબકારા કર્યા અને પછી તે દબાતે પગલે બિલકુલ અવાજ ન થાય એવી રીતે પાછો ઉપરના બંધ દ્વાર પાસે જઈ ઉભો રહ્યો. તેની સાથેનો કૉન્સ્ટેબલ પણ ત્યાં જ ઉભો હતો. બે ત્રણ મિનીટ પછી હરિયા અને કૃષ્ણલાલ વચ્ચે ચાલતી વાત તેમના સાંભળવામાં આવી.

કૃષ્ણલાલ બોલ્યોઃ—"હરિયા! આજે બ્હાર જતાં મ્હારા અંતરમાં કોઇ સંકટમાં ફસાઇ પડવાનો સંદેહ ઉપજે છે. માલતી

આપણા પંઝામાંથી છટકી ગઇ છે. તેણે પોલિસખાતામાં ફરિયાદ કરી આપણને ફસાવવાનો પ્રયત્ન તો નહિ કર્યો હોય ?"

હરિયાએ ઉત્તરમાં કહ્યું-" મ્હને તો એ સંભવિત નથી લાગતું. માલતી મુંબાઇ શહેરથી અજાણી છે તેમજ તેનો સ્વભાવ ઘણો બ્હીકણ છે; તેથી મ્હને તો એમજ લાગે છે કે, અહીંથી નાશી જઇને તેણે દરિયામાં ડુબકી મારી હશે ! તમે નિર્ભયતાથી જાઓ. હું અત્રે જ રહું છું." આમ કહી હરિયાએ આત્મરક્ષણનો માર્ગ શોધવા માંડયો.

કૃષ્ણલાલ સંદિગ્ધ ભાવથી બોલ્યોઃ-" ના-ના, બિરાદર ! ત્હારે તો મ્હારી સાથે આવવું જ પડશે. આજે મ્હારું ચિત્ત ઘણું અસ્વસ્થ છે."

નિરુપાયે હરિયાએ કહ્યુંઃ-" ભલે ત્યારે, હું પણ બૅગ ઊંચકી લઇ સાથે આવીશ."

પછી વાતચિત બંધ પડી. મુબારક અને તેનો સાથીદાર એક ખુણામાં અંધકાર હતો ત્યાં છુપાઇ ગયા. તેમણે બન્નેએ પોતાના જમણા હાથમાં ભરેલી રિવૉલ્વર રાખી હતી.

દશ બાર મિનીટ પછી કૃષ્ણલાલે વસ્ત્રો બદલી હરિયા સાથે બ્હાર આવી ઓરડીને તાળું વાસી દીધું. તત્પશ્ચાત્ તેઓ જેવા નીચે ઉતરવા જતા હતા કે, મુબારક અને તેના સાથીદારે તેમની સ્હામે જઇ સત્તાસૂચક સ્વરે કહ્યુંઃ-" તાબે થાઓ-નાસવાનો પ્રયત્ન કરશો તો જીવથી જશો !" પછી બન્ને બદમાશોને સાથે લઇ મુબારક અને તેનો સાથીદાર માલતી પાસે ગયા. બદમાશો તો આ આકસ્મિક બનાવથી ઘણા ભયભીત બની ગયા હતા. માલતી પાસે

જે કોન્સ્ટેબલ ઉભો હતો તેની પાસે બે લોખંડની બેડીઓ હતી. મુબારકની સૂચનાથી તેણે બન્ને બદમાશોના હાથમાં હાથકડીઓ પહેરાવી દીધી. પછી કેદીઓ અને માલતીને સાથે લઇ કોન્સ્ટેબલો પોલિસસ્ટેશન તરફ વિદાય થયા.

## પ્રકરણ ૧૬ મું.

### પાપીયસીનો પ્રેમાનુરાગ !

એક તરફથી કાન્તિપ્રસાદ જેવી રીતે સ્વેચ્છાનુસાર વર્તતો હતો તેવી જ રીતે બીજી તરફથી રમાસુંદરી પણ પિતાને ઘેર રહી પોતાની સ્વાભાવિક પ્રકૃતિ અનુસાર સ્વેચ્છાથી વર્તતી હતી. ઉભય વચ્ચે પૂર્વે પ્રેમનું જે સાધારણ બંધન હતું તે ઉભયના સ્વચ્છંદી વર્તનથી તૂટી ગયું હતું. કાન્તિપ્રસાદની સાથે લગ્ન થતાં પૂર્વે રમાસુંદરી નલિનીકાન્ત નામના યુવક સા પ્રેમમાં પડી હતી. એ પ્રકાર વાચકબંધુઓ જાણે છે. આજે ચિત્ત અસ્વસ્થ હોવાથી બઇ ગુજરી ભૂલી જઇને રમાસુંદરીએ નલિનીકાન્તને નીચે પ્રમાણે એક પત્ર લખ્યો હતો:—

" પ્રિય નલિનીકાન્ત !

મ્હારાથી જે ભૂલ થઇ છે તેનું ભયંકર ફળ હું હમણાં ભોગવું છું તથા આપના તરફ મ્હેં જે અસભ્ય વર્તન ચલાવ્યું છે તે માટે અંતઃકરણપૂર્વક ક્ષમા યાચું છું. આપનું ઉદાર, મહદ્ અને પ્રેમાળ અંતઃકરણ મ્હને અવશ્ય ક્ષમા આપશે એવી દૃઢ આશા છે.

હમણાંના મ્હારા દુઃખદ વખતમાં જો હું આપના જેવા સ્નેહીની સહાનુભૂતિની આશા રાખું તો તે અનુચિત ગણાશે કે ? આજે સ્હાંજે સાત વાગ્યે આપ અવસ્ય મ્હારે ત્યાં પધારજો. વિશેષ વાતચિત રુબરુમાં થશે.

લિ૦ કૃપાકાંક્ષિણી રમાસુંદરી. ”

ઉપરનો પત્ર નલિનીકાન્ત તરફ રવાના કરી સ્હાંજે પાંચ વાગ્યાથી રમાસુંદરી અધીર ચિત્તે તેની રાહ જોયા કરતી હતી. કાન્તિપ્રસાદ તરફ તેનું અંતર ઘણું વિદ્રોહી બની ગયું હતું. મનમાં ને મનમાં તે તેનો ઘણો તિરસ્કાર કરતી હતી. આજે રમાસુંદરીએ ઘણાં મનોહર વસ્ત્રો પહેર્યાં હતાં. આસમાની રંગની રેશમી સાડી તેની દેહલતાના સ્વાભાવિક સૌન્દર્યમાં વધારો કરતી હતી તથા કિરમજી રંગના રેસમી પોલકાના સોનાના આંકડા બન્ને બાજૂથી ખેંચાઇ સ્તનપ્રદેશને મહામુશિબતે છુપાવી રાખતા હોય એમ લાગતું હતું. સાડીનો માથાપરનો ભાગ ખસી ગયો હતો. કૃષ્ણકેશકલાપની વેણી ગુંથેલી હોઇ તેમાંના તેલની સુગંધિથી આખું દિવાનખાનું મઘમઘી રહ્યું હતું.

એક કોચ ઉપર રમાસુંદરી બેઠી હતી. તેનું ચિત્ત ઘણું ચંચળ બની ગયું હતું. તે સ્વગત વિચારવા લાગીઃ–“ અરેરે ! ઉપરથી–બાહ્યદૃષ્ટિથી મનોહર દેખાતા જીવનમાં કેટલી બધી વેદના ભરેલી છે ! ‘સુખ સુખ ’નો પોકાર કરતું મનુંય જીવનયાત્રાએ નીકળે છે તથા પ્રેમતૃષ્ણા શાન્ત કરવા સંસારમાં સંચાર કરે છે; છતાં સંસાર સાક્ષાત મરૂભૂમિ છે એવો અનુભવ થતાં તેને કેવી વેદના થાય છે ! આજે અંતરની અપાર વ્યથા હું વેઠી શકતી નથી. શું નલિનીકાન્ત મ્હારી વિનતિ સ્વીકારી નહિ આવે ? પ્રથમ હું એમ

ધારતી હતી કે, મ્હારા દોષ તરફ દુર્લક્ષ્ય કરી કાન્તિપ્રસાદ મ્હને આ સંસારમાં સ્વર્ગીય સુખનો અનુભવ કરાવશે; પરંતુ મ્હારી એ ધારણા ધૂળમાં મળી છે. લાવ, હારમૉનિયમ સાથે કાંઈ ગાઇને જીવને શાન્ત કરું. ”

આમ વિચારી તે હારમૉનિયમ પાસે બેસી, સુર મેળવી ગાવા લાગીઃ--

" સખિ રાન મધ્ય મલ્લિકા પરાગ સારતી,
પરાગ સારતી ગુણગુણો વિસારતી, સખિ રાન૦

( સાખી )

વૃક્ષ પુષ્પવલ્લિ નહિ, નહિ નિજ સંસાર,
કંકર રેતી ખારને કંટકનો નહિ પાર.
ગળતી જુવાની બાળવેશ દેશ એકલે,
વક્ષસે ન પ્રાણનાથ ઝુલતો રતી. સખિ રાન૦

( સાખી )

ઉષ્ણ પવન બહુ વાય છે, સૂર્ય તપાવે તાપ,
સંગ સખી પંખી નહિ, બળે આપમાં આપ.
બહુ દિવસ ભયંકર થાય, નિશા તમ વરસે છે,
જનમારો એળે જાય, રસીલી તરસે છે.

( સાખી )

ગુંજારવ કુંજે વિશે, કરતો ભ્રમર સુહાય,
અવર પ્રિયાના પ્રેમમાં, કામુક કંથ ગુંચાય.
સ્વાર્થી રસિક નાચ ગાન તાનમાં ભુલ્યો,
એકલી રસિકડી અરણ્ય ઝૂરતી.........સખિ રાન૦ ૧

( સાખી )

વિધુએ રસ પૂરો કર્યો, કામે ભાર્યું રૂપ,
વિધુએ ગુણ, મહિએ દીધાં, સુગંધ દેહ અનુપ.
લઇ કાળશક્તિ એ રોજ પીછી મરમાળી,
કરી પૂરી વિધ વિધ રંગ પુતળી રઢિયાળી.

( સાખી )

પ્રતિદિન નવતા ધારતી, સુંદર સુંદર નાર,
શંકર જેવા રસિક પણ શીષ ધરે ધરી પ્યાર.
વિંસર્યો વિમૂઢ કાન ભાન સાન છોડતો,
રાધિકા તજી વસાવી કૂબ્જા-રતિ સખિ રાન૦ ૨

( સાખી )

તનમાળી મળવા ઘણો, તલપાપડ જીવ થાય,
ઘૂમે નાચે ને વળી, આધી પાછી થાય.
ઘેલી દશ દિશમાં નેંણ પણ ફરકાવે છે,
સ્નેહાકર્ષણથી નાથ શકે, અહીં આવે છે.

( સાખી )

બાળાનું ગજુ કેટલું, કરતી પૂર્ણ પ્રયાસ,
હરાયલી હારી ગઇ, નમતી બની ઉદાસ.
મનમાં ન દોષ રોષ, બામ નામ રાખતી,
કર્મનો વિપાક જાણી શાણી શોષતી. સખિ રાન૦ ૩

( સાખી )

અચલ અપૂરવ પ્રેમને, ધારે ગુણિયલ નાર,
હું જાણું નરપ્રીતિનો, સ્થળ સ્થળમાં વિસ્તાર.
ઝીની છે એક જ પ્રીત વરથી રાચે છે,
સુખ સીમા જાણી કંથ સતી મન નાચે છે.

( સાખી )

નવ નવ સુખ ભોગવે, ભલે વિયોગી હોય;
નર વિણ નારી રડવડે, આંસુડે વપુ ધોય.
મરતાં ન પ્રેમ નેક ટેક છોડતી,
રત્નખાણુ રત્નમૂલ્ય દેતી શોભતી સખિ રાગ૦ ૪

ગીત સમાપ્ત થયું. એ જ વખતે નલિનીકાન્તે દિવાનખાનાના દ્વાર પાસેથી પૂછયું:—" મ્હને અંદર આવવાની રજા છે કે ? "

રમાસુંદરીએ ચમકી ખુરસી ઉપરથી ઉઠી, દ્વાર નજીક જઇ નયન-કટાક્ષ ફેંકતાં ફેંકતાં કહ્યું:—" પધારો-પધારો, આપના આગમનની રાહ જોઇ જ્યારે હું છેક અધીર બની ગઇ ત્યારે સંગીત ગાઇ જીવને શાન્ત કરવાનો પ્રયત્ન કરતી હતી; પરંતુ સંગીતથી તો ઉલટી મ્હારા મનની વ્યથા વધી ગઇ છે. "

આમ કહી રમાસુંદરી નલિનીકાન્તનો હાથ પકડી તેને દિવાનખાનામાં લઇ ગઇ. નલિનીકાન્તે એક ખુરસી ઉપર બેસી કહ્યું:—" આજે ઘણા દિવસે તમારા સંગીતસુધાનું પાન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. હું પાંચેક મિનીટથી આવી દ્વાર પાછળ ઉભો રહી તમારા વીણાવિનિન્દિત કંઠસ્વરસુધાનું પાન કરતો હતો. ધન્ય છે તમને."

રમાસુંદરી:—મ્હારા દોષ તરફ ધ્યાન નહિ આપતાં આપ મ્હારા તરફ માનની નજરથી જુઓ છો એ ઉપરથી હું આપના અંતરના મહત્વને સમજી શકું છું. આપ ઉદાર સ્વભાવના ઉચ્ચાશયી છો. અરેરે ! આપને નિરાશ કરવા માટે હવે મ્હને કેટલો પશ્ચાત્તાપ થાય છે એ કેવળ મ્હારો અંતરાત્મા જ જાણે છે !

નલિનીકાન્ત આજે રમાસુંદરીના અપ્રત્યાશિત આમંત્રણથી ઘણો હરખાઇ ગયો હતો. આજે તેણે અપ-ટુ-ડેઇટ વેશ

ધારણ કર્યો હતો. માથા ઉપર તેણે ક્રિશ્ચિયન કૅપ પહેરી હતી. પગમાં ઈંગ્લિશ બૂટ હતા. તેના હાથમાં એક રેશમી રૂમાલ હતો. ડાબા હાથના કાંડા ઉપર વેસ્ટ ઍન્ડ વૉચ કંપનીનું સુવર્ણનું ઘડીઆળ સોનાની ચેઇન સાથે બાંધેલું હતું. તેનાં કપડાંમાંથી અત્તરની સુવાસ આવતી હતી. હાથમાં ચેરીવુડની એક લાકડી હતી. પોતાની ટોપી તેણે દિવાનખાનામાં આવ્યા પછી ખુરસી પાસે પડેલા ટેબલ ઉપર મૂકી હતી. માથા ઉપરના વાળને બરાબર ઓળી સેંથો પાડયો હતો. મુછો મુડાવી નાખી હતી. ગળામાં કૅાલર નેકટાઇ હતાં. મરીનાનો શૉર્ટ કોટ અને પેન્ટ તેણે પહેર્યાં હતાં.

રમાસુંદરીનાં ઉપર્યુક્ત વચન સાંભળી હર્ષાવેશમાં આવી જઇ નલિનીકાન્તે કહ્યુંઃ–"રમાદેવિ! ગઇ ગુજરીનો હવે વૃથા શોક કરવાની બિલકુલ જરૂર નથી. પુનઃ તમારા સુકુમાર અંતઃકરણમાં મ્હારે માટે માનની ભાવના ઉત્પન્ન થઈ છે તેથી હું મ્હને પોતાને મહાભાગ્યશાળી સમજું છું. એક વખત એવો હતો કે ચકોર જેવી ચંદ્રના રૂપસુધાનું વિભોર બની જઇ પાન કર્યાં કરે, તેવી રીતે હું બાહ્યસૃષ્ટિનું ભાન ભૂલી તન્મયતાથી તમારા રૂપસૌંદર્યનું પાન કરતો હતો. રાત્રિ દિવસ તમારી મનમોહન મૂર્ત્તિની હૃદયમંદિરમાં સ્થાપના કરી એકનિષ્ઠ સાધક તરીકે તેની સાધના કર્યાં કરતો હતો. પછીથી હું જ્યારે નિરાશ થયો. ત્યારે કેવળ અશ્રુવિસર્જન કરી મ્હારા દુઃખદાયક દિવસો પસાર કરતો હતો. પ્રણયનિરાશાથી મ્હારું હૃદય ભગ્ન થઇ ગયું હતું-નિરંતર પ્રણયરૂદન હું કર્યાં કરતો હતો."

નલિનીકાન્તનાં આ આવેશપરિપૂર્ણ વચન સાંભળી રમાસું-

દરી આત્મભાન ભૂલી ગઇ. તેના અંદરમાં આ પ્રસંગે શા વિચારો ચાલતા હતા એ સમજવાનું કામ મુશ્કેલી ભર્યું હતું. થોડા સમય સુધી બન્ને જણાં ચુપકીદી ધારણ કરી એક બીજાનાં મુખ તરફ ભેદક દૃષ્ટિથી જોઇ રહ્યાં. પછી રમાસુંદરીએ અંતરના ઊંડાણમાંથી એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:-" નલિનીકાન્ત ! હું આપની પાસે અપરાધિની છું. મારા એ અપરાધનું પ્રાયશ્ચિત્ત ભોગવું છું. જેના સહવાસમાં રહી આ સંસારમાં હું સ્વર્ગિય સુખ ભોગવવાની મહત્વાકાંક્ષા રાખતી હતી, તેનો સહવાસ મ્હારે માટે સર્વથા અસહ્ય થઇ પડયો છે. જે પુરુષને મ્હેં યથાર્થ પ્રેમિક ધાર્યો હતો તે પુરુષ ભોગી ભ્રમર કરતાં પણ વિશેષ વિષયલંપટ છે. તેના સ્વેચ્છાચારી વર્તનથી મ્હારા હૃદય ઉપર સખ્ત આઘાત થયો છે. દિન પ્રતિદિન મ્હારી શારીરિક અને માનસિક સ્થિતિ બગડતી જાય છે. આપ મ્હારા ગંભીર અપરાધની ક્ષમા આપી મ્હારા તરફ સહાનુભૂતિ દર્શાવો છો, એ માટે હું આપનો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે."

નલિનીકાન્તે કહ્યું:—" રમાસુંદરિ ! સંસારમાં યથાર્થ પ્રણયીની પ્રાપ્તિ પૂર્વજન્મના પુણ્યોદય સિવાય થતી નથી. તમે વૃથા શોક કરી તમારા કોમળ અંતરાત્માને દુઃખિત કરશો નહિ. મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. જે ભૂલ સુધરી શકે એવો સંભવ ન હોય તેને માટે શોક કરવાથી શું ફળ ? "

રમાસુંદરીએ નયનમાં અશ્રુજળ લાવી કહ્યું:—" આપનું કહેવું ખરું છે. હું મ્હારા અંતરમાંથી કાન્તિપ્રસાદને ભૂલી જવાનો જ પ્રયત્ન કરું છું. આ જીવનમાં એક ક્ષણ પણ તેના સહવાસમાં નહિ રહેવાની મેં મ્હારા મનમાં દૃઢ પ્રતિજ્ઞા કરી છે. એ પ્રસંગની વાતચિત કરવાથી પણ મ્હને કષ્ટ થાય છે."

નલિનીકાન્તે કહ્યું:—" ચાલો, થોડો વખત બ્હાર ફરી આવીએ. તેથી તમારૂં કષ્ટ થોડા વખત માટે વિસારે પડશે. "

રમાસુંદરી બોલી ઉઠી:—" ના–ના, આજે બ્હાર જવાની ઇચ્છા નથી. આપ એક પ્રણયકાવ્ય ગાઓ. હું હારમૉનિયમ બજાવું છું. "

નલિનીકાન્તે કહ્યું:—" જેવી ઇચ્છા. "

રમાસુંદરીએ હારમૉનિયમ પાસે બેસી સુર મેળવ્યા. નલિનીકાન્ત કલાપીનું નિમ્નલિખિત કાવ્ય ગાવા લાગ્યોઃ—

" કહ્યું'તું બુલબુલે મારે, " બિમારી ઇશ્ક આલમને !'
કહ્યું મ્હેં, " ઇશ્ક આલમને શરાબોની ખુમારી છે ! "
રડીને બોલતું બુલબુલ, " શરાબોની ખુવારી લે !
" શરાબોની ખુમારી એ બિમારીની બિમારી છે ! "
હસીને બોલતો ' તો હું, " હમોને એ ખુવારી હો !
" તમારી સાવચેતીથી તમોને ન્યામતો તે હો !
" અરેરે ! ઇશ્કના બુલબુલ ! રડે છે ઇશ્કને તું કાં ?
" શરાબો લાખ પી પી પી શરાબોને રડે છે કાં ? "
" શરાબોને રડે છે કાં ? અરે અફસોસ ! " એ બોલ્યું,
" શરાબોને પીનારૂં કો શરાબોને નથી રોયું ?
" શરાબોની મજા તીખી કરી લે ઇશ્કમાં લાલા !
" પછી ચકચૂર તું કેવો રડે તે જોઇશું, વ્હાલા ! "
કહ્યું મ્હેં, " બુલબુલોને તો પડી છે ટેવ રોવાની !
" હમારી ટેવ તો જૂની મજેદારી ઉડાવાની !
" શરાબોના સીસા ઢાળી શરાબોમાં સદા ન્હાશું !
" સનમના હાથમાં જામો લબોથી ચૂમતા જાશું

"મજા આ ઝિન્દગાનીની સનમ સાકી અને પ્યાલું !
"શરાબો દૂર થાતાં તો રહે છે ઝિન્દગીમાં શું?"
શરાબોનું ભર્યું પ્યાલું ! ભરી પીધું ! ફરી પીધું !
કરી આ આંખ રાતીને જિગરને તો કર્યું વહેતું !
સનમના ગાલની લાલી હતું ટીપું શરાબોનું !
હમારા ઓઠનું પ્યાલું સદા એ ચૂમતું ચાલ્યું.
'ભરી પાને' 'ભરી પીલે' હતી એ ગુફ્તગો રેલી !
સુરખ આકાશ ને તારા બધે લાલી હતી ફેલી !
ગુલો કાંટા વિનાનાં ને સનમની હાંફતી છાતી,
હમારી બાદશાહીમાં હમારી એ હતી ગાદી !
મગર બુલબુલ ! અયે બુલબુલ ! હવે તુજ ગીત પ્યારૂં એ !
ફરીથી બોલ તું, બુલબુલ ! "બિમારી ઇશ્ક આલમને !"
હમારૂં જામ ફૂટયું છે ! હમારૂં તખ્ત તૂટયું છે !
મગર શું હુંય બોલું, કે "બિમારી ઇશ્ક આલમને?"
વધારી ગીતમાં ત્હારા હમારો બોલ આ લેનેઃ
પુકારો "ઇશ્ક આલમને ખુદાઇ કો બિમારી છે !"

નલિનકાન્તે આ ગઝલ એવા તો આકર્ષક હાવભાવથી ગાઇ કે તેની રમાસુંદરીના અશાન્ત હૃદય ઉપર અજબ અસર થઇ. તે વિમુગ્ધ ચંચળદૃષ્ટિથી નલિનીકાન્તના મુખ તરફ જોઇ રહી. ગઝલ ગાઈ રહ્યા પછી નલિનીકાન્તે કહ્યુંઃ–" રમાસુંદરિ ! આજના તમારા એ ઘડીના સમાગમથી મ્હારા વ્યથિત ચિત્તને જે અપૂર્વ શાન્તિ મળી છે તેનું વર્ણન હું કરી શકું તેમ નથી. જેવી રીતે તમારી ઇચ્છાને માન આપી મ્હેં મ્હારી અંતર્વ્યથા પ્રેમિક રાજકવિના શબ્દોમાં નિવેદન કરી છે તેવી જ રીતે તમે પણ જો એકાદ ગીત

ગાઇ ઘણા દિવસે તમારા સંગીતસુધાનું આ તૃષાતુર ચાતકને પાન કરાવશો તો ઘણો ઉપકાર થશે. હું આશા રાખું છું કે, મ્હારી આટલી સામાન્ય પ્રાર્થનાનો અસ્વીકાર તો તમે નહિ જ કરો."

"મિ૦ નલિનીકાન્ત ! જેવી રીતે મ્હારા આજના સહવાસથી આપ શાન્તિ મેળવી શક્યા છો તેવી જ રીતે હું પણ આપના સહવાસથી કાંઇક અંશે શાન્તિ અનુભવું છું. આપની ઇચ્છાનુસાર હું આપને એક ગીત ગાઇ સંભળાવવા તૈયાર છું." આમ કહી હાર્મોનિયમ સાથે સુર મેળવી રમાસુંદરી અત્યંત સુમધુર કંઠે ગાવા લાગીઃ–

"સખી, મ્હારૂં મન મોહનમાં મોહ્યું;
સુખકર સુંદર સુરતે સોહ્યું. સખી૦
મોહિની મૂર્તિ પ્રિયરસ પૂર્ત્તિ.
સ્ફૂર્તિપયે ચેતન ધોયું. સખી૦
ત્રિભુવન મોહન સુલલિત લોચન
જીવન ભાન હર્યું. સખી૦
અતુલ અનુપ અપ્રતિમ રૂપ નિરખી
પ્રેમનું પાન કર્યું. સખી૦
મનસા વાચા તર્કો કાચા
રંગે રૂપ મેં એહ ધર્યું. સખી૦
રંગ તરંગે ડુબી નિરંતર
ચૈતન્ય ધ્યાન ધર્યું. સખી.

ગીતના તરંગો વાયુદેવતામાં ભળી જઇ નૃત્ય કરવા લાગ્યા. નલિનીકાન્ત એ ગીત સાંભળી મોહમુગ્ધ બની ગયો. સારાસાર, ધર્માધર્મ વગેરે ભૂલી જઈ કેવળ મોહવશ થઇ તે આસન ઉપરથી ઉઠયો અને રમાસુંદરી નજીક જઈ તેના કંઠમાં પોતાના બન્ને

હાથ નાખી તેણે તેના મુખ ઉપર ચુંબન કર્યું. રમાસુંદરી પણ વિહ્‌વળ બની ગઇ હતી. તેણે ઉઠી ઉભી થઇ નલિનીકાન્તના બાહુપાશમાં આત્મસમર્પણ કર્યું.

બરાબર આ વખતે જ એ દિવાનખાનાનું દ્વાર ઉઘડયું તથા એક પરિચિત વ્યક્તિએ દિવાનખાનામાં પ્રવેશ કર્યો. એ વ્યક્તિને જોઇ રમાસુંદરી અને નલિનીકાન્ત ભયભીત બની ગયાં. શું કરવું તે તેમને સુઝયું નહિ. પાપીયસી રમા પોતાના પાપનો સ્પષ્ટતાથી સ્ફોટ થયેલો જોઇ ધ્રુજી ઉઠી તથા ક્ષણકાળમાં જ તે મુર્છિત બની જઇ ધરાપર ઢળી પડી.

## પ્રકરણ ૧૭ મું.

### અઢીહજારનું પાણી.

લક્ષ્મીનો સ્વભાવ ચંચળ ગણવામા આવે છે એમાં લેશ પણ અત્યુક્તિ જેવું નથી. તેનો જો સત્કાર્યોમાં વ્યય કરવામાં આવે છે તો તેથી માનવના અંતરાત્માને શાશ્વત શાન્તિ મળે છે; પરંતુ જો તેનો વ્યસન અને વિલાસમાં દુરુપયોગ કરવામાં આવે છે તો તેથી માનવના શરીરની, મનની તથા સ્થિતિની અધોગતિ થાય છે. કાન્તિપ્રસાદે યુવાવસ્થામાં જ સંપત્તિ અને સ્વતંત્રતા મેળવી તેનો યથેચ્છ દુરુપયોગ કરવા માંડયો હતો. તેને કેવળ વર્તમાનકાળનું જ દર્શન થતું હતું. ભૂતકાળની ભયંકરતાની કલ્પના સુદ્ધાં તેમા અંતરમાં ઉપજતી નહોતી. કોઇ પણ પ્રકારની આવક નહિ હોવા છતાં પોતાની પાસે જે સંપત્તિ હતી તેને તે સ્વેચ્છાપૂર્વક ઉડાવતો હતો, અને ધીમે ધીમે એ સંપત્તિનું પ્રમાણ ઘણું ઓછું થઇ જતું હતું. વિષય-

લંપટ વ્યભિચારી પુરુષોની માફક તે પાણીની માફક અર્થવ્યય કરી પરનારીને સંતોષવાનો વૃથા પ્રયત્ન કરતો હતો. તેની પાસે પૈસા ખૂટી પડેલા હોવાથી તથા પ્રથમની માફક પોતાને ઇચ્છિત ઉપહારસામગ્રીની પ્રાપ્તિ નહિ થતી હોવાથી માયાવિની મેરીએમે પણ તેની સાથેનો સંબંધ ઓછો કરવા માંડયો હતો. બીજી તરફથી યથેચ્છ વર્તનને લીધે કાન્તિપ્રસાદની શારીરિક સ્થિતિ બગડવા માંડી હતી. મદ્યપાનની વિશેષતાથી તેનું લિવર ખરાબ થયું હતું, જઠરાગ્નિ ઘણો મંદ થઈ ગયો હતો, મુખ પીળાશ પડતું થયું હતું, આંખો ઊંડી ઉતરી ગઇ હતી, સ્ફુર્તિ દૂર થઇ હતી તથા ક્વચિત્ ક્વચિત્ તેને તાવ પણ આવતો હતો. ડૉક્ટરની દવા ચાલૂ હોવા છતાં પથ્ય તરફના દુર્લક્ષ્યને લીધે તેની પ્રકૃતિમાં લેશ પણ સુધારો થતો નહોતો. દિવસનો ઘણોખરો સમય આળસુની માફક તે ગૃહમાં જ વીતાડતો હતો. શારીરિક અસ્વસ્થતાની અસર મન ઉપર અવશ્ય થાય છે એ સર્વમાન્ય સિદ્ધાંતને કાન્તિપ્રસાદ કાંઇ અપવાદરૂપ નહોતો. તેનું મન પણ ખરાબ થઇ ગયું હતું. તેનો સ્વભાવ ચીડાઉ અને ઇર્ષ્યાખોર બની ગયો હતો. જે જીવનને પૂર્વે તે મોજશોખ ભોગવવાનું દુર્લભ સાધન સમજતો હતો એ જ જીવન હવે તેને કાંઇક અંશે ભારરૂપ ભાસવા લાગ્યું. સંસારયાત્રાનો તેનો પ્રથમનો સ્વાદ કટુ થઇ ગયો. આમ છતાં તે પોતાની ખરાબ ટેવનો ત્યાગ કરી શકતો નહોતો. સ્હવારથી રાત્રિના બાર વાગતાં સૂધી તે મદ્યપાન કરી નશામાં ચકચૂર રહેતો હતો. એક ઘાટીને તેણે નોકર તરીકે રાખ્યો હતો. તે ઘણો પ્રભુભકત હતો. શેઠની કુટેવો તરફ દુર્લક્ષ્ય કરી તે પોતાનું કર્ત્તવ્યકર્મ સંપન્ન કરતો હતો. એક બ્રાહ્મણ રસોઇઓ બે વખત રસોઇ બનાવી જમીને પોતાનાં બાળબચ્ચાં પાસે ચાલ્યો જતો હતો.

શીતકાળનો દિવસ હતો. સ્હાંજના પાંચ વાગવા આવ્યા હતા. કાન્તિપ્રસાદ પોતાના દિવાનખાનામાં એક આરામ ખુરસી ઉપર આડો પડયો હતો. તેના મુખમાં સિગારેટ હતી. સ્હામે એક રાઉન્ડ ટેબલ ઉપર બે સોડા, એક વ્હિસ્કીની બૉટલ તથા એક ગ્લાસ પડેલો હતો. ગ્લાસમાં સોડા મિશ્રિત વ્હિસ્કી ભરેલી હતી. ઘાટી કામકાજને અંગે બ્હાર ગયો હતો.

મદ્યપાનને લીધે કાન્તિપ્રસાદના મુખ ઉપર થોડી ક્ષણિક લાલાશ તરી આવી હતી. તેની નાશિકાનો અગ્રભાગ લાલચોળ થઇ ગયો હતો. થોડા થોડા સમયને અંતરે તે ટેબલ ઉપરનો ગ્લાસ ઊંચકી તેમાંથી મદ્યના થોડા ભાગને કંઠસ્થ કરતો હતો અને ધ્રૂમ્રપાન કરતાં કરતાં તે સ્વગત કાંઇ વિચાર કરતો હતો. તેના દેહની સુંદરતા કિંવા રૂપપ્રભા ઘણા અંશે અદૃશ્ય થઇ ગઇ હતી.

થોડો સમય આવી રીતે પસાર થયો હશે એવામાં બ્હારથી કોઇએ કાન્તિપ્રસાદને હાંક મારી. પરિચિત અવાજને ઓળખી જઈ ખુરસી પરથી ઉઠી તેણે દ્વાર ઉઘાડયું એટલે માયાવિની મેરીએમે અંદર પ્રવેશ કર્યો. પછી પુનઃ દ્વાર બંધ કરી મેરીએમને દિવાનખાનામાં લઇ જઇ કાન્તિપ્રસાદે તેને બેસવા માટે એક ખુરસી આપી. ખુરસી ઉપર બેસતાં બેસતાં તેણે કહ્યું:—"આજે આપની તબિચત નરમ છે કે શું ?"

પ્રત્યુત્તરમાં કાન્તિપ્રસાદે કહ્યું:—"હા, છેલ્લા થોડા દિવસથી મ્હારી પ્રકૃતિ અસ્વસ્થ રહે છે. વળી હવે પ્રથમની માફક વારંવાર તમારાં દર્શનનો લાભ પણ મળતો નથી. મ્હારા તરફ તમે વિરક્ત તો નથી થયાંને ?"

કાન્તિપ્રસાદ તરફ એક મોહક કટાક્ષ ફેંકી મેરીએમે કહ્યું:—

"ના—ના, વિરક્તિ જેવું કાંઇ જ નથી. કેવળ જોઇતા અવકાશને અભાવે હું વારંવાર આપની મુલાકાતે આવી શકતી નથી. આજે મ્હારી એક મૈત્રિણી મ્હને મળવા આવી હતી. તેની સાથે તેને ઘેર જઇ પાછી ફરતાં હું આપને મળવા અત્રે આવી છું."

"તમે લીધેલી તકલીફ માટે અંતઃકરણપૂર્વક હું તમારો આભાર માનું છું. હું જાણું છું કે, મ્હારા પ્રત્યેનો પ્રેમ તમારા અંતરમાંથી કાળાંતરે પણ દૂર થઇ શકે તેમ નથી." આમ કહી બીજો એક ગ્લાસ લઇ આવી તેમાં થોડી વ્હીસ્કી અને સોડા મેળવી કાન્તિ-પ્રસાદે તેનો સ્વીકાર કરવા માટે મેરીએમને કહ્યું.

મેરીએમ આજે કોઇ વિશિષ્ટ હેતુ પાર પાડવા માટે આવેલી હોવાથી તેણે કાન્તિપ્રસાદના પ્રસ્તાવનો સ્વીકાર કરી, એક સિગારેટ સળગાવીને કહ્યું:—"પ્રિયતમ! આપ મ્હારું એક કામ કરશો કે? આપની પાસે મ્હારે નિરાશ નહિ જ થવું પડે એવી ખાત્રીથી હું અત્રે આવી છું."

કાન્તિપ્રસાદે કહ્યું:—"જે કામ હોય તે બેલાશક કહો; મ્હા-રાથી બની શકે એવું હરેક કાર્ય કરવા હું તૈયાર છું."

મેરીએમે મોહનાસ્ત્રસંધાન કરતાં કહ્યું:—"પરંતુ એથી આપ મ્હારા સ્નેહભાવમાં શંકા નહિ લાવવાની એવી પ્રતિજ્ઞા કરો. હું આપને કેવા નિસ્વાર્થ સ્નેહથી ચ્હાહું છું એ કેવળ મ્હારો અંત-રાત્મા જ જાણે છે."

"ના—ના, તમારા સ્નેહ માટે મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે. જ્યાં એક જ હૃદય હોય ત્યાં પ્રતિજ્ઞા કરવાની જરૂર નથી. તમારું જે કામ હોય તે સંકોચ રાખ્યા સિવાય જણાવો."

"જુઓ ત્યારે સાંભળો. મ્હારી જે મૈત્રિણી આજે મ્હને મળવા આવી હતી તેની પાસેથી મ્હેં લગભગ અઢીહજાર રૂપિયા જેટલી રકમ ઉછીની લીધેલી છે. એ ઉછીની રકમ ભિન્ન ભિન્ન પ્રકારના ઉપયોગમાં ખરચાઈ ગઈ છે. ઘેરથી ખરચ માટે મ્હને જે રકમ મળે છે તેમાંથી હું આ દેવું એક સાથે વાળી શકું તેમ નથી. જો ખાસ પ્રસંગ ઉપસ્થિત ન થયો હોત અર્થાત્ મ્હારી એ મૈત્રિણીને એકાએક તેના પતિ સાથે વિલાયત જવાનું ન થયું હોત તો હાલ તરત તે કદાપિ પોતાની રકમની મ્હારી પાસે માગણી કરત નહિ; પરંતુ તેના પતિનું શરીર બીમાર થઇ જવાથી ડૉકટરોની સલાહથી તે તેના પતિ સાથે પરમ દિવસે ઉપડતી વિકટોરિયા સ્ટીમરમાં ઈંગ્લૅન્ડ ઉપડી જનાર છે. ત્યાંથી પાછાં ફરવાનો વખત અચોક્કસ હોવાથી તેણે આજે પોતાની રકમની મ્હારી પાસે માગણી કરી છે. મ્હારા પિતાજી અને કાકા વ્યાપારાર્થે હમણાં કલકત્તા ગયેલા છે. અને ત્યાં તેમને હજી ઓછામાં ઓછા પંદર દિવસ લાગે તેમ છે. આવી સ્થિતિમાં મ્હારા માસિક ખર્ચની રકમ ઉપરાંત વધુ એક પણ પૈસો મ્હને મ્હારી નવી માતા તરફથી મળી શકે તેમ નથી. જો પિતાજી કિંવા કાકા અત્રે હાજર હોત તો તેઓ પાસેથી જરૂર હું આ રકમ મેળવી શકત; પરંતુ તેઓ બ્હાર ગામ હોવાથી મ્હારે લાચારીથી આપની પાસે આવવું પડયું છે. આપ કેવળ પંદર દિવસ માટે મ્હને આટલી મદદ કરશો તો આપનો ઘણો ઉપકાર થશે. ત્યાં સુધીમાં હું બીજે સ્થળેથી જોગવાઇ કરી આપને આપની રકમ ભરપાઈ કરીશ."

"પંદર દિવસ માટે તો શું પરંતુ તમે માગો તેટલી મુદત માટે આ રકમ આપવા હું તૈયાર છું. તમારા સ્નેહ કરતાં દ્રવ્યનું

મૂલ્ય કાંઇ વિશેષ નથી.” આમ કહી કાન્તિપ્રસાદે આસન ઉપરથી ઉઠી, ટેબલના ખાનામાંથી ચેકબુક લઈ આવી માયાવિની મેરીએમને ધી બૅામ્બે બૅન્કનો એક અઢી હજાર રૂપિયાનો ચેક લખી આપ્યો.

ચેક હાથમાં લઇ મેરીએમે કહ્યું:—“જીવિતેશ્વર! આપનો મ્હારા ઉપર અસીમ અનુરાગ છે એ હું સારી રીતે જાણું છું. આપની માફક મ્હારી પ્રકૃતિ પણ છેલ્લા થોડા દિવસથી અસ્વસ્થ રહેતી હોવાથી હું વારંવાર અત્રે આવી શકતી નથી; છતાં રાત-દિવસ મ્હને આપનું જ સ્મરણ થયા કરે છે.” આમ કહી માયાવિ-નીએ કાન્તિપ્રસાદ તરફ એક કુટિલ કટાક્ષ ફેંક્યો.

કાન્તિપ્રસાદે આ વાક્યોના ઉત્તરમાં કાંઇ કહ્યું નહિ. તેણે ટેબલ ઉપર પડેલા ગ્લાસમાંનો થોડો મદ્ય ઉદરસ્થ કરી બીજી એક સિગા-રેટ સળગાવી. મેરીએમે કહ્યું:—“આપનાં પત્ની તેમના પિતાને ઘેર જ રહે છે કે શું?”

“હા, જે દિવસથી આપણા બન્નેના પ્રેમનો ગુપ્ત સંબંધ તેના જોવા જાણવામાં આવ્યો છે તે દિવસથી તે મ્હારા સહવાસનો ત્યાગ કરી તેના પિતાને ઘેર જઇ રહી છે. મ્હારું જીવન દિવસે દિવસે રસશૂન્ય અને શુષ્ક બની ગયું છે. વળી જો હવે તે કદાચ મ્હારી પાસે આવશે તો પણ હું તેને રાખનાર નથી. એના જેવી સ્વેચ્છાચારિણી સ્ત્રીથી મ્હારા આત્માને અને મનને હવે બિલ્કુલ શાન્તિ મળનાર નથી.”

મૂઢ કાન્તિપ્રસાદ સમજી શક્યો નહિ કે, પોતાની મહા ભયંકર ભૂલોને પરિણામે જ તેનાં સુખશાન્તિ દૂર થઇ ગયાં હતાં. સતી સાધ્વી મધુકાન્તા પાપીઓની પ્રપંચજાળનો શિકાર થઇ પડી ગૂમ થઇ ત્યારે તેના નિર્મળ ચરિત્ર ઉપર શંકા લાવી કાન્તિપ્રસાદે વિના-શને માર્ગે વિશેષ ઝડપથી અગ્રેસર થવા માંડયું હતું. તેના પાપી

હૃદયમાં સતી સ્ત્રીના પુણ્યની વિમળ જ્યોતિ કેવી રીતે પ્રકાશી શકે? કમળાવાળાં નયન સ્વચ્છતા ક્યાંથી જોઇ શકે? જે સતી સાધ્વી આર્ય સન્નારીએ પતિ તરફથી પુષ્કળ કષ્ટ પડવા છતાં મન, વચન અને કર્મથી લેશ માત્ર પાપ કર્યું નહોતું તે સતી-સાધ્વીના તરફ મૂઢ કાન્તિપ્રસાદે પુષ્કળ બેદરકારી દર્શાવી હતી. પત્નીનું શું થયું હશે એનો વિચાર સુદ્ધાં તે કરતો નહોતો. કેવળ ક્ષણિક ભોગલાલસાને વશ થઇ તે ઉન્મત્ત-કાણ્ડજ્ઞાનશૂન્ય બની ગયો હતો. તેનાં ઉપરોક્ત વાક્ય સાંભળી મેરીએમે કહ્યું:-" પ્રિયતમ! આપ હવે ચિંતા કરી આપની પ્રકૃતિ ખરાબ કરશો નહિ. 'જીવતો નર ભદ્રા પામે' એ સિદ્ધાંત અનુસાર આપ કુશળ હશો તો પુનઃ અલ્પકાળમાં જ આપને સકળ સુખની પ્રાપ્તિ થશે. લ્યો હવે મ્હારે ઘર તરફ જલ્દી જવાની જરૂર છે. આજે ઠંડી પણ વિશેષ જણાય છે."

" ઠંડી દૂર કરી શરીરમાં ગરમી લાવવા માટે મદિરા એક મહૌષધ છે. " આમ કહી મેરીએમના ગ્લાસમાં થોડી મદિરા રેડી તેમાં કાન્તિપ્રસાદે સોડાનું મિશ્રણ કર્યું. મેરીએમ મદિરાનું પાન કરી ગઇ. ત્યાર પછી બે-ત્રણ દિવસ પછી પુનઃ આવવાનો વાયદો કરી તે પોતાના ઘર તરફ વિદાય થઇ ગઇ.

અડધા કલાક પછી ઘાટી આવી ઘર કામમાં ગુંથાયો. એવામાં એક પટાવાળાએ આવીને કહ્યું:-" સાહેબ! તાર છે. "

કાન્તિપ્રસાદે સહી કરી આપી તાર લીધો. એ તાર તેના સાળા અર્થાત્ મધુકાન્તાના ભાઇ મણિધરપ્રસાદે અમદાવાદથી કરેલો હોઇ તેમાં લખ્યું હતું કે,

" પિતાજી ઘણા બીમાર છે. બચે એવો સંભવ નથી. મધુકાન્તાને જલ્દી મોકલો. "

તાર વાંચી કાન્તિપ્રસાદ વિચારવા લાગ્યોઃ-" આ ઉપરથી મધુ તેના પિતાને ઘેર ગયેલી નથી એમ ખાત્રી થાય છે. ત્યારે તે ક્યાં ગઇ હશે ? આ મુંબાઇ શહેરમાંથી ઘણી સ્ત્રીઓ પરપુરુષ સાથે પ્રેમ બાંધી પતિનો ત્યાગ કરી તેમની સાથે દૂર દેશમાં નાશી જાય છે. મધુએ પણ એમજ કર્યું હશે કે ? ખેર, મ્હારે તેની વાત વિચારવાની કાંઇ જરૂર નથી. વળી મધુના ભાઇને મ્હારા આ ઠેકાણાની ખબર ક્યાંથી મળી હશે ? જો આ તારનો મ્હારા તરફથી ઉત્તર નહિ મળે ને તે કદાચ અત્રે આવી તેની બ્હેનની ખબર પૂછશે તો હું શું કહીશ ? રમાસુંદરી સાથે મ્હારું લગ્ન થયાની હકીકત વર્ત્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયેલી હોવાથી એ વાત સહુના જાણવામાં આવી હશે. એ વાત જાણી મ્હારાં સંબંધીઓ મ્હને વિરક્ત ન કરે એ હેતુથી બે ત્રણ સ્થળે મ્હેં રહેઠાણ બદલ્યાં છે. મ્હારા આ નવા ઠેકાણાની માહિતી કોની પાસેથી મધુના ભાઇને મળી હશે, એ હું સમજી શકતો નથી. હશે, ગમે તેમ હોય. આ તારનો ઉત્તર આપવાની જરૂર નથી. પંદર વીસ દિવસ માટે હું ઠેકાણું બદલી નાખીશ એટલે કોઇ મ્હને મળી શકશે નહિ." આમ વિચારી, ઉઠી ઉભા થઇ કપડાં પહેરી કાન્તિપ્રસાદ બ્હાર ફરવા નીકળી પડ્યો. તથા રસ્તે જતાં કાંઇ વિચાર આવવાથી તે રમાસુંદરીના ઘર તરફ ગયો. ત્યાં જતાં જે દેખાવ તેની નજરે પડ્યો તેનું વર્ણન અમે કરી ચુક્યા છીએ.



# પ્રકરણ ૧૮ મું.

## ભયંકર ખૂન.

રમાસુંદરીના દિવાનખાનામાં પ્રવેશ કરતાંની સાથે જે દેખાવ કાન્તિપ્રસાદના જોવામાં આવ્યો તેથી તેના ક્રોધનો પાર રહ્યો નહિ. મદ્યપાનની વિશેષતાને લીધે પ્રથમથી જ તેનું મન અવસ્વસ્થ કિંવા ઉત્તેજિત બની ગયેલું હતું. પછી ઉપરોક્ત પ્રકાર જોવામાં આવતાં તેની ઉત્તેજના ઘણી વધી ગઇ.

રમાસુંદરી કાન્તિપ્રસાદને જોતાંની સાથે જ મુર્ચ્છિત બની ગઇ હતી. નલિનીકાન્ત કિંકર્ત્તવ્યવિમૂઢ બની ગયો હતો. તે ભય અને આશ્ચર્યચકિત દૃષ્ટિથી કાન્તિપ્રસાદના પ્રાયઃ ઉન્માદગ્રસ્ત મુખમંડળ તરફ જોઇ રહ્યો હતો.

કેટલીક ક્ષણ ચુપકીદીમાં પસાર થઇ ગઇ. ધીમે ધીમે કાન્તિ-પ્રસાદનો ક્રોધ ઘણો વધી ગયો. નશાની ઉત્તેજનાથી તેનામાં ક્ષણિક બળનો સંચાર થયો હતો. ખીસ્સામાંથી એક મ્હોટું રૉજર્સ ચપ્પુ બ્હાર કાઢી તે નલિનીકાન્તના અંગ ઉપર ક્ષુધાતુર વાઘની માફક આંખો ફાડી ધસ્યો. નલિનીકાન્તને આત્મરક્ષણ કરવાનો વખત મળ્યો નહિ તેમજ વિશેષ ભયને લીધે તેની વાચાશકિત જડ થઈ જવાથી તે મદદ માટે એક પણ અક્ષર ઉચ્ચારી શકયો નહિ.

કાન્તિપ્રસાદે નલિનીકાન્તના અંગ ઉપર ધસી તેને જોરથી ધકકો માર્યો. ધકકો વાગતાં જ તે જમીનદોસ્ત થઇ ગયો. પછી ભીમે જેવી રીતે દુઃશાસનના લોહીની નદી વહેવડાવી હતી તેવી રીતે કાન્તિ-

પ્રસાદે નલિનીકાન્તના મ્હોંમાં ડુચો મારી તેના ગળામાં તીક્ષ્ણ ધારવાળું ચપ્પુ ખોસી દીધું. તત્કાળ કંઠનળી કપાઈ ગઇ અને નલિનીકાન્તનો અચેતન દેહ ધરા ઉપર ઉછળવા લાગ્યો. કાન્તિપ્રસાદે આજે પુરુષવેશધારી શયતાન કિંવા રાક્ષસનું રૂપ ધારણ કર્યું હતું. તેણે નલિનીકાન્તના ગળામાં ચપ્પુના ઉપરાઉપરી ઘા કરી તેના પ્રાણનો વિનાશ કરી નાખ્યો. થોડા સમયમાં જ હત્યાકાણ્ડની સમાપ્તિ થઈ અને એ સ્થળે ભયંકર ગંભીર નિસ્તબ્ધતા સ્થાપિત થઈ ગઇ.

હવે કાન્તિપ્રસાદે ઉઠી એ દિવાનખાનાનાં દ્વાર અંદરથી બંધ કરી દીધાં. તેણે લોહીથી ભીંજાયલાં કપડાં ચોકડીમાં જઇ ધોઇ નાંખ્યાં. પછી બેહોશ બની ગયેલી રમાસુંદરીના હાથમાં લોહીથી તરબોળ થઇ ગયેલું ચપ્પુ રાખી ખૂની કાન્તિપ્રસાદ દ્વાર ઉઘાડી બ્હાર નીકળ્યો. દ્વારને ખાલી બંધ કરી ઝડપથી તે રસ્તા ઉપર જઈ પહોંચ્યો અને એક ભાડાની ટૅક્ષીમાં બેસી ઘર તરફ વિદાય થયો. ઘેર જઈ ઝડપથી તેણે પોતાનો જરૂરી સરસામાન બાંધી લઇ રામો ઘેર ગયેલો હોવાથી એક બે મજૂર લઈ આવી તેમની પાસે સામાન નીચે ઉતરાવી ટૅક્ષીમાં સામાન મૂકી કોલાબા સ્ટેશન તરફ ગમન કર્યું.

ગુજરાત મેઈલ ઉપડવાની તૈયારી હતી. સેકન્ડ કલાસની એક ટિકીટ લઈ ટ્રેઇન ઉપડવાની પાંચ મિનીટ પૂર્વે તે ટ્રેઇનમાં બેસી ગયો. યથા સમયે ટ્રેઇન પ્લેટફૉર્મનો ત્યાગ કરી ચાલી નીકળી.

હવે બૅરિસ્ટર સાહેબના બંગલામાં શું બન્યું તે તરફ આપણે જોઇએ. જે દિવસે ઉપરોક્ત બનાવ બન્યો તે દિવસે એક મિત્રને ત્યાં ડિનરપાર્ટી હોવાથી, સ્હાંજે છ વાગ્યે બ્હાર ફરવા નીકળી પડી બૅરિસ્ટર સાહેબ ડિનરપાર્ટીના નિમંત્રણનું રક્ષણ કરવા સાન્ટાક્રુઝ ચાલ્યા ગયા હતા.

રમાસુંદરીની માતા પંદર દિવસથી સુવાવડ કરાવવા માટે રાજકોટમાં પોતાને પિયર ગઇ હતી. બંગલામાં એક ઘાટી અને એક દાસી નોકરી કરતાં હતાં; પરંતુ આજે શેઠ શેઠાણીની ગેરહાજરીનો લાભ લઇ તેઓ ઘેર રહ્યાં હતાં અર્થાત્ કાન્તિપ્રસાદને ખૂન કરી છટકી જવાનો આજે અનાયાસે જ સુયોગ પ્રાપ્ત થયો હતો. રમાસુંદરીનો પુત્ર દાદી સાથે વિશેષ હળી ગયેલો હોવાથી તે તેની દાદી સાથે રાજકોટ ગયેલો હતો.

લગભગ કલાકેક પછી રમા સહજ શુદ્ધિમાં આવી. આંખો ઉઘાડી જોતાં જે દેખાવ તેની નજરે પડ્યો તેથી તે દિંગ્મૂઢ બની ગઇ. પુનઃ ક્ષણુ કાળમાં જ તે મુર્ચ્છાવશ થઇ ગઇ. બીજો એક કલાક પણુ આવી સ્થિતિમાં પસાર થઇ ગયો. અંતે લગભગ સાડાનવ વાગ્યે રમા પાછી શુદ્ધિમાં આવી મહા મુશિબતે બેઠી થઈ. નલિનીકાન્તના લોહીથી ભીંજાઇ ગયેલા મૃતદેહને પોતાની પાસે પડેલો જોઇ બનેલા બનાવની તે કલ્પના કરી શકી. તેના હાથમાંનું ચપ્પું નીચે પડી જવા છતાં તેના હાથને લોહીના ડાઘ લાગેલા હતા. પાંચ દશ મિનીટ સુધી ભયની ભાવનાથી એક સ્થળે બેસી રહ્યા પછી તેણે ચોકડીમાં જઇ હાથ ઉપરના લોહીના ડાઘ ધોઇ નાખ્યા.

ગમે એવી પાપિષ્ઠા હોવા છતાં રમાસુંદરી એક અબળા હતી અને તેથી અબળા જનોચિત ભયનો તેના અંતરમાં આ પ્રસંગે સંચાર થયો હતો. આ ખૂનનો મામલો જાહિર થઇ જશે તો તેનું કેવું પરિણામ આવશે એ વિષયની તે કલ્પના સુદ્ધાં કરી શકી નહિ. આ પ્રસંગે તેના પિતા, માતા કે બીજું કોઇ માણસ હાજર નહિ હોવાથી શું કરવું એ તેને સૂઝતું નહોતું. પોલિસને ખબર આપવાથી કદાચ પોતાના જ શિર ઉપર ખૂનનું તહોમત આવી પડશે એવો

તેને ભય લાગતો હતો. ભયની વિશેષતાથી તેની બુદ્ધિશક્તિ દૂર થઇ ગઇ હતી; નહિ તો નલિનીકાન્તને બોલાવવા માટે જે પત્ર લખ્યો હતો તે તેણે તપાસ કરી પાછો મેળવી તેનો નાશ કર્યો હોત. પાપી માણસને ઇશ્વર જ તેના પાપની સજા કરાવવા ભૂલમાં નાખે છે એ નિયમ પ્રમાણે પોતે લખેલા પત્રની વાત તે તદ્દન ભૂલી જઇ ભયથી બ્હાવરી બની ગઇ હતી.

ભયને દૂર કરવા અને સાહસ એકઠું કરવાના વિચારથી એ દિવાનખાનાનાં દ્વાર અંદરથી બંધ કરી દઇ રમાસુંદરીએ કબાટ ઉઘાડી તેમાંથી વ્હિસ્કીની પાઇન્ટ બ્હાર કાઢી. સોડા હાજર નહિ હોવાથી વ્હિસ્કીમાં પાણી મેળવી તે પી ગઇ. લગભગ અડધી પાઇન્ટ વ્હિસ્કી પીધા પછી તે સહજ સ્વસ્થ થઇ અને શું કરવું એ સંબંધીનો વિચાર કરવા લાગી. અંતે પિતા આવે ત્યાં સુધી આ વાત ગુપ્ત રાખવામાં જ સાર છે એવો તેણે નિશ્ચય કર્યો. નલિનીકાન્તના મૃતદેહ પાસે આવા રાતના વખતે બેસી રહેતાં ઘણો ભય લાગતો હોવાથી વ્હિસ્કીની પાઇન્ટ કબાટમાં મૂકી દઈ, વિજળીની બત્તી બુઝાવી તે એ દિવાનખાનાની બ્હાર નીકળી તથા દિવાનખાનાને તેણે તાળું વાસી દીધું. પછી તે પિતાનું દિવાનખાનું ઉઘાડી ત્યાં એક કોચ ઉપર ચિંતાતુર ચિત્તે બેસી રહી.

રાત્રે અગીઆર વાગ્યે મિ૦ મનમોહન ડિનરપાર્ટીમાંથી ઘેર આવ્યા. દિવાનખાનામાં પ્રવેશ કરી, કપડાં ઉતારી તેમણે રમાના ગંભીર ચિંતામગ્ન મુખ તરફ જોઇ કહ્યું:–" બ્હેન ! આમ ચિંતાતુર કેમ બેઠી છે ? "

આ પ્રશ્નનો ઉત્તર રમાથી આપી શકાયો નહિ. તેનું હૃદય ભરાઈ આવ્યું. તેનાં નેત્રોમાંથી અશ્રુધારાઓની વૃષ્ટિ થવા લાગી.

મનમોહને એક સિગાર સળગાવી, રમાની પાસે જઇ તેના ખભા ઉપર હાથ મૂકી અધીરતાથી પૂછ્યું:—" આમ રડે છે શા માટે ? શું થયું છે ? "

કાંઇ ઉત્તર આપવાની રમાનામાં શક્તિ નહોતી. થોડા સમય સૂધી તેણે ચુપકીદીથી રુદન કર્યું. મનમોહને તેને વારંવાર પૂછયું ત્યારે મહા મુશિબતે તેણે કહ્યું:—" પિતાજી, ગજબ થઇ ગયો છે ! ઘણો ભયંકર બનાવ બન્યો છે. "

" કેમ શું થયું છે ? "

" ખૂન થયું છે. "

" કોનું ? "

" પેલા નલિનીકાન્તનું. "

" ખૂન કર્યું કોણે ? "

" તમારા જમાઇએ. "

" ક્યારે ? "

" આજે લગભગ સાડા સાત વાગે. "

" શું થયું છે તે મ્હને સ્પષ્ટતાથી કહી સંભળાવ. ખૂન કયાં થયું, શા કારણથી થયું વગેરે હકીકત મ્હને જલ્દી કહે. "

" જે બનાવ બન્યો તે જોઇ હું ભયથી બ્હાવરી બની ગઇ છું. મ્હારું ચિત્ત ઠેકાણે નથી. તમે મ્હારા દિવાનખાનામાં જઇને જુઓ એટલે જે બન્યું છે તે નજરે પડશે. "

" ત્યારે શું ખૂન આપણા બંગલામાં જ થયું છે ? " આ પ્રશ્ન ઉચ્ચારતી વખતે મનમોહનની મુખમુદ્રા પણ ભયચકિત બની ગઈ હતી.

" હા. તમારા જમાઈએ અહીં આવીને લોહી રેડયું છે તથા ખૂનનો આરોપ મ્હારા ઉપર આવે એવો પ્રયત્ન કર્યો છે. "

મનમોહન આત્મસંવરણ કરી 'મ્હારી સાથે ચાલ.' કહી રમાના દિવાનખાના તરફ ગયા. રમાએ પણ તેમનું અનુસરણ કર્યું. બન્ને જણાંએ તાળુ ઉઘાડી અંદર પ્રવેશ કર્યો. મનમોહને વિજળીની બત્તી સળગાવી. બત્તીના ઉજ્વળ પ્રકાશમાં દિવાનખાનામાં પડેલા નલિનીકાન્તના મૃતદેહને જોઇ ક્ષણ કાળ માટે તેઓ કંપી ઉઠયા; પરંતુ આ પ્રસંગે ગભરાઇ જઇને, સમયસૂચકતા નહિ વાપરવામાં આવે તો વિપરીત પરિણામ આવશે એમ વિચારી તેમણે બનેલા બનાવની સઘળી હકીકત રમા પાસેથી જાણી લીધી. એ હકીકત જણાવતાં પોતે જાણી જોઇને નલિનીકાન્તને નિમંત્રણ કર્યું હતું એ વાત રમાસુંદરીએ ગુપ્ત રાખી હતી. તેણે તેના પિતાને એવું સમજાવ્યું કે, તે નલિનીકાન્ત સાથે એકાન્તમાં બેસી વાતચિત કરતી હતી તેથી ખોટા સંદેહને વશ થઇ કાન્તિપ્રસાદે નલિનીકાન્તનું ખૂન કર્યું છે, તથા એ બનાવ પોતાની બેશુદ્ધાવસ્થામાં બન્યો છે. જ્યારે પોતે શુદ્ધિમાં આવી ત્યારે ખૂની ખૂન કરી પલાયન કરી ગયો હતો એમ તેણે કહ્યું.

મિ. મનમોહન બૅરિસ્ટર હતા. તેમણે ઘણા ખૂનના કેસ પણ ચલાવ્યા હતા. કોઇ મહત્વના કારણ સિવાય કાન્તિપ્રસાદને હાથે આવો અમાનુષિક બનાવ બને એ તેમને સંભવિત લાગ્યું નહિ. પોતાની પુત્રી અને નલિનીકાન્ત વચ્ચે પ્રણયવ્યવહારની કાંઇ ચેષ્ટા થયેલી હોવી જોઇએ અને એ દેખાવ કાન્તિપ્રસાદની નજરે પડવાથી જ ઉન્મત્ત બની જઇને તેણે નલિનીકાન્તનું ખૂન કરેલું હોવું જોઇએ એમ તેઓ સહેલાઇથી સમજી શકયા; છતાં પુત્રીને એ સંબંધી સ્પષ્ટ શબ્દોમાં કાંઇ પૂછવું એ તેમને પોતાની મર્યાદા બ્હાર જવા જેવું લાગ્યું. વળી અત્યારનો પ્રસંગ એવો વિકટ હતો કે, પૂછપરછ કરવામાં વખત પસાર કરવો ઉચિત નહોતો. તેમણે કેવળ મુદ્દાના બેચાર પ્રશ્ન પૂછ્યા.

" નલિનીકાન્ત ઘણા દિવસથી આપણે ઘેર આવતા નહોતા; છતાં આજે એકાએક ક્યાંથી આવી શક્યા ? "

" મ્હેં તેમને પત્ર લખી મળી જવા જણાવ્યું હતું. "

" પત્ર ક્યારે લખ્યો હતો ? "

" આજે સ્હવારે. "

" પત્રમાં બીજી કાંઇ હકીકત ત્હેં લખી હતી કે ? જો આ લજ્જા રાખવાનો વખત નથી. પત્રમાં ત્હેં કાંઇ આડી અવળી હકીકત લખી હોય તો મ્હને કહે. જો કોઇ વાત ગુપ્ત રાખીશ તો કદાચ તેથી ઘણું નુકશાન થશે. કાન્તિપ્રસાદે આજે જે કાર્ય કર્યું છે તેથી તેને કાયદાની જાળમાંથી કોઇ રીતે બચાવી શકાય તેમ નથી; પરંતુ જાણે અજાણ્યે જો તું પણ ગુન્હેગાર બને તો મ્હારાં માન પ્રતિષ્ઠા દૂર થઇ જાય અને મ્હારાથી કોઇને પણ મ્હોં ન બતાવી શકાય. વળી પોલિસને ખબર થશે એટલે તે વિના વિલંબે કાન્તિપ્રસાદને પકડશે તથા તેની અને ત્હારી જુબાની ઉપર આ કેસનો ઘણો આધાર રહેશે. આમ હોવાથી મ્હારે પ્રથમથી જ સઘળી હકીકત જાણી લેવાની જરૂર છે. "

" કાન્તિપ્રસાદ બચે યા ન બચે એની મ્હને બિલ્કુલ ચિંતા નથી. હું આ જીવનમાં એના મુખનું દર્શન કરવા ઇચ્છતી નથી. તેની સાથેનો સંબંધ થયા પછી હું સૌભાગ્યવતી છતાં વિધવા છું. મ્હારા દિલનાં અને દેહનાં અવસાન થઇ ગયાં છે. મ્હારી ઇચ્છા એવી છે કે, કાન્તિપ્રસાદને તેના આજના કાર્યનો યથોચિત બદલો મળે. વળી આપ જ્યારે ભાર દઇને પૂછો છો ત્યારે હું કહું છું કે, નલિનીકાન્તને મ્હેં કોઇ વિશિષ્ટ કારણને લીધે અત્રે બોલાવ્યા નહોતા. જો તેઓ જીવતા હોત તો મ્હારા આ કથનની યથાર્થતાની તમને ખાત્રી થાત. પિતાજી ! ભવિષ્યની જે ભૂલનો હું ભોગ થઇ

પડી હતી તેથી મ્હને ઘણો પશ્ચાત્તાપ થતો હતો. નૃશંસ કાન્તિપ્રસાદ સાથે મ્હારો સંબંધ બંધાયો એ વખતે નલિનીકાન્ત તરફ મ્હેં ઘણું અશિષ્ટ વર્તન ચલાવ્યું હતું. અંતે મ્હારી ભૂલ સમજવામાં આવતાં મ્હને ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો. નલિનીકાન્તને મ્હેં જે પત્ર લખ્યો હતો તેમાં પૂર્વેના મ્હારા અશિષ્ટ વર્તન માટે ક્ષમા યાચી રુબરુ મળી જવા જણાવ્યું હતું."

રમાસુંદરીને મુખે આ વચન સાંભળી મિ૦ મનમોહને વખત વિચારી નલિનીકાન્તના ખીસ્સામાં તપાસ કરી જોઇ. તપાસ કરતાં રમાસુંદરીએ લખેલો પત્ર મળી આવ્યો. એ પત્ર પોતાના ખીસ્સામાં મૂકી દઇ પોતાના બંગલામાં ખૂન થયાની હકીકત તેમણે ટેલિફોનથી પોલિસ ઇન્સ્પેક્ટરને જણાવી.

અડધા કલાકમાંજ પોલિસ ઇન્સ્પેક્ટર, બે ચાર કૉન્સ્ટેબલ, સરકારી ડૉક્ટર વગેરે સર્વ મિ૦ મનમોહનના બંગલામાં આવી પહોંચ્યા. ડૉક્ટરે મૃતદેહની તપાસ કરી ચપ્પુના આઘાતોથી ખૂન થયાનો અભિપ્રાય દર્શાવ્યો. પંચ સમક્ષ મૃતદેહના શરીર તેમજ વસ્ત્રોની તપાસ કરી સઘળી વસ્તુઓ પોલિસે સ્વાધીન કરી.

નલિનીકાન્તને ઘેર પણ આ ખબર મોકલવામાં આવી. ઘરનાં માણસો આવી પોલિસની રજા મળતાં વિલાપ કરતાં કરતાં મૃતદેહને સત્કાર કરવા માટે લઇ ગયાં. પોલિસ ઇન્સ્પેક્ટરે રમાસુંદરીની જુબાની લખી લીધી. જો કે ઇન્સ્પેક્ટરને રમાસુંદરી ઉપર થોડો ઘણો સંશય તો આવ્યો; પરંતુ મિ૦ મનમોહન બૅરિસ્ટરની શર્મને લીધે તે પોતાનો સંશય પ્રસિદ્ધ કરી શક્યો નહિ.

અંતે પોતાનું કાર્ય બજાવી પોલિસ ઇન્સ્પેક્ટર, મિ૦ મનમોહન સાથે થોડી ગુપ્ત વાતચિત કરી ત્યાંથી વિદાય થયો.

---

# પ્રકરણ ૧૯ મું.

## મહાત્મા સપડાયા.

સાંજના લગભગ ચાર વાગ્યા હતા. આકાશ વાદળાંથી ઘેરાયલું હતું. સૂર્યદેવનાં દર્શન થોડા થોડા સમયને અંતરે ક્ષીણભાવથી થતાં હતાં. શ્રાવણ માસ હોઇ ક્વચિત્ ક્વચિત્ વૃષ્ટિ પણ થતી હતી.

પોતાના મંદિરમાં વ્યંકટેશ્વરાચાર્ય ખાસ પોતાના દિવાનખાનામાં હિંચોળા ઉપર બેઠો હતો. તારાસુંદરી મૃદુગતિથી હિંચોળાને ઝુલાવી કામકટાક્ષો ફેંકી નિર્લજ્જ સ્મિત હાસ્ય કરતી મૃદુસ્વરે ગાતી હતી કેઃ—

" વલ્લભકુળ છે કામણગારા કાંન જો,
કામણીઆં કીધાં રે વ્રજની વાટમાં રે લોલ. ૧
જોને એની મુખડું પુનમ ચંદ જો,
અણીઆરી આંખે મનડાં મોહી લીધાં રે લોલ. ૨
એ વાહલાની પાસે થઇને દાસી જો,
લોકોની લાજથી હવે હું •થા બીતાની રે લોલ. ૩
હવે બેહેની મેંથી ઘરનાં કામ ન થાય રે,
વાહલાને દેખીને મનડાં મોહી રહ્યાં રે લોલ. ૪
વલ્લભકુળ છે કામણગારા કાંન જો,
કરડાને ઠણુકેરે મનડા હરી ગયાં રે લોલ. ૫
આપ છો પરમેશ્વર સ્વરૂપજો,
વલ્લભ વર વરીને હું અતિ પ્રેમથી રે લોલ. ૬

વલ્લભ વરને શર્ણે સુખીઆં થાશું રે,
તેઓની સંગતથી વૈકુંઠ પામશું રે લોલ." ૭

વ્યંકટેશ્વરાચાર્ય તારાસુંદરી તરફ મોહમુગ્ધ દૃષ્ટિથી જોઇ રહી આ ગીત સાંભળતો હતો. આ નવલકથામાં તારાસુંદરીનો આવશ્યકીય પરિચય અમે કરાવી ચુકેલો હોવાથી અત્રે તેનો પુનરુલ્લેખ કરવાની જરૂર નથી. તે વ્યંકટેશ્વરાચાર્યના વિલાસમંદિરમાં રહી વારંવાર અવનવા યુવકોને મોહજાળમાં ફસાવી પોતાની વિલાસલાલસાને શાન્ત કરતી હતી, તેમ જ સારા પૈસા પણ મેળવતી હતી. વ્યંકટેશ્વરાચાર્યને પણ મંદિરમાં રહેતી તથા મંદિરમાં આવતી જતી યુવતી સ્ત્રીઓની કમાણીથી પૈસાનો ઘણો સારો લાભ થતો હતો. પ્રત્યેક યુવતીની આવકમાંથી એ તૃતીયાશ જેટલી રકમ વ્યંકટેશ્વરાચાર્ય લેતો હતો.

તદુપરાંત સરકારી કાયદાનો ભંગ કરી તેણે કોકેન, દારુ, ગાંજો, ભાંગ વગેરે કેફી પદાર્થોનો વિશેષ પ્રમાણમાં પોતાની પાસે સંગ્રહ રાખ્યો હતો. વ્યસની સ્ત્રીપુરુષોને ગમે તે વખતે જોઇતા પદાર્થોની સગવડતા કરી આપી વ્યંકટેશ્વરાચાર્ય એ પદાર્થોની બમણી કિંવા ત્રણગણી કિમ્મત લેતો હતો. જો કે અમદાવાદ શહેરમાના સામાન્ય જનસમાજમા વ્યંકટેશ્વરાચાર્યના ચારિત્ર્ય તેમ જ તેના મંદિરમાં ચાલતા ભીષણ પાપાચાર સંબંધી ઘણી લોકવાયકાઓ સાંભળવામાં આવતી હતી, તેમજ એ વિષય વ્યંકટેશ્વરાચાર્ય પોતે પણ જાણતો હતો; છતાં તેણે પોતાના પાપાચારને બિલ્કુલ ઓછો કર્યો નહોતો. કાયદાનો તેને લેશ માત્ર ભય નહોતો. દ્રવ્યબળથી ગમે એવા અશક્ય કાર્યને પણ શક્ય કરી શકાય છે એવી તેની માન્યતા હતી.

તારાસુંદરીનું ગીત સમાપ્ત થયું એટલે વ્યંકટેશ્વરાચાર્યે તેને પોતાની પાસે હિંચકા ઉપર બેસવાનું કહી પૂછ્યું:-" તારા ! આજે બ્હારથી કોણ કોણ આવ્યું છે ? "

"બ્હારથી એકંદરે ચાર ગૃહસ્થો આવેલા છે. પાર્વતીએ તેમને સઘળી વ્યવસ્થા કરી આપી છે. આપ એ માટે નિશ્ચિંત રહો. દરેક ગૃહસ્થ પાસેથી દશ દશ રૂપિયાની રકમ પ્રથમથી લેવામાં આવી છે અને બાકી પાંચ પાંચ રૂપિયા લેવાના છે. રાત્રે વિદાય થતી વખતે એ રૂપિયા પાર્વતી લઇ આપને બધો હિસાબ આપશે." તારાએ હિંચકા ઉપર બેસીને કહ્યું.

"તારા! ત્હેં મ્હને રાધિકા નામથી તને બોલાવવાનું સૂચવેલું હોવા છતાં ભૂલથી મ્હારાથી ત્હારા ખરા નામનો ઉચ્ચાર થઇ જાય છે. હું એ માટે હવેથી બનતી સંભાળ રાખીશ. પ્યારી રાધિકે! ત્હારા મધુર કંઠથી ગવાતું ગીત સાંભળી હું સ્વર્ગીય સુખ અનુભવું છું. તું એક ગરબી ગાઇ સંભળાવ જોઇએ." આમ કહી તારાના ખુલ્લા ખભા ઉપર હાથ નાખી વ્યંકટેશ્વરાચાર્યે તેના અધરોષ્ઠ ઉપર ચુંબન કર્યું.

પાપની સજીવ પ્રતિમા તારા પુનઃ ગાવા લાગી:—

"મોહનલાલજી રે મ્હારા જીવન પ્રાણજીવંન;
હું બલિહારી, રાજ ઘણી ખંમા.
દાસી તમતણી રે, તમને સોંપ્યું તન મન ધંન. રાજ૦
મનના માન્યા છો રે જીવું છું હું શ્રીમુખ જોઇ;
પીયરે સાસરે રે, વ્હાલું તમ સરીખું ન કોઇ. રાજ૦
ચકોર ચંદ્રને રે, ઇચ્છે ત્યમ તમને મુજ નેણ;
કેહેવા વ્હાલા છો રે, કેહતાં આવડતું નથી વેણ. રાજ૦
રસિયા રૂપાળા રે, નટવર નાગર નંદકિશોર;
સદ્‌ગુણ સાગર છો રે, મીઠડાબોલા ચિતના ચોર. રાજ૦
એક વિધ ઓછા રહો રે, તો કાંઇ એક વારૂં મંન;
પુરણ સહુ વાતે રે, કોહો કેમ છુટે લાલ લગંન. રાજ૦

સુનો હું દેખું રે, પિયુજી તમવણ સઉ સંસાર;
પ્યાલો ઝેરનો રે, પાઓ તોએ તમથી ન ખસે પ્યાર. રાજ૦"

દ્વિતીય ગીત પણ સમાપ્ત થયું. તારાનો કંઠસ્વર હજી પણ જાણે કે વાયુના તરંગોમાં ભળી જઇ નૃત્ય કરતો હતો.

લગભગ બીજા બે અઢી કલાક પસાર થઇ ગયા. એ અઢી કલાકમાં વ્યંકટેશ્વરાચાર્યના વિલાસમંદિરમાં જે જે બનાવો બન્યા તેનું યથાર્થ શાબ્દિક ચિત્ર આલેખી અમે લેખિનીને કલંકિત કરવા ઇચ્છતા નથી.

આજે બ્હારના ચાર પુરુષો વ્યંકટેશ્વરાચાર્યના વિલાસમંદિરમાં આવેલા હતા. તેઓમાંથી કોઇને કોકેનનું, કોઇને દારુનું તો કોઇને બીજું કાઇ વ્યસન હતું. વ્યંકટેશ્વરાચાર્યની સેવિકા પાર્વતી બ્હારના માણસોને જોઇતા પદાર્થો સુચનાનુસાર પૈસા લઇને પુરા પાડતી હતી. આજે આવેલા ચાર પુરુષોમાંથી કેવળ એક જ પુરુષ નિર્વ્યસની હતો. બીજા ત્રણે પુરુષ માદક વસ્તુઓનું સેવન કરી ઉત્તેજનાને આધીન થયા હતા.

બરાબર સાત વાગ્યે બીજા બે પુરુષોએ વ્યંકટેશ્વરાચાર્યના મંદિરમાં પ્રવેશ કર્યો. મંદિરનો એક શિષ્ય દ્વાર પાસે ઉભો હતો. તેણે નવા માણસો તરફ જોઇ પૂછ્યું:-" ક્યાંથી આવો છો ? "

" અમે મહારાજશ્રી વ્યંકટેશ્વરાચાર્યનાં દર્શન કરવા આવ્યા છીએ." આવેલા પુરુષોમાંથી એક પુરુષે ઉત્તર આપ્યો તથા વિશેષ કાંઇ પૂછપરછ કર્યા સિવાય એ બન્ને પુરુષો તત્કાળ મંદિરની સ્હામે આવેલા મેડા ઉપર ચઢી ગયા. વ્યંકટેશ્વરાચાર્યનો પેલો શિષ્ય તો કિંકર્ત્તવ્યવિમૂઢ બની જઇ જ્યાં ઉભો હતો ત્યાં જ ઉભો રહ્યો.

બરાબર પાંચ મિનિટ પછી દશ કૉનસ્ટેબલોએ આવી મંદિરને ચારે તરફથી ઘેરી લીધું.

જે બન્ને પુરુષો મેડા ઉપર ચઢી ગયા હતા તેઓમાંનો એક સી. આઇ. ડી.નો ઇન્સ્પેક્ટર અને બીજો પોલિસ ઇન્સ્પેક્ટર હતો. છુપી પોલિસના ઇન્સ્પેક્ટરનું નામ બળવંતરાવ હોઇ તે દક્ષિણી હતો અને પોલિસ ઇન્સ્પેક્ટરનું નામ મહમદઅલી હોઇ તે મુસલ્માન હતો. તેઓ બન્ને ઉપર ગયા પછી વ્યંકટેશ્વરાચાર્યના બંધ દિવાન-ખાનાના દ્વાર પાસે ઉભા રહી અંદર ચાલતી વાતચિત સાંભળવા લાગ્યા. અંદર વ્યંકટેશ્વરાચાર્ય અને તારાસુંદરી વચ્ચે વાતચિત ચાલતી હતી તેનો નિમ્નલિખિત ભાગ બન્ને ઇન્સ્પેક્ટરોના સાંભળવામાં આવ્યો.

"તારા ! આજે પણ લગભગ પચાસસાઠ રૂપિયાની આવક થઇ છે. તે ઉપરાંત, દારુ કોકેન વગેરેના પૈસા મળશે તે જુદા."

"ખરું છે. આજકાલ આપના સૌભાગ્યનો સંપૂર્ણ ઉદય થયેલો છે. ધર્મનું પુંછડું પકડી બેસી રહેવાથી ભોગ-વિભવનું સુખ મેળવી શકાતું નથી."

"આજકાલ કેટલાક ધર્મોના ગુરુઓ અને ગોસાંઇઓ આવા વ્યવસાયથી જ સર્વ પ્રકારનાં ઐહિક સુખ મેળવે છે. થોડા વખત ઉપર મુંબઇમાં ભાટીઆઓના એક ગુરૂનો આપણા જેવો વ્યવસાય તેના કેટલાક વિરોધીઓ તરફથી જાહિર થયો હતો અને મુંબાઇની હાઇકોર્ટમાં લાયબલ કેસ ચાલ્યો હતો; પરંતુ પરિણામે એ ગુરૂને કાંઇ વિશેષ નુકશાન થયું નહોતું. જો એ મહારાજ મ્હારા જેવો ચાલાક હોત તો તેની પ્રતિષ્ઠાને પણ હરકત ન પહોંચત."

"આપની કળા તો અકળ છે. મ્હારા નાથ!"

અંદરની વાત આટલેથી અટકી. બન્ને ઇન્સ્પેક્ટરે તરત જ દ્વાર

ઉપર હાથ પછાડયો. કાંઇ કામ માટે પાર્વતી આવી હશે એમ ધારી તારાએ દ્વાર ઉઘાડયાં. તત્કાળ બન્ને ઇન્સ્પેક્ટરોએ અંદર પ્રવેશ કર્યો. એ અજાણ્યા પુરુષોને પોતાની પાસે ઉપસ્થિત થયેલા જોઇ વ્યંકટેશ્વરાચાર્ય અને તારાસુંદરી ક્ષણ કાળ માટે ગભરાઇ ગયાં. વ્યંકટેશ્વરાચાર્ય કાંઇ કહે તે પહેલાં જ છુપી પોલિસના ઇન્સ્પેક્ટર બળવંતરાવે કહ્યું:-" અમે તમારા મંદિરની જડતી લેવાને આવ્યા છીએ. અમારા એ કાર્યમાં તમે કાંઇ હરકત કરશો તો કાયદાની નજરે ગુન્હેગાર ઠરશો. સરકારની પરવાનગી સિવાય તમે કેફી પદાર્થોને અહીં રાખો છો, તે વેચો છો તેમ જ બીજાં પણ ઘણા કુકર્મો કરો છો. વળી બચાવમાં તમે હમણાં કાંઇ કહેશો નહિ. હમણા તમારી જે વાતચિત થઇ હતી તે ઉપરથી અમે કેટલીક હકીકત જાણી લીધી છે. આ મંદિર અને મકાનમાંનું એક પણ માણસ બહાર નીકળશે તો તરત જ તેને કેદ પકડવામાં આવશે. મંદિરની આસપાસ સખ્ત પહેરાનો બંદોબસ્ત પ્રથમથી જ કરવામાં આવ્યો છે."

આ વચન સાંભળી વ્યંકટેશ્વરાચાર્ય હાવરોબ્હાવરો બની ગયો. તેના જે વાક્યો બળવંતરાય અને મહમદઅલીના સાંભળવામાં આવ્યાં હતાં એ ઉપરથી જ તે સર્વાંશે ફસાઇ પડયો હતો. હવે આત્મરક્ષણ કરવાનો કે પ્રતિષ્ઠા બચાવવાનો માર્ગ તેને માટે રહ્યો નહોતો. થોડા સમય સુધી ચિંતામગ્ન રહ્યા પછી તેણે કહ્યું:-" આપ બન્ને સાહેબો પાસે હું ક્ષમા માગું છું. હું મ્હારા અપરાધનો અસ્વીકાર કરું એવી મ્હારી સ્થિતિ રહી નથી તથા હવે અસત્યના આશ્રયથી મ્હારું પાપ છુપાવી હું પાપના ભારમાં વધારો કરવા ઇચ્છતો નથી."

બળવંતરાયે કહ્યું:-" સઘળા ગુન્હેગારો જયારે સપડાય છે ત્યારે જ તેઓ સત્યવાદી થઇ જવાની વાત કરે છે; પરંતુ જ્યાં સુધી

પોતાનાં પાપકાર્યો છુપાવી શકવાનો એક પણ માર્ગ તેમના હાથમાં હોય છે ત્યાં સુધી તેઓ અસત્યનો આશ્રય લેતાં બિલકુલ સંકોચાતા નથી. વ્યંકટેશ્વરાચાર્ય ! તમારા ઉપર ઘણા આરોપ છે; જેનું વર્ણન મ્હારે હમણાં તમારી પાસે કરવાની જરૂર નથી. જો તમે તમારા ગુન્હાઓનો એકરાર નહિ કરો તો પણ એ ગુન્હાઓ હવે આપો-આપ પ્રકાશમાં આવશે અને તમારી સાધુતા કેવી શયતાનિયત ભરેલી છે તે જનસમાજ જાણી શકશે."

બળવંતરાયે આટલું બોલી પોલિસ ઈન્સ્પેક્ટર મહમદઅલીને એક નેત્રસંકેત કર્યો. મહમદઅલીએ તત્કાળ એક સીટી વગાડી. વિના વિલંબે પાંચ કૉનસ્ટેબલો તેની પાસે હાજર થયા. પછી બળતરાયે એ કૉનસ્ટેબલોને ઉદ્દેશીને કહ્યું:–"તમે અહીં ઉભા રહો, મકાનમાં તેમજ મકાનની બ્હાર પહેરાનો બરાબર બંદોબસ્ત રાખ્યો છે કે?"

આવેલા કૉનસ્ટેબલોમાથી એકે કહ્યું:–"હા હજુર ! મકાન-માંથી એક પણ માણસ બ્હાર જઈ શકે એવો સહજ પણ સંભવ નથી."

"ઠીક, તમે અહીં ઉભા રહો. મિસ્ટર મહમદઅલી, આવો આપણે પ્રથમ આ સ્થળે તપાસ કરી લઈએ." આમ કહી બળવંતરાયે અંદર પ્રવેશ કર્યો. તેમણે બન્નેએ મળી વ્યંકટેશ્વરાચાર્યના એ દિવાનખાના અને શયનગૃહની ઘણી જ ચોકસાઈથી તપાસ કરવા માંડી. તારાસુંદરી એ બન્ને સરકારી કર્મચારીઓ તરફ વારંવાર દયાભિક્ષા કરતી હોય એવી દૃષ્ટિથી જોતી હતી. વ્યંકેશ્વરાચાર્યનું મુખ ચિંતાતુર પણ ગંભીર હતું. આવા ભીષણ સંકટ પ્રસંગે પણ જાણે કે તેની કુટિલતા તેનો ત્યાગ કરી ગઈ નહોતી.

તપાસ કરતાં કરતાં એ દિવાનખાનામાંનાં કબાટોમાંથી દારૂ, ગાંજો, કોકેન વગેરે માદક પદાર્થો વિશેષ પ્રમાણમાં મળી આવ્યા.

કેટલાંક બિભત્સ ચિત્રો અને સરકારે જપ્ત કરેલાં શૃંગાર વિષયક પુસ્તકો પણ પોલિસે કબ્જે કર્યાં. એક સાગની પેટીમાંથી રેશમી રૂમાલ સાથે બાંધેલું કાગળોનું બંડલ મળી આવ્યું એ બંડલ તપાસતાં તેમાંથી ઘણી સ્ત્રીઓના પાપાચાર સંબંધીના પત્રો મળી આવ્યા. ઘણાખરા પત્રોમાં લખનાર વ્યક્તિનું નામ નહોતું; છતાં એ પત્રો સુદ્ધાં પોલિસે કબજે કર્યા. એ પત્રો રાજનગરના ખાનગી જીવનના ઇતિહાસનાં કાળાં પૃષ્ઠો સ્વરૂપ હતા. એમાં અનેક પ્રતિષ્ઠાસંપન્ન અને કુળવાન કુટુંબની કામિનીઓની વિષયલંપટતાની હકીકત લખાયલી હતી. કેટલીક વિધવા નારીઓએ પોતાની દુર્દશાના વખતમાં પોતાને તજી દેવા માટે વ્યંકટેશ્વરાચાર્ય ઉપર ઠપકાના તથા મદદ મેળવવાના પત્રો લખેલા હોય તે પણ એ બંડલમા હતા. અધમાધમ વ્યંકટેશ્વરાચાર્યના પાપજીવનને કાંઇક અંશે પ્રકાશિત કરવાની ઇચ્છાથી અમે એમાંના બે ચાર પત્ર અત્રે ઉતારીએ છીએ. પાલિસની માફક આપણે એ બધા પત્રોની હકીકત જાણવાની જરૂર નથી.

એ પત્રોમાંનો એક દ્વારકાંથી આવેલો હોય તેમાં નીચેની હકીકત લખેલી હતી:—

"પરમાત્મસ્વરૂપ આરાધ્યદેવ!

આપનો અહીં જે પંદર દિવસનો અલભ્ય સહવાસ આ સેવિકાને પ્રાપ્ત થયો હતો તેનું જીવનમાં વિસ્મરણ થઇ શકે તેમ નથી. આપે છ માસમાં પાછા આ તરફ આવવાનું કહેલું; પરંતુ આજકાલ કરતાં બાર માસથી સેવિકાને આપના દર્શનસુખથી વંચિત રાખવાનું શું કારણ છે એ સમજી શકાતું નથી. જે સ્થળે આપના પત્રો આવી શકે એવો બંદોબસ્ત કર્યો હતો ત્યાંથી મ્હને કેવળ બે જ પત્ર મળ્યા છે. આપ મહાન્ પુરૂષ છો, આપની સેવા

મ્હારા જેવી અનેક સેવિકાઓ કરતી હશે તેથી આપ આ રંક કિંકરીને ભૂલી જાઓ એ સ્વાભાવિક છે. આપના પવિત્ર ચરણકમળમાં મ્હારી એવી નમ્ર પ્રાર્થના છે કે, આપ મ્હને ભૂલી જશો નહિ. પંદર પંદર દિવસે આપનો પત્ર મળશે તો મ્હને મળ્યા જેટલો સંતોષ અને આનંદ થશે. વળી હાલમાં હું પૈસા સંબંધીની ઘણી અડચણ ભોગવું છું. કૃપા કરી વધારે નહિ તો છેવટ પચાસ રૂપિઆની રકમ પણ મનીઑર્ડરથી વળતી પોષ્ટે જરૂર મોકલી આપશો.

પ્રાણેશ્વર ! આપના વિયોગથી મ્હારા દિવસો કેવી સ્થિતિમાં પસાર થાય છે તે નીચેની ગરબી ઉપરથી આપ સહેલાઇથી સમજી શકશો.

" શ્રી ગુરુદેવ વ્યંકટેશ ચરણે લાગૂંરે, રસિયાજી;
તેર માસ હરિગુણ ગાવા મતિ માગૂં હો, રંગ રસિયાજી. ૧
કારતક માસે કેમ ગયા છો મૂકીરે, રસિયાજી,
પ્રાણજિવન પ્રભૂ શી વાતે હું ચૂકી હો, રંગ રસિયાજી. ૨
ચૂકી તોપણ દાસી દોષ સમાવોરે, રસિયાજી,
મ્હારા સમ જો મનમાં કાંઇ લાવો હો, રંગ રસિયાજી. ૩
અબળાજન અમો અવગુણ કેરી ખાણરે, રસિયાજી,
તો પણ નાથ નિભાવો ઝાલો પાણ હો, રંગ રસિયાજી. ૪
જેવી તેવી કિંકરી કહાવૂં તમારીરે, રસિયાજી,
દાસ દયાના પ્રિતમ લો સુધ મ્હારી હો, રંગ રસિયાજી. ૫
માગસર માસે મળવા મન અકળાયરે રસિયાજી,
પ્રીતતણી પીડા કંઇએ ન કહેવાય હો, રંગ રસિયાજી. ૧
બિકયું લિકયું પણ અંતર ભડકો લાગેરે, રસિયાજી,
કાળજું છેદી કંદર્પનાં શર વાગે હો, રંગ રસિયાજી. ૨

વિરહ વિહ્વળ થઈ કળ ન પડે નિશદિનરે, રસિયાજી,
તાલાવેલી લાગી મ્હારે તંન હો, રંગ રસિયાજી. ૩
દુઃખ દાવાનળ પ્રગટ્યો ક્યમ સ્હેવાયરે, રસિયાજી,
ધીરજ રાખું પણ કહાં લગી રહેવાય હો, રંગ રસિયાજી. ૪
નિશ્ચે પ્રાણ જશે તલ્પી હવાં આવોરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ પ્રાણ બચાવો હો, રંગ રસિયાજી. ૫
પોષ માસે રોષ રૂદેથી મૂક્યારે, રસિયાજી,
અબળાના આધાર અવસર ચૂક્યા હો, રંગ રસિયાજી. ૧
ઘણું પ્રગટ શૂં કહીએ સમજી લેજોરે, રસિયાજી,
વિજોગ પાખે અવર દંડ કાંઇ દેજો હો, રંગ રસિયાજી. ૨
સ્ત્રીને દુઃખ નહિ પતિ જો શસ્ત્રે મારેરે, રસિયાજી,
તેથી કષ્ટ ઘણું તે મન ઉતારે હો, રંગ રસિયાજી. ૩
એથી અદકું હાવાં તે શૂં કહિયેરે, રસિયાજી,
ચતુર શિરોમણી ચતુરાનૂં દુઃખ લહિયે, હો રંગ રસિયાજી. ૪
આ જોબનમાં આવી સુખને માણોરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમજી તક જાણો હો, રંગ રસિયાજી. ૫
માહા માસે તો મ્હારા સમ ઘેરે આવો રે, રસિયાજી,
આ રતમાં દીપંતી લે સુખ લ્હાવો હો, રંગ રસિયાજી. ૧
પ્રથમ અમો એમાં કંઇએ નવ લ્હેતાં રે, રસિયાજી,
શિખવી સમજાવી શું મ્હેલ્યા વ્હેતાં હો, રંગ રસિયાજી. ૨
વ્હાલા થઇને વેર શું વાળ્યું આવું રે, રસિયાજી,
આવડું શિદ કર્યું, જ્યારે હૂતૂં જાવૂં હો, રંગ રસિયાજી. ૩
પ્રેમ પંથમાં કાંટો કપટી ન સારો રે, રસિયાજી,
પ્રથમ થકી પોખી હાવાં શૂં મારો હો, રંગ રસિયાજી. ૪

વિરહ વન્હીમાં ધીકું છું નિશ દાહાડા રે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમજી મુને કહાડો હો, રંગ રસિયાજી. ૫
ફાગણ કેસૂ ફૂલ્યાં હૂં કરમાણી રે, રસિયાજી,
આ વનમાળી પિયૂ સીચ્યૂં ન પૂરૂં પાણી હો, રંગ રસિયાજી. ૧
વસંતઋતુ તો સહુને વ્હાલી લાગે રે, રસિયાજી,
તમ પાખે મુને રૂદેમા બાણ વાગે હો, રંગ રસિયાજી. ૨
અબિલ ગુલાબને કેસરના રંગ ઘોળી રે, રસિયાજી,
વિલાસ સુખ નવ લીધૂં મુજ ઉર હો, રંગ રસિયાજી. ૩
સુખની રૂતૂ સોકની સંગે સોહિયે રે, રસિયાજી,
હુસકલડે રોવું તો હમારે જોઇએ હો, રંગ રસિયાજી. ૪
પ્રથમ થકી પ્રભુ શેં નવ નાખ્યાં મારીરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ આ ગતિ ધારી હો રંગ રસિયાજી. ૫
ચૈત્રે ચંદ્રકિરણ સહુને સુખકારી રે, રસિયાજી,
એકલડીને લાગે તેહ કટારી હો, રંગ રસિયાજી. ૧
સુખકારી હુતા તે સહુ દુઃખ દે છે રે, રસિયાજી,
જોઇ જોઇ સંભારી સુખ આંસુ વ્હે છે હો, રંગ રસિયાજી. ૨
કરે કાય શૂં કર્મતણો એ દોષ રે, રસિયાજી,
વક્રવદન નિજ ત્યાં શો દર્પણ દોષ હો; રંગ રસિયાજી. ૩
આ દહાડા કયાં મુકયા હતા સંતાડી રે, રસિયાજી,
જોબન અવસર આવ્યો આપ્યા કહાડી હો; રંગ રસિયાજી. ૪
તમો કહેતા તે અમો માનતાં સાચું રે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ કીધૂં કાચૂં હો, રંગ રસિયાજી. ૫
વૈશાખે વ્રજ સૂનું સઘળૂં દીસે રે, રસિયાજી,
જન ઝાઝા પણ કોને મન જઈ હીસે હો, રંગ રસિયાજી. ૧

સરવે સરવર સૂકાં ચાતક લેખે રે, રસિયાજી,
ચંદ્ર વિના જગ ચકોર ઉજડ દેખે રે, રંગ રસિયાજી. ૨
વિત્યૂ હોય તે એ સાચૂં પરમાણે રે, રસિયાજી,
પીડ પ્રસૂતાની શૂં વઝા જાણે હો, રંગ રસિયાજી. ૩
વિરહવેદના ઘણી કઠિણ સહુ દુઃખથા રે, રસિયાજી,
વેઠે તે જાણે ન કેહેવાય અમુકથી હો, રંગ રસિયાજી. ૪
સ્નેહ તણો ઘા મલમથકી ન રૂઝાય રે, રસિયાજી.
દાસ દયાના પ્રીતમથી સુખ થાય હો, રંગ રસિયાજી. ૫
જેઠ માસે સહુ સરોવર સૂકાં કહે છે રે, રસિયાજી,
મુજ લોચન ધારા નવ સૂકી ઙ્હે છે હો, રંગ રસિયાજી. ૧
ગ્રીષ્મઋતુને તાપે સહુ અકળાયે રે, રસિયાજી,
પવન કુવારાથી તે સઘ સમાયે હો, રંગ રસિયાજી. ૨
ગ્રીષ્મ તાપ તે દીપ વાયુથી વામે રે, રસિયાજી,
વિરહ વન્હી આ પવને વૃદ્ધી પામે હો, રંગ રસિયાજી. ૩
પય ઉભર્યૂં તે છાંટી નીર સમાય રે, રસિયાજી,
તાતું તેલ મળે ઝળ ભડકો થાય હો, રંગ રસિયાજી. ૪
પ્રેમ પાવકની પિડ સહુ દુઃખથી અળગી રે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ તમને વળગી હો, રંગ રસિયાજી. ૫
અષાડ માસે અતિ ઉંડું દુઃખ સાલે રે, રસિયાજી,
પંખીડાં પણ મળિને માળા ઘાલે હો, રંગ રસિયાજી. ૧
કહોને કહિયે ને કહે અદેખાં ઠરિયે રે, રસિયાજી,
અંતર આગે ઢાંક્યાં ધીકી મરિયે, હો રંગ રસિયાજી. ૨
કીડો કાષ્ટ જ્યમ ખોખુ કરે ખાઈ બાધૂં રે, રસિયાજી,
તમ વિરહ કીડે કાળજ કરડી ખાધૂં હો, રંગ રસિયાજી. ૩

ઉપરથી તન સારૂં સહુ કોઈ દેખે રે, રસિયાજી,
ભીતર ભડકો પ્રાણુ પોતાનો પેખે હો, રંગ રસિયાજી. ૪
જે જાણે તે મુરખ કહે એ વાતરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ દુઃખ સહુ ભાત હો, રંગ રસિયાજી. ૫

શ્રાવણ માસ સરવડે વરસ્યો મંદ રે, રસિયાજી,
પાવસ ઋતુ શોભા થઇ વૃંદાવૃંદ હો, રંગ રસિયાજી. ૧
વૃક્ષે વળગી વેલ ફુટે નવ છોડી રે, રસિયાજી,
હેવે મ્હારી બેલ તો નાખી તોડી હો, રંગ રસિયાજી. ૨
એક દિવસ આપણુ ત્યાં વાતે વળગ્યાં રે, રસિયાજી,
ઘન વરસ્યો ભીંજ્યા પણુ ન થયાં અળગાં હો, રંગ રસિયાજી. ૩
મેં પણ શીત સહેવાઇ નહીં ઘણું કાંપી રે, રંગ રસિયાજી,
ત્યારે તમે મુજને લઇ રૂદયાશું ચાંપી હો, રંગ રસિયાજી. ૪
સંભારી તે સુખ કાળજડું ફાટે રે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમજી શા માટે હો, રંગ રસિયાજી. ૫

પુરૂષોત્તમ માસે આશા તો મ્હારી રે, રસિયાજી,
પુરો પુન્ય થશે જુઓ મન વિચારી હો, રંગ રસિયાજી. ૧
આતુર જન સંતોખો કરી સનમાન રે, રસિયાજી,
અધરામૃત પાઇ આપો જીવતદાન હો, રંગ રસિયાજી. ૨
આ એક માસ તો પુન્યદાનનો દહાડો રે, રસિયાજી,
પ્રભુ પધરાવી સેવા કરૂં કર ટાહાડો હો, રંગ રસિયાજી. ૩
અવર દેવ સેવ્યાની શ્રદ્ધા છે નહિ રે, રસિયાજી,
પુરૂષોત્તમ પરણીને અવર ધરે નહિ હો, રંગ રસિયાજી. ૪
પ્રાણુ જશે તોય તમ વીના નહીં ભજિયેરે, રસિયાજી,
દાસ દયાના સ્વામી એમ સમજિયે હો, રંગ રસિયાજી. ૫

ભાદરવો ભડ વરસે ચપળા ચમકે રે, રસિયાજી,
એક સમે હું આવી પાયલ ઝમકે હો, રંગ રસિયાજી. ૧
હું ભીની સુણી ઘન વરસ્યો આકાશે રે, રસિયાજી,
પીતાંબર હોરાડી લીધી પાસે હો, રંગ રસિયાજી. ૨
સઘળું સુખ કાંઇ પ્રગટ નથી કહેવાતું રે, રસિયાજી,
વિકળપણે કાંઇ કહું છૂં નથિ રહેવાતૂ હો, રંગ રસિયાજી, ૩
પાલવ પાથરી કાલાવાલા કરિને રે, રસિયાજી,
પગે લાગી કહું છૂં ફરી ફરીને હો, રંગ રસિયાજી. ૪
વ્રેહ દુઃખ નથી રહેવાતું હાવાં આવો રે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ શું તલસાવો હો, રંગ રસિયાજી. ૫

આશ્વિન આવ્યો સઘ માસ સુખકારીરે, રસિયાજી,
વામ આંખલડી ફરકે છે કાંઇ મ્હારી હો, રંગ રસિયાજી. ૧
રાસરમણુની ઋતુ આવી તમે જાણો રે, રસિયાજી
લાલ બિહારી લાલીનાં સુખ માણોહો, રંગ રસિયાજી. ૨
શરદ પુનમની નિશે પૂર્ણ શશી પ્રગટશે રે રસિયાજી,
તમથી રમતાં સહુ દુઃખ મ્હારાં મટશે હો, રંગ રસિયાજી. ૩
કરૂણાનિધિ છો માટે કરૂણા કરશો રે, રસિયાજી,
વ્હાલાની વિનતિ રૂદેમા ધરશો હો, રંગ રસિયાજી. ૪
આનંદ ઉપનો ઉરમાં વાલમ વળિયારે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમજી મુને મળિયા હો, રંગ રસિયાજી. ૫

આપના વિયોગથી આ સેવિકા કેટલું બધું કષ્ટ અનુભવે છે એ કેવળ અંતરાત્મા જ જાણો છો. નાથ ! પ્રભુ ! અંતે મ્હારી આપના ચરણયુગલમાં એટલીજ પ્રાર્થના છે કે, આપ મ્હને છેક

વિસારી દેશો નહિ. તૃષાતુર ચાતક જેટલી અધીરતાથી વૃષ્ટિની રાહ જુએ તેટલીજ અધીરતાથી હું આપના પ્રત્યુત્તરની રાહ જોઉં છું.

લિ૦ આપની ચરણસેવિકા."

બીજો એક પત્ર નીચે પ્રમાણે હતો:—

"સાધુ વેશધારી શયતાન!

હે નિર્દય રાક્ષસ! હું તને ઉપરા ઉપરી પત્રો લખી ચુકી; છતાં મ્હારે માટે તું કાંઇ કરી શકતો નથી તેમજ ઉત્તર પણ લખતો નથી તેથી હું સ્પષ્ટ સમજી શકી છું કે, હવે મ્હારે મ્હારા પાપનું પ્રાયશ્ચિત્ત કરવું જ પડશે. અફસોસ! આર્યાવર્ત્તમાં મ્હારા જેવી કેટલી યુવતી બાળવિધવાઓ મોહમાં ભુલી ત્હારા જેવા ઢોંગી, દગાબાજ નરપશુઓના વિલાસનો ભોગ થઇ પડી હશે! નરાધમ! ત્હારી સાથેના સંબંધથી હમણાં એવો પ્રસંગ ઉપસ્થિત થયો છે કે, હવે વિશેષ સમય સુધી હું મ્હારા પાપને છુપાવી શકું તેમ નથી. મ્હને ચાર માસ થઇ ગયા છે. અહીં ગામના જનસમાજમાં મ્હારે માટે ગુપ્ત નિંદા પણ ચાલૂ થઈ છે. કોઇને મ્હોં બતાવતાં મ્હારી લજ્જાનો પાર રહેતો નથી. આવી સ્થિતિ કરતાં તો જો ઇશ્વર મૃત્યુ આપે તો હુ તેને આશીર્વાદ રૂપ જ સમજું. ચિરકાળ માટે આશ્રય આપવાની પ્રતિજ્ઞા કરી ત્હેં મ્હને પાપની ભયાનક ગર્ત્તામાં નાખી દઇ અંતે મ્હારો ત્યાગ કર્યો છે. તને મ્હારા જેવી એક અબળાની લાજની તથા મ્હારા ઉદરમાં જે સંતાન છે તેની પણ દયા નથી આવતી, એ અફસોસનો વિષય છે. લોકનિંદા મ્હારે માટે અસહ્ય થઇ પડી છે. હજી પણ બાજી હાથમાં છે. આ ગામનો ત્યાગ કરી કોઇ અજાણ્યા સ્થળે હું નિર્વિઘ્ને રહી શકું એવો તું બંદોબસ્ત કરે તો મ્હારું દુઃખ દૂર થાય તેમ છે; પણ ત્હારા

તરફથી હવે એવી આશા રાખવી વૃથા છે. હું મ્હારા બીજાણુ પાપનો પ્રશ્નને જવાબ આપવા થોડા દિવસમાં જ જઈશ-આત્મહત્યા કરી આ જવાળામય જીવનનો અંત લાવીશ. નિષ્ઠુર રાક્ષસ! મ્હારા તથા મ્હારા ઓરસ સંતાનના નાશનું સઘળું પાપ તને જ લાગશે એ ચોક્કસ સમજજે. આ મ્હારો તને છેલ્લો પત્ર છે. અંતે પ્રભુ મ્હારા જેવી બાળવિધવાઓને સદ્‌બુદ્ધિ આપી ત્હારા જેવા શયતાનોના માયાજાળનો શિકાર થઈ પડતી બચાવે એવી જ તેના ચરણકમળમાં અનન્ય ભાવથી પ્રાર્થના છે.

લિ. અભાગિની."

એક પત્ર જામનગરથી રેવા નામની ડોશીનો હતો. તેમાં નીચે પ્રમાણે હકીકત લખી હતીઃ-

" શ્રીમાન્

આપનો કૃપાપત્ર અને પચીસ રૂપિયાનો મનીઑર્ડર મળ્યો છે. તેવી રીતે વારંવાર લખતા રહેશો. અહીં બે સ્ત્રીઓને સમજાવીને મ્હેં તૈયાર રાખી છે તેઓમાંની એક ખવાસણ અને બીજી મોચણ છે. તેઓ ઉચ્ચ જાતિની નહિ હોવા છતાં બ્રહ્માએ એમને સુંદરતા અર્પણ કરવામાં ઉદારતા દર્શાવી છે. તેમના શરીરનો બાંધો ઘાટીલો અને વર્ણ ઉજ્વળ છે. ખવાસણની ઉમ્મર પચીસ વર્ષની અને મોચણની ઉમ્મર લગભગ વીસ વર્ષની છે. બન્નેનો સંસાર દુઃખી છે તથા આનંદ વિભવમાં રહેવાની તેમને ઉભયને ઘણી મહત્વાકાંક્ષા છે. આ બન્ને સુંદરીઓ હું આપને મેળવી આપું તેના પરિશ્રમ અથવા પુરષ્કાર તરીકે મ્હને બસો રૂપિયાની રકમ મળવી જોઈએ તથા એ દરેક સુંદરીને અગાઉથી અઢીસો અઢીસો રૂપિયાની રકમ મળવી જોઈએ. જો કે તેમણે દરેકે ચારસો ચારસો રૂપિયાની અગાઉથી માગણી

કરી છે; પરંતુ અઢીસોની રકમ સુધી હું તેમને રાજી કરી શકીશ. તે ઉપરાંત હું તેમને અમદાવાદ મૂકવા આવું તેનું આવવા જવાનું રેલ્વે ખરચ, એ બન્ને સુંદરીઓનું રેલ્વે ખરચ અને મુસાફરીનું બીજું સઘળું પરચુરણ ખરચ જૂદું આપવું પડશે. આ કાંઇ આપની સાથે મ્હારું પહેલું કામ નથી. આપના પ્રત્યેની મ્હારી પ્રામાણિકતાથી આપ પરિચિત છો. વિગતવાર ઉત્તર સત્વર લખશો અને મ્હારા લખવા પ્રમાણે વિચાર હોય તો અહીંથી ત્યાં આવવાના ખરચ પેટે રૂપિયા પચાસની રકમ મોકલી આપશો. એ રકમ આવશે એટલે હું બનતી ઉતાવળે બન્ને જણીઓને સાથે લઇ આપના તરફ આવીશ. દ્વારકાં તરફ જવાનુ થાય તો જામનગર થઇને જવાનો વિચાર રાખજો. આ તરફનું કામકાજ જૂદાઇ નહિ જાણતાં લખતા રહેશો. મુદ્દાનો પત્ર રજીષ્ટર્ડ પોષ્ટથી મોકલવાની વાત ધ્યાનમાં રાખો છો છતાં પુનઃ તેની યાદ કરાવું છું.

લિ૦ દર્શનાભિલાષી રેવાના પ્રણામ."

વાચકબંધુઓ ! આટલા પત્રો ઉપરથી જ વ્યંકટેશ્વરાચાર્યના પત્રોના બંડલમાં શી શી હકીકત હોવી જોઇએ એની કલ્પના સહેલાઇથી કરી શકે તેમ હોવાથી અમે વિશેષ પત્રો ઉતારવાની આવશ્યકતા ધારતા નથી. વિષયાંતર ન થઇ જાય માટે હવે આપણે વાર્તાના ઉપસ્થિત પ્રસંગપ્રવાહમાં આગળ વધીશું.

પત્રો સ્વાધીન કર્યા પછી પોલિસ ઇન્સ્પેક્ટર મહમદઅલી અને છુપી પોલિસના ઇન્સ્પેક્ટર બળવંતરાવે પોતાના માણસોની મદદથી આખા મકાનની જડતી લીધી. જે સઘળા કેફી પદાર્થો મળી આવ્યા તે પણ પોલિસે કબ્જે કર્યા. પેલા જે ચાર પુરુષો બ્હારથી આવેલા

હતા તેઓ પણ કોઇ રીતે પોલિસના સપાટામાંથી બચી શક્યા નહિ.

જડતીનું કામ પૂર્ણ થયા પછી વ્યંકટેશ્વરાચાર્યને હાથકડી નાખી ગેટ ઉપર લઇ જવામાં આવ્યો. તારાસુંદરી, નર્મદા, પાર્વતી તેમજ બીજી પણ બે અધર્માચારિણી અબળાઓને તથા બ્હારથી આવેલા પેલા ચાર પુરુષોને પણ ગેટ ઉપર લઇ જવામાં આવ્યાં.

પોલિસને લાંચ આપી છૂટી જવાનો વ્યંકટેશ્વરાચાર્યે ઘણો પ્રયત્ન કર્યો. પરંતુ બન્ને ઇન્સ્પેક્ટરો પ્રમાણિક હતા તથા પદોન્નતિની તેમને આશા હતી તેથી વ્યંકટેશ્વરાચાર્યનું કાંઇ વળ્યું નહિ. એ રાત્રે તેને કાચી જેલમાં મોકલવામાં આવ્યો. બીજાં સ્ત્રી પુરુષોનો જવાબ લઇ તેના ઉપર તેમની સહી લઇ, કેસમાં હાજર રહેવાની આજ્ઞા કરી જવા દેવામાં આવ્યા.





# મધુ-માલતી

અથવા

## વીસમીસદીનું વિશ્વદર્શન !



ભાગ ૪થો.

# મધુ-માલતી

## અથવા

## વીસમીસદીનું વિશ્વદર્શન !

## ભાગ ૪ થો.

## પ્રકરણ ૧ લું.

### પલાયન.

અનેક વખતે મનુષ્ય કેટલાક સામાન્ય પ્રસંગોએ પણ અત્યંત ઉત્તેજિત બની જઇ જે નહિ કરવાનાં કાર્ય કરી બેસી છે તેમાંનાં કેટલાંક કાર્યોનું પરિણામ એવું આવે છે કે, માણસને જીવનપર્યંત પશ્ચાત્તાપ કરવો પડે છે તેમજ કોઇ કોઇ કાર્યના પરિણામે તેને પોતાના જીવથી પણ હાથ ધોઇ નાખવા પડેછે. આમ હોવાથી જ વિજ્ઞજનો માનવજાતિને સાહસકર્મ નહિ કરવાનો ઉપદેશ આપે છે. કોઇ પણ કાર્ય કરતાં પહેલાં સુજ્ઞજને તેના પરિણામનો ધીરબુદ્ધિથી વિચાર કરવો જોઇએ તથા જીવનસંગ્રામમાં પડતાં પૂર્વે ઉત્તમ શિક્ષણ, ઉત્તમ સોબત અને ઉત્તમ વિચારોથી માનસિક શક્તિને ખીલવી સારાસાર કિંવા શુભાશુભનો વિચાર કરવા જેટલું જ્ઞાન મેળવવું જોઇએ.

ચારિત્ર્યને ઉન્નત કરે તથા સદાચાર તેમજ સ્વધર્મપ્રિયતા તરફ આકર્ષે એવા શિક્ષણને મેળવ્યા સિવાય મનુષ્યની માનસિક અને આત્મિક શક્તિની ઉન્નતિ થતી નથી. ગમે એવા ભયંકર સંકટ પ્રસંગે સદાચારી ધાર્મિક મનુષ્ય પોતાના સદ્વ્યવહાર અને ધર્મપ્રિયતાનો ત્યાગ કરતું નથી તેવી જ રીતે દુરાચારી મનુષ્ય પુષ્કળ દુઃખ વેઠવા છતાં નીતિધર્મના સરળ માર્ગ તરફ વળતું નથી.

આપણા કાન્તિપ્રસાદની સ્થિતિ પણ એવી જ હતી. અત્યાર સુધીનો તેનો જીવનક્રમ નીતિ અને ધર્મથી ઉલટો જ હતો. જેને તે સુખની સામગ્રી સમજતો હતો તેજ સામગ્રીએ તેના જીવનમાં દુઃખનો પ્રચંડ જ્વાળામુખી સળગાવવાની શુરુઆત કરી હતી. કેવળ પુસ્તકીઆ શિક્ષણ કે જેને શિક્ષણ કહી શકાય જ નહિ, તે મેળવી, સ્વતંત્રતામાં રહી તેણે પોતાના જીવનને ઉચ્છૃંખલ બનાવી દીધું હતું. પરલોક, ઇશ્વર, પાપનું પ્રાયશ્ચિત્ત વગેરે વિચારો તેની બુદ્ધિશક્તિની બ્હાર હતા. આ વાર્તાના આરંભકાળથી તેનું જે ચિત્ર આલેખવામાં આવ્યું છે તે ઉપરથી વાંચકો સમજી શક્યા હશે કે, ક્રમે ક્રમે તે અવનતિ અને પાપની ઊંડી ગર્ત્તામાં એક અંધ અને અજ્ઞાન જીવની માફક ઉતરતો હતો. સતી સાધ્વી પતિપરાયણા સહધર્મિણી ઉપર 'કમળાવાળી આંખો પીળું પેખે' એ નિયમાનુસાર વૃથા શંકા લાવી તેનો ભયંકર સંકટમાંથી અને દુરાચારીઓના પંઝામાંથી ઉદ્ધાર કરવાનો કોઇ માર્ગ તેણે લીધો નહોતો. ઉલટું પોતાના માર્ગમાંથી કંટક દૂર થયો એવું માની, આજકાલ સુધારાને નામે પ્રવર્તતા ભયંકર કુધારામાં ભળી તે રમાસુંદરી અને મેરીએમ જેવી સર્વનાશકારિણી રમણીરૂપિણી રાક્ષસીઓની માયાજાળનો શિકાર થઈ પડયો હતો. તે ઉપરાંત અત્યંત તિરસ્કાર-

પાત્ર મદ્યપાનના વ્યસનને વશ થઇ તેણે પોતાની બુદ્ધિને કલુષિત અને કાયાને દુર્બળ બનાવી દીધા હતી. મહાકવિ હાફિજ અને પ્રેમિક કવિ કલાપીના સનમ, સાકી અને શરાબ શબ્દના પ્રયોગોના ઉંડા તાત્વિક અર્થ કરવા જેટલી તેણે તકલીફ નહોતી લીધી. બાહ્ય સુધારાને નામે મ્હોટી મ્હોટી વાતો કરી, ચારિત્ર્યના મહત્વ તરફ તેણે દુર્લક્ષ્ય કર્યું હતું. અંતે પ્રાસંગિક ઉત્તેજનાને આધીન થઇ નલિની. કાન્તનું રમાસુંદરીના મકાનમાં ખૂન કરી પછીથી તે પોતાની ભૂલ જોઇ શક્યો હતો. ટ્રેઇનમાં આવીને બેસવા છતાં ચાલતી ટ્રેઈને હમણાં પોતાને પોલિસ આવી પકડશે અને બેડીઓ નાખી જેલમાં લઇ જશે એવો ભય પ્રત્યેક ક્ષણે તેના હૃદયને કંપાવી મૂકતો હતો. પોતે પકડાય તો અપરાધ સાબિત થતાં ફાંસીની કે જન્મદેશનિ. કાલની સજા પોતાને થયા સિવાય રહે નહિં એમ તે સારી રીતે જાણતો હતો તેમજ સાક્ષીની જુબાનીઓથી તેનાં આજ સુધીનાં સઘળાં કાર્ય પ્રકાશમાં આવ્યા સિવાય રહે નહિ એમ પણ તેને લાગતું હતું. વળી બેંક વગેરે સ્થળોએ તેની જે રકમ હતી તે લેવા પણ તે જઇ શકે તેમ નહોતો. પોતાના ભયંકર ભવિષ્યનો વિચાર કરીને ક્ષણે ક્ષણે તે કંપી ઉઠતો હતો.

રાત્રિના ભીષણ અંધકારને ભેદી ટ્રેઇન ઝડપથી માર્ગ કાપતી હતી. રેલ્વે લાઇનની બન્ને બાજૂએ ઉભાં રહેલાં વૃક્ષોએ જાણે કે નલિનકાન્તના પ્રેતનું રૂપ ધારણ કર્યું હોય એવો કાન્તિપ્રસાદને ભાસ થતો હતો. મનની વ્યાકુળ સ્થિતિ અસહ્ય થઇ પડવાથી એ નિર્જન કમ્પાર્ટમેન્ટમાં બેસી કાન્તિપ્રસાદે યથેચ્છ સુરાપાન કર્યું. વિશેષ સુરાપાનને પરિણામે તેને સહજ તંદ્રા આવી. તંદ્રાવસ્થામાં તેણે એક સ્વપ્ન જોયું. એ સ્વપ્નમાં તેણે પોતાને જેલમાં પડેલો જોયો.

જેલમાંથી તેને ન્યાયમંદિરમાં લઈ જઇ ન્યાયાધીશ આગળ હાજર કરવામાં આવ્યો. તેના કેસની વિગત જાણવા માટે કુતૂહલને વશ થયેલાં પુષ્કળ માણસો જાણે કે જેલમાં હાજર થયાં હતાં. નલિનીકાન્ત એક ખૂની તરીકે પિંજરામાં ઉભો રહી ન્યાયાધીશના પ્રશ્નોના ઉત્તરો આપવા લાગ્યો. તેના ઉત્તરો અસંબદ્ધ હતા. જાણે કે તે પોતે ઉન્માદગ્રસ્ત બની ગયો હતો. રમાસુંદરી પ્રેક્ષક વર્ગમાં બેસી તેના તરફ જોઇ હાસ્ય કરતી હતી. નલિનીકાન્ત જાણે કે પ્રેતના રૂપમાં કોર્ટમાં ઉપસ્થિત થઇ પોતાના ખૂની તરીકે કાન્તિપ્રસાદને ઓળખાવતો હતો. છેવટે જ્યુરીના ગૃહસ્થોએ અને ન્યાયાધીશે એકમતથી કાન્તિપ્રસાદને ફાંસીની સજા ફરમાવી. બરાબર આ વખતે જ તેજસ્વિની પુણ્યની સાક્ષાત સજીવ પ્રતિમા જેવી એક સુંદરી એ કોર્ટમાં ઉપસ્થિત થઇ. તેણે ગુરૂગંભીર સ્વરે જ્યૂરીના ગૃહસ્થો તેમજ ન્યાયાધીશને ઉદ્દેશીને કહ્યું, " અન્યાય થાય છે. નિર્દોષને શિક્ષા થાય છે. નલિનીકાન્તનું ખૂન મ્હેં કર્યું છે ! કાન્તિપ્રસાદને થયેલી સજા મ્હને થવી જોઇએ ! ' આ વચનો સાંભળી વિસ્મયચકિત બની જઇ કાન્તિપ્રસાદે એ સુંદરી તરફ જોયું તો તે મધુ જ છે એમ તેને લાગ્યું. મધુની અડગ પતિભક્તિનો પરિચય પ્રાપ્ત થતાં તે તેના ચરણોમાં નમી ક્ષમા માગવા જવાનો વિચાર કરતો હતો એવામાં એકાએક મધુ જાણે કે અદૃશ્ય થઇ ગઇ. ત્યાર પછી કોર્ટ, જ્યુરી, ન્યાયાધીશ પ્રેક્ષકો વગેરે સઘળું યથાક્રમે અદૃશ્ય થવા લાગ્યું અને છેવટે કાન્તિપ્રસાદ પોતાની ચારે તરફ ભીષણ અંધકાર જોવા લાગ્યો. એ ભીષણ અંધકારમાં તે ફાંસીના માચડા સિવાય બીજું કાંઇ જોઇ શકતો નહોતો. મૃત્યુનો ભય ઉપજતાં જ તે જાણે કે એક કારમી ચીસ પાડી મુર્છિત બની ગયો.

સ્વપ્નમાં આટલો દેખાવ જોયા પછી એકાએક કાન્તિપ્રસાદ જાગી ઉઠયો. પાંચ દશ મિનીટ સુધી જાગ્રત સ્થિતિમાં પણ તે એ સ્વપ્નના ભયને ભૂલી શકયો નહિ. પછી ચંબુમાંથી પ્યાલામાં પાણી કાઢી તેણે મ્હોં ધોઇ નાખ્યું અને એક સિગારેટ સળગાવી તે ચિંતાતુર ચિત્તે, ધબકતા હૃદયે બેસી રહ્યો.

પાપીના જીવને ક્ષણ કાળ માટે પણ શાન્તિ મળતી નથી એ નિયમ પ્રમાણે કાન્તિપ્રસાદની અશાન્તિનો પાર નહોતો. સુરત સ્ટેશન આવી પહોચવાની તૈયારી થઇ એટલે બન્ને બાજૂની બારીઓ બંધ કરી તેણે બત્તીને બુઝાવી દીધી. પુષ્કળ પસીનો થતો હોવા છતાં તેણે ચાલતા પંખાને પણ બટન દબાવી બંધ કરી દીધો. સ્ટેશન આવતાં કદાચ પોલિસ તેને જુએ અને સંદેહવશ થઇ પકડે એવો તેના મનમાં ભય હતો.

સુરત પસાર થઇ ગયું. ત્યાર પછી યથાક્રમે અંકલેશ્વર, ભરૂચ વગેરે સ્ટેશનો પણ પસાર થઇ ગયાં. ઉષાના પ્રકાશનો વસુંધરા ઉપર વિસ્તાર થવા લાગ્યો. પાંચ વાગ્યે ટ્રેઇન વડોદરા સ્ટેશને પહોંચી. વડોદરાનું સ્ટેશન છોડયા પછી કાન્તિપ્રસાદે મુખમાર્જન કરી લીધું. જે પાપી હૃદયે કોઇ પણ દિવસે ઇશ્વરનું સ્મરણ કર્યું નહોતું તે જ પાપી હૃદય પોતાના બચાવ માટે વચ્ચે વચ્ચે મનમાં ને મનમાં ઇશ્વરનું સ્મરણ કરવા લાગ્યું.

રસ્તામાં કાંઇ ખાસ જાણવા જોગ બનાવ બન્યો નહિ. વિરમગામથી ટ્રેઇન ચેન્જ કરી કાન્તિપ્રસાદ બપોરે એક વાગ્યે વઢવાણ જંકશન ઉપસ્થિત થયો. આખી રાતના ઉજાગરાથી તે ઘણો કલાન્ત થઇ ગયો હતો. મુંબાઇથી આટલે દૂર આવ્યા પછી તેનો ભય કાંઇક અંશે દૂર થયો હતો. વઢવાણ સુધીની ટિકીટ હોવાથી બે

કુલીઓ પાસે સામાન ઉતરાવી તે સ્ટેશનની બ્હાર નીકળી પડ્યો. બ્હાર નીકળી તેણે એક કુલીને પૂછ્યું:—" અહીંનો ડાકબંગલો કેટલે છેટે છે ? "

" ફક્ત પાંચ જ મિનીટનો રસ્તો છે. સાહેબ! ગાડી જોઇશે કે ?"

" ના, તમે બન્ને સરસામાન લઇ ડાક બંગલામાં ચાલો. "

બન્ને કુલી આગળ ચાલવા લાગ્યા. કાન્તિપ્રસાદ તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યો. તેનું ચિત્ત હજી પણ સ્વસ્થ થયું નહોતું. યંત્રના પુતળાની માફક શૂન્યદષ્ટિથી તે ચાલતો હતો. કવચિત્ પગે ઠોકર વાગતી હતી, કવચિત્ તે રસ્તાથી દૂર ખસી જતો હતો તો કવચિત્ આસપાસ નજર કરી અંતરના ઊંડાણમાંથી નિશ્વાસ મૂકતો હતો.

ડાકબંગલો પૂર્વ દિશા તરફ રેલ્વે લાઇનની પાસે જ આવેલો હતો. તેની આસપાસ પત્થરની રેલિંગવાળું મ્હોટું મયદાન હતું. બંગલાની સ્હામે પાંચ ઓરડીઓ આવેલી હોઇ તેમાં ખાનસામો, બે નોકર અને ખાનસામાનું કુટુંબ રહેતું હતું. એ બંગલામાં બે બ્લૉકસ હતા.

કાન્તિપ્રસાદે ડાકબંગલામાં જઇ એક બ્લૉકમાં સરસામાન મૂકાવી, કુલીઓને આઠઆના મજુરી આપી દીધી. એક કુલીએ પૂછ્યું: " સાહેબ ! પાછી અમારી જરૂર પડશે કે ? "

કુલીનું વાક્ય જાણે કે સાંભળ્યું ન હોય તેવી રીતે કાન્તિપ્રસાદે કહ્યું:—" ના, કાંઈ જરૂર નથી. "

કુલીઓ સલામ કરી ચાલ્યા ગયા. કાન્તિપ્રસાદે આગળના ઓટલા ઉપર આવી ખાનસામાને હાંક મારી; પણ ઉત્તર મળ્યો નહિ. બે ચાર હાંક મારવામાં આવી એટલે સ્હામેની એક ઓરડીમાંથી લગભગ ચૌદ પંદર વર્ષની એક બાળિકાએ શર્માતાં શર્માતાં

ડાકબંગલા નજીક આવી હિંદુસ્તાની ભાષામાં કહ્યું, 'હજુર! ખાન-સામા સ્ટેશનપે રિફ્રેશમેન્ટમેં હય. આધા ઘંટા બાદ ઇધર આયગા.'

આટલું બોલી ઉત્તરની રાહ જોયા સિવાય એ ક્રિશ્ચિયન્ કન્યા પાછી જે ઓરડીમાંથી આવી હતી તે ઓરડીમાં ચાલી ગઇ. કાન્તિ-પ્રસાદ ઓટલા ઉપર ફરતો ફરતો સિગારેટ પીવા લાગ્યો.

## પ્રકરણ ૨ જું.

### ડાકબંગલામાં.

અડધા કલાકને બદલે એક કલાક પછી ખાનસામાના બે નોકરો ડાકબંગલે આવ્યા. તેઓમાંના એકનું નામ ડેનિયલ અને બીજાનું નામ અબ્દુલ હતું. ડેનિયલ ક્રિશ્ચિયન્ અને અબ્દુલ મુસલમાન હતો. કાન્તિપ્રસાદ બંગલાના ઓટલા ઉપર એક આરામ ખુરસીમાં પડયો પડયો સિગારેટ પીતો હતો. ડેનિયલ તથા અબ્દુ-લને જોઇ તેણે હાંક મારી એટલે અબ્દુલ તેની પાસે દોડી આવ્યો અને સલામ કરી હુકમની રાહ જોતો ઉભો રહ્યો.

કાન્તિપ્રસાદે કહ્યું:-" ન્હાવા માટે ગરમ પાણી લાવ."

" દશ મિનીટમાં જ લાવું છું હજુર." આમ કહી અબ્દુલ ચાલ્યો ગયો.

સ્નાન કરી, ચ્હા પી કાન્તિપ્રસાદે ભોજન કરી લીધું. ભોજન કર્યા પછી તે પલંગમાં આડો થયો. એ વખતે બે વાગ્યા હતા. ચિંતાની વિશેષતા અને આખી રાતના ઉજાગરાને લીધે તે તરત ઊંઘી ગયો.

તે જ્યારે જાગ્યો ત્યારે પાંચ વાગ્યા હતા. હાથ મ્હોં ધોઇ તેણે ચ્હા મંગાવી. અબ્દુલ ચ્હા લઇ આવ્યો એટલે કાન્તિપ્રસાદે તેને પૂછ્યું:–" અહીંથી પોરબંદર તરફ જવાની ટ્રેઇન કેટલા વાગે ઉપડે છે ? "

" એક ટ્રેઇન હમણાં જ ગઇ છે. બીજી રાત્રે બે વાગ્યે જશે."

" ઠીક. "

" હજુર રાતની ટ્રેઇનમાં જવાના છે કે ? "

" હજી કાંઇ નક્કી નથી. "

અબ્દુલ ટેબલ ઉપર ચ્હાની સામગ્રી મૂકી ચાલ્યો ગયો. ચ્હા પી કાન્તિપ્રસાદ બ્હાર ફરવા નીકળી પડ્યો. કૅમ્પની અંદર વસતિમાં નહિ જતાં તે રેલ્વે લાઇનને રસ્તે જ આગળ વધ્યો. ધીમે ધીમે ચાલતો તે ભોગાવો નદી નજીક ગયો. નદીમાં નજીવું પાણી હતું. ઠંડો પવન ફુંકાતો હતો. સૂર્યનાં પ્રખર કિરણો શીતળ થવા લાગ્યાં હતાં. કાન્તિપ્રસાદ નદીની રેતીમાં એક સ્થળે બેસી સ્વગત વિચારવા લાગ્યો:–" હવે હું શું કરું ? ક્યાં જવું એ મને સૂઝતું નથી. અત્યાર સુધીમાં ખૂનની વાત ક્યારનીય પોલિસના જાણવામાં આવી ગઇ હશે તથા રમાસુંદરીએ પોતાનો બચાવ કરવા માટે પોલિસને મ્હારું નામ જરૂર આપ્યું હશે. મુંબાઇની પોલિસ ઘણી હોશિયાર છે. મ્હને કેદ પકડવા માટે તેણે જરૂરી પગલાં અવશ્ય લીધાં હશે. "

બુઝાઇ ગયેલી સિગારેટને પુનઃ સળગાવી તે પાછો વિચારવા લાગ્યો:–" જો હું સાણંદ જઇ ભાઇના ઘરમાં રહું તો ત્યાંથી પકડાઇ જવાનો વિશેષ સંભવ છે. ખૂનની હકીકત વર્તમાનપત્રોમાં આજે પ્રસિદ્ધ થશે. ખૂની તરીકે મ્હારા ઉપર પોલિસને સંશય છે તથા હું એકાએક કાયદાની જાળમાંથી બચી જવા મુંબાઇથી નાશી છુટ્યો

છું એમ પણ છપાશે. આવી સ્થિતિમાં સઘળાં સગાં સંબંધીઓને ત્યાં પોલિસ મ્હારી તપાસ કરે એ બનવા જેવું છે. જે સ્થળે કોઇ ઓળખતું ન હોય એવા કોઈ ન્હાના ગામડામાં જઇ અજ્ઞાતવેશમાં રહ્યા સિવાય મ્હારે માટે બીજો કોઇ ઉપાય નથી."

વિચારોનો પ્રવાહ થોડા વખત માટે બંધ પડ્યો. ગાયો અને ભેંસોનું એક ટોળું નદીનું પાણી પી આ વખતે ગામ તરફ પાછું જતું હતું. બધાં ઢોરની પાછળ એક ગોવાળીઓ હાથમાં લાકડી લઇ ચાલતો હતો. કાન્તિપ્રસાદનો સાહેબી પોષાક જોઇ, તે કોઇ અમલદાર હશે એમ ધારી સલામ કરીને તે ત્યાંથી ચાલ્યો ગયો.

એકાન્ત થતાં કાન્તિપ્રસાદના મનમાં પાછો વિચારોનો પ્રવાહ ચાલુ થયો. તેણે વિચાર્યું:–"હું પોરબંદર જવાનો છું એમ ડાકબંગલાના નોકરને જણાવી મ્હેં ગંભીર ભૂલ કરી છે. જો કદાચ છુપી પોલિસ મ્હારી તપાસ કરવા આવશે અને સ્ટેશન ઉપર રિફ્રેશમેન્ટમાં ટાંચ પૂછપરછ કરશે તો? હવેથી પ્રત્યેક કાર્યમાં સાવધાનતા રાખવાની જરૂર છે. દરેક શબ્દ ઉચ્ચારતાં પહેલાં પુષ્કળ વિચાર કરવાની આવશ્યકતા છે. વળી પોરબંદર જઇને પણ હું શું કરીશ? મ્હારી પાસે રોકડા તો ફક્ત ચારેક હજાર રૂપિયા છે. એટલી રકમમાં હું મ્હારું અવશિષ્ટ આયુષ્ય અજ્ઞાતવાસમાં કેવી રીતે પસાર કરી શકીશ? મુંબઇમાં બૅંકમાં મ્હારા જે રૂપિયા પડેલા છે તે તો જાણે ભવિષ્યમાં કોઈ પણ રીતે મેળવી શકાશે; પરંતુ બૅંકમાં બે હજાર કરતાં વિશેષ રૂપિયા સિલ્લકે નથી. વળી જો એ રૂપિયા મેળવવામાં વિલંબ કરવામાં આવે તો કદાચ ભવિષ્યમાં હરકત પણ ઉપસ્થિત થાય. આમ હોવાથી એ કામ કોઇ વિશ્વાસુ માણસને સોંપી દેવું જોઇએ. એ કામ પતાવતાં ચાર પાંચ દિવસ લાગવાનો સંભવ છે. એટલો વખત હું અહીં જ રોકાઉં તો શી હરકત છે?"

આમ વિચારી બૅંકના રૂપિયા કેવી યુક્તિથી મેળવી લેવા એ સંબંધીનો તે વિચાર કરવા લાગ્યો. પોતાના મન સાથે કાંઇ નિશ્ચય કરી તે જ્યારે ઉઠી ઉભો થયો ત્યારે સૂર્યાસ્ત થવાની તૈયારી હતી. પશ્ચિમાકાશ વિવિધરંગી બની ગયું હતું. વાયુ વિશેષ શીતળ થયો હતો. વાયુના વિહરવા સાથે નદીની રેતી પણ ઉડતી હતી.

પા કલાકમાં કાન્તિપ્રસાદ ડાકબંગલામાં પાછો આવ્યો. નોકર બેઠકખાનામાં બત્તી મૂકી ગયો હતો. કપડાં ઉતારી ટેબલ પાસે બેસી કાન્તિપ્રસાદે સાણંદ ગામમાં તેના ભાઈ વિહારીપ્રસાદ ઉપર નીચે પ્રમાણે એક પત્ર લખ્યો:-

"પ્રિય ભાઇ વિહારીપ્રસાદ!

કેટલાક આકસ્મિક બનાવો બનવાથી હું ઘણા વખતથી તમને પત્ર લખી શક્યો નથી. એ બનાવોનું જો આ પત્રમાં વર્ણન કરવા બેસું તો આ પત્ર એક મ્હોટા પુસ્તક જેટલું કદ ધારણ કરે. સંક્ષેપમાં એટલું જ લખું છું કે, જીવનક્ષેત્રમા મ્હને ઘણા કડવા અનુભવો મળ્યા છે. ગઇ કાલે જ મુંબાઇમાં એક એવો ભયંકર બનાવ બન્યો છે કે, જેના પરિણામે એકાએક મુંબાઇનો મ્હારે ત્યાગ કરવો પડ્યો છે. કદાચ વર્તમાનપત્રોમાં એ વાત તમારા જાણવામાં આવશે. હું નિર્દોષ હોવા છતાં મ્હારો બચાવ કરી શકું એવો એક પણ માર્ગ રહ્યો નથી. જો પોલિસને મ્હારો પત્તો મળશે તો ઘણો જ અનર્થ થશે. આ પત્ર એટલા માટે જ હું રજીસ્ટર્ડ પોષ્ટથી મોકલું છું તથા આ સાથે જે બૅંકમાં મ્હારો હિસાબ છે તેનો ઓગણીસો રૂપિયાનો એક ચેક મોકલું છું. ચેકનાં નાણાં વસુલ લેવામાં તમને હરકત ન પડે એટલા માટે ચાર દિવસ પહેલાંની તારીખ એમાં નાંખી છે. ચેકમાં મ્હારા નામની સહી છે; પણ મોકલનાર

તરીકે મ્હારે બનાવટી નામનો આશ્રય લેવો પડયો છે. કેમ કે પોસ્ટ ખાતું મ્હારું નામ જાણે તો પોલિસ અનાયાસે મ્હારો પત્તો મેળવી શકે. જો કદાચ આ ચેક સંબંધી પોલિસ તરફથી તમને કાંઇ પૂછપરછ થાય તો મુંબાઇથી પોસ્ટમાર્ફત તમને મળ્યાનું જણાવજો તથા આ પત્ર વાંચીને તરત ફાડી નાંખજો. આ પત્રની હકીકત જો કોઇ બીજા માણસના જાણવામાં આવશે તો મ્હારા જીવ ઉપર તત્કાળ જોખમ આવશે તથા એવું થશે તો પોલિસ મ્હને આત્મહત્યા કરવા જેટલો વખત પણ નહિ આપે. ચેકની રકમ વસુલ કરી તમારી પાસે રાખજો. યથા સમયે તેનું શું કરવું એ સંબંધીની સૂચના તમને મળશે.

વળી તમે આ પત્ર વાંચી મ્હારી તપાસ કરવા પણ આવશો નહિ. હું આજે જ આ સ્થળનો ત્યાગ કરી જનાર છું. સહુને યથા ઘટિત કહેશો. એજ." આ પ્રમાણે પત્ર લખી તેને કવરમાં બીડી, બીજે દિવસે રજીસ્ટર્ડ કરાવવાના વિચારથી કાન્તિપ્રસાદે કવર બૅગમાં મૂકી દીધું.

રાત્રે કાન્તિપ્રસાદે ભોજન કરી લીધું એટલે અબ્દુલે પૂછ્યું:— " સાહેબ ! ક્યારે જવું છે ? જો રાત્રે જવું હોય તો ટાંગાનો બંદોબસ્ત અત્યારથી કરી રાખવો પડશે."

કાન્તિપ્રસાદે બે મિનીટ સુધી વિચારમગ્ન રહ્યા પછી કહ્યું:— " આજે રાત્રે અહીં રોકાવાનું છે. જવાનો વખત હજી નક્કી નથી."

" ભલે. "

" સ્ટેશનના બુક સ્ટૉલ ઉપર કોઇ અંગ્રેજી પેપર આવે છે કે? "

" જી હા. "

" બે ત્રણ પેપરો આવે છે. આપે કહ્યું હોત તો આજે લેતો આવત. "

" હરકત નહિ. આવતી કાલથી દરેક અંગ્રેજી પેપર ને ગુજ- રાતી પેપરની એકેક નકલ ખરીદીને લેતો આવજે." આમ કહી અઢીરૂપિયાવાળી એક નોટ કાન્તિપ્રસાદે અબ્દુલના હાથમાં આપી. અબ્દુલ નોટ લઇ ચાલ્યો ગયો. કાન્તિપ્રસાદ બ્હાર ઓટલા ઉપર બેસી ધૂમ્રપાન કરવા લાગ્યો. ધૂમ્રપાન કરતાં કરતાં તે વિચારવા લાગ્યોઃ—" આ પત્ર જો હું કાલે જ અહીંથી રવાના કરું અને તે પોરટમાંથી કદાચ પકડાય તો મ્હારી કેવી દશા થાય ? પોલિસ તાર કરી અહીંની સ્થાનિક સત્તાની મદદથી તરત જ મ્હને કેદ કરાવે. પત્ર રવાના કર્યા પછી અહીં રહેવું સલામતી ભરેલું નથી. વળી આ એકાન્ત સ્થળે રહી વર્ત્તમાનપત્રો વાંચી મ્હારા નીકળ્યા પછી એ ખૂન સંબંધી શું શું બન્યું છે તે જાણવાની પણ જરૂર છે. એ હકી- કત જાણ્યા સિવાય મ્હારો જીવ શાન્ત થાય તેમ નથી. આજે બુ- ધવાર થયો છે. શનિવાર સુધી અત્રે રોકાઇ વર્ત્તમાનપત્રોદ્વારા હું બની શકતી બાતમી મેળવીશ, મ્હને કાયદાનું જ્ઞાન છે; પરંતુ હવે તેનો શો ઉપયોગ ? વર્ત્તમાનપત્રોમાં ફોજદારી ગુન્હાઓનો જે રીપોર્ટ છપાય છે તેમાં બધી ખરી હકીકત ભાગ્યે જ આવે છે. પોલિસને તપાસ કરવામાં હરકત ન નડે એ હેતુથી કેટલીક અગત્યની વાતો વર્ત્તમાનપત્રોના રીપોર્ટરોથી છુપાવી રાખવામાં આવે છે. આમ છતાં જે હકીકત વર્ત્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થાય તે જોયા સિવાય હું શાન્ત થઇ શકું તેમ નથી" આવો વિચાર કરી કાન્તિપ્રસાદ શયન- ગૃહમાં જઇ બત્તી બુઝાવી પલંગમાં સૂઇ ગયો તથા ઘણા સમય સુધી શય્યામાં અસ્વસ્થચિત્તે આળોટયા પછી ગંભીર રાત્રે તે નિદ્રાધીન થયો.

---

## પ્રકરણ ૩ જું.

### બદમાશોને સજા.

વાંચકબંધુઓ! આપણે હવે માલતી તરફ નજર કરીશું. તેનાં સગાં સંબંધીઓ પોલિસે ખબર આપેલી હોવાથી મુંબાઈ આવી પહોંચ્યાં હતાં. માલતીના પિતા જગદીશપ્રસાદ, તેનો ભાઇ શાન્તિપ્રસાદ તેની માતા વગેરે મુંબાઇ આવ્યાં હતાં. તેઓ સહુ શાન્તિપ્રસાદના મુંબાઇનિવાસી એક મિત્રને ત્યાં ઉતર્યા હતાં. માલતી પણ તેમની સાથે જઇને રહી હતી; કેમ કે, કૃષ્ણુલાલ અને હરિયાના કેસમાં તેમને માલતીની સાક્ષીની ઘણી જરૂર હતી. એ બન્ને દુરાચારીઓ કાચી જેલમાં પડેલા હતા.

જગદીશપ્રસાદ, શાન્તિપ્રસાદ વગેરેએ માલતીને મુખે દુરાચારીઓની પ્રપંચજાળની સઘળી હકીકત સાંભળી હતી. વૃદ્ધ જગદીશપ્રસાદ એ હકીકત સાંભળી ઘણો ચિંતાતુર બની ગયો હતો. પાપાત્મા કૃષ્ણુલાલે તેને પણ છેતરેલો હોવાથી તે અભાગિની માલતીને તેની નિર્દોષ ભૂલ માટે કેવી રીતે કાંઇ કહી શકે ? કૃષ્ણુલાલ જગદીશપ્રસાદને ત્યાં માલતીનું હરણ કરવા ગયો ત્યારે રાતને વખતે તેણે પાંચેક હજાર રૂપિયાની ચોરી કરી હતી તથા માલતીને લઇ એ દુષ્ટ મુંબાઇ તરફ ચાલ્યો ગયો તેને બીજે જ દિવસે એ ચોરીની ખબર સહુના જાણવામાં આવી હતી. એ વખતે તેને જો કે કૃષ્ણુલાલ ઉર્ફે વેશધારી પ્રમોદકુમાર ઉપર સહજ સંશય ગયો હતો; પરંતુ પોતાનો જમાઇ એવું નીચ કામ ન જ કરે એમ તેને લાગ્યું હતું. રાતના વખતે બદમાશ ચોરોએ જ ઘરમાં પ્રવેશ કરી,

ચોરી કરેલી હોવી જોઇએ એમ વિચારી તેણે સ્થાનિક પોલિસ ખાતામાં એ ચોરીની ફરિયાદ નોંધાવી હતી. વળી શાન્તિપ્રસાદે માલતીના પતિના પુનર્જીવનની વાત અને તેના એકાએક મુંબાઇ ગયા પછી ચોરી થવાની વાત સાંભળી ત્યારથી અમદાવાદની છુપી પોલિસને પણ અથેતિ હકીકત કહી ચોરીની વાત કહી સંભળાવી હતી. એકાએક ફુટી નીકળેલા એ બનેવીના અદ્દભુત વર્તનથી તેને ઘણું આશ્ચર્ય લાગ્યું હતું; પરંતુ પિતાની ખાત્રી હોવાથી તે પોતાના અંતરની વાત બોલી બતાવવાનું સાહસ કરી શક્યો નહોતો.

અમદાવાદની છુપી પોલિસને પણ એ વેશધારી પ્રમોદકુમાર ઉપર પ્રબળ વહેમ હોવાથી તેમણે શાન્તિપ્રસાદ પાસેથી પ્રમોદકુમારનો એક ફોટો મેળવી તેની ભિન્ન ભિન્ન સ્થળે તપાસ કરવા માંડી હતી; છતાં કપટી કૃષ્ણલાલે મુંબાઇ જઇ ત્રીજો જ અવતાર ધારણ કરેલો હોવાથી તેને ગિરફતાર કરવામાં બીજું કોઇ ફાવ્યું નહોતું.

જગદીશપ્રસાદે જમાઇ તરફથી એક પણ પત્ર નહિ આવવાથી મુંબાઇ બે ચાર પત્રો લખ્યા હતા; પરંતુ કૃષ્ણલાલે આપેલું શિરનામું તદ્દન ખોટું હોવાથી એ પત્રો ડેડલૅટર ઑફિસમાંથી પાછા આવ્યા હતા. હવે જ પિતા પુત્ર સઘળો ભેદ સમજી શક્યા હતા તથા તેમના મનમાં એવો પ્રબળ સંદેહ ઉત્પન્ન થયો હતો કે, માલતી એ દુરાચારીના સહવાસમાં રહેલી હોવાથી તેના અમૂલ્ય શીયળધનનો અવશ્ય નાશ થયો હશે. સિંહની ગુફામાં એક બકરી જીવતી રહી શકે એ જેમ સર્વથા અસંભવ હતું તેમ કૃષ્ણલાલ જેવા કુકર્મીના સહવાસમાં માલતી પવિત્ર રહી શકે એ તેમને અસંભવ જ લાગતું હતું. વળી ચોરીની હકીકત ગામમાં ફેલાઈ ત્યારથી ગામ લોકો પણ એમ ધારતા હતા કે, માલતીને કોઇ બ-

દમાશ લઇ ગયો છે. આથી એ સંબંધી ગામમાં ઘણી નિંદા ચાલતી હતી. જગદીશપ્રસાદ 'માલતીનું હવે શું કરવું?' એ પ્રશ્નનો કાંઈ નિર્ણય કરી શકતો નહોતો.

એક દિવસે મધ્યાન્હકાળે પિતા પુત્રી એકાન્તમાં બેઠાં હતાં એવે વખતે જગદીશપ્રસાદે વાત કાઢી કહ્યું:-" માલતિ! બ્હેન! તને આટલી બધી દુઃખી હાલતમાં જોવા ઇશ્વરે મ્હને જીવતો રાખ્યો છે એ હું મ્હારું દુર્ભાગ્ય સમજું છું. હું પોતે કપટી કૃષ્ણલાલની પ્રપંચજાળનો ભોગ થઈ પડયો છું એટલે ત્હારાથી જાણ્યે અજાણ્યે થયેલી ભૂલ માટે તને કાંઇ કહી શકું તેમ નથી. વળી આજ સુધીમાં જે કાંઇ બન્યું છે તે આપણે માટે ઘણું લજ્જાજનક છે. ભવિષ્યમાં ત્હારે માટે શું કરવું એ મ્હને સુઝતું નથી."

પિતાનાં આ વાક્યો સાંભળવામાં આવતાં માલતીનું મ્હોં સહજ લેવાઇ ગયું. પોતાની પવિત્રતા માટે પિતાને કાંઇક અંશે શંકા છે એમ સમજી જઇને તેણે કહ્યું:-" પિતાશ્રી, મ્હારા ભાગ્યમાં જે કાંઇ બન્યું છે તે મ્હારી અજ્ઞાન સ્થિતિમાં જ બન્યું છે. વળી દુનિયા મ્હારું કહેવું માને યા ન માને તો પણ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, હું સર્વાંશે નિષ્પાપ છું. મ્હારી પવિત્રતાનો સાક્ષી સાક્ષાત પરમાત્મા છે તથા આવી દુઃખદ સ્થિતિમાં કેવળ એ પવિત્રતાનું સ્મરણ જ મ્હને સંતોષ આપે છે. જો કે દુષ્ટ કૃષ્ણલાલે મ્હારા ઉપર અત્યાચાર કરવામાં તેમજ મ્હને ઠગવામાં બિલકુલ ઓછપ રાખી નથી; પરંતુ શ્રીહરિની સહાયથી હું મ્હારા ધર્મનું રક્ષણ કરી શકી છું."

જગદીશપ્રસાદે કહ્યું:-" બ્હેન! ત્હારાં વચન ઉપર હું વિશ્વાસ મૂકું છું; પરંતુ લોકો આ બનાવ વિષે કેવા તર્ક વિતર્ક કરશે તેમ જ કેવી નિંદા કરશે તેનો વિચાર કરતાં મ્હને કંપારી છૂટે છે. "

" ખરું છે અને તેથી જ મ્હેં મ્હારા અવશિષ્ટ આયુષ્યનો ક્રમ નક્કી કરી રાખ્યો છે. હું હવે આપણા ગામમાં રહેવા ઇચ્છતી નથી." માલતીએ પિતાનો ભય દૂર કરવા માટે કહ્યું.

" ત્યારે ત્હેં શો વિચાર કર્યો છે ? ક્યાં રહેવાનું નક્કી કર્યું છે? "

" જુઓ, વિધવા સ્ત્રીઓ માટે કાર્યક્ષેત્રનો વિસ્તાર કાંઇ ઓછો નથી. કોઇ સારી પ્રતિષ્ઠિત વનિતાવિશ્રામ જેવી સ્ત્રીયોપયોગી સંસ્થામાં રહી ઉપયુક્ત શિક્ષણ મેળવી હું સ્વદેશસેવા કરવાની લાયકાત પ્રાપ્ત કરવા ઇચ્છું છું. આ જીવનમાં મ્હને હવે ઐહિક સુખની લેશ માત્ર આવશ્યકતા નથી. " માલતીએ પોતાનો વિચાર દર્શાવ્યો.

" પરંતુ આજકાલ તું કહે છે એવી સંસ્થાઓ ગણી ગાંઠી જ છે. તેમાં વળી કેટલીક સંસ્થાઓ તો પોતાનાં સ્વચ્છંદી કાર્યોથી જનસમાજની દૃષ્ટિમાં અપ્રતિષ્ઠિત ઠરી ચુકી છે. મુંબાઇ અને બીજાં અગ્રગણ્ય શહેરોની એવી સ્ત્રીયોપયોગી સંસ્થાઓ, વિધવાઓનાં પુનર્લગ્ન કરાવી, વર્ણાંતરને ધર્મ દૂર કરી કેવળ ઐહિક સુખસ્વાર્થ તરફ દૃષ્ટિ રાખી લોકનિંદાને પાત્ર થઇ છે. એવી સંસ્થામાં રહેવા કરતાં તો ઘરના ખુણામાં બેસી રહેવું જ હિંદુ વિધવા માટે વિશેષ ઉત્તમ છે. " જગદીશપ્રસાદે પોતાના વિચાર વ્યક્ત કર્યા.

"ના—ના, આપની સમજફેર થાય છે. આપણી પાંચ આંગળીઓ બરાબર નથી. અમુક બે ચાર વ્યક્તિનાં સ્વેચ્છાચારી કાર્યો નજરમાં રાખી એવી સંસ્થાઓનો દોષ કાઢવો એ ન્યાય વિરુદ્ધ છે. મહાત્મા ગાંધીજીનો સત્યાગ્રહાશ્રમ, પ્રૉફેસર કર્વેનું વિદ્યાલય વગેરે સંસ્થાઓ હજી પણ અનેક નરનારીઓનાં જીવન ઉન્નત કરે છે, ચરિત્રબળ વધારે છે તથા સદ્ગતિનો માર્ગ ખુલ્લો કરે છે. મ્હારી માન્યતા એવી છે કે જો સ્ત્રીયોપયોગી સંસ્થાઓની પ્રતિષ્ઠા લોકાલયથી દૂર એકાન્ત સ્થળે

પ્રકૃતિના સૌંદર્યમાં કરવામાં આવે તથા તેમાં આપણાં શાસ્ત્ર, ઉપનિષદ અને વેદનું યોગ્યતાનુસાર અધ્યયન કરાવવામાં આવે તો ઘણું સુંદર પરિણામ નિપજે. એકાન્ત સ્થળ અને પ્રકૃતિનું સૌન્દર્ય માનવજીવનને ઈશ્વરવિષયક વિચારો કરવાની સોનેરી તક આપે છે. એવા સ્થળે મનોનિગ્રહ સહેલાઈથી કરી શકાય છે." માલતીએ યથાર્થ વચન ઉચ્ચાર્યાં.

"બ્હેન ! ત્હારું કહેવું બરાબર છે. સંકટોની પરંપરા આવી પડવાથી કેટલાંક મનુષ્યોની બુદ્ધિ બહેર મારી જાય છે તો કેટલાંકની તેજ થાય છે. ત્હારી બુદ્ધિ પણ સંકટોના તાપથી તવાઈ સતેજ થઈ છે. તું ત્હારા હિતનો વિચાર કરી જેમ વર્તવું હોય તેમ વર્તજે. મ્હારા તરફથી ત્હારા કાર્યમાં કોઈ પણ પ્રકારનો પ્રતિબંધ નહિ જ થાય." જગદીશપ્રસાદે પુત્રીના વિચારોમાં આવી રીતે સંમતિ દર્શાવી.

યથા સમયે કેસનો ચુકાદો થઈ ગયો. કૃષ્ણલાલ ઉપર ઘણા ગુન્હા સાબિત થયા. તેને બાર વર્ષની અને હરિયાને ત્રણ વર્ષની સખ્ત મજુરી સાથે કેદની સજા થઈ તથા કૉન્સ્ટેબલ મુબારકના પગારમાં માસિક રૂપિયા પંદરનો વધારો થયો. તે જમાદાર બન્યો.

## પ્રકરણ ૪ થું.

## સતીની પતિભક્તિ.

સવારના લગભગ સાત વાગ્યા હતા. કાન્તિપ્રસાદ ચ્હા પી ડાકબંગલાના ઓટલા ઉપર એક આરામ ખુરસીમાં પડ્યો પડ્યો સિગારેટ ફુંકતો હતો. તેના હાથમાં એક વર્ત્તમાન-

પત્ર હતું. જે હકીકત વાંચવા માટે તે ઇન્તેજાર હતો એ હકીકતનું મથાળું વર્ત્તમાનપત્રનાં એક બે પૃષ્ઠ ઉલટાવતાં જ તેની નજરે પડયું. એ પત્ર ઇંગ્રેજી હોવાથી અમે કાન્તિપ્રસાદે જે હકીકત વાંચવા માંડી તેનો ગુર્જર અનુવાદ જ અત્રે પ્રકટ કરીશું:

**બૅરિસ્ટરના બંગલામાં થયેલું કમકમાટ ભર્યું ખૂન !**
**બૅરિસ્ટરનો જમાઈ ખૂની હોવાનો વ્હેમ ! !**

ઘણી દિલગીરી સાથે અમે અમારા વાંચનારાઓને જણાવીએ છીએ કે, આજકાલ મુંબાઇની અંદર જાહિર રસ્તાઓ ઉપર ખૂનો થવાના જે ભયંકર બનાવો બને છે તેવો જ એક બનાવ કાલબાદેવી રોડ ઉપર આવેલા મિ૰ મનમોહન બૅરિસ્ટરના બંગલામાં બન્યો છે. હજી પોલિસ તપાસ ચાલતી હોવાથી એ કેસનું કાંઇ ખાત્રીપૂર્વક પરિણામ અમે દર્શાવી શકતા નથી; છતાં જે બાતમી મળી છે તે ઉપરથી બૅરિસ્ટર સાહેબના જમાઇ મિ૰ કાન્તિપ્રસાદે આ ખૂન કર્યું હોય એમ ધારવાનું કારણ મળે છે.

આ હકીકત વાંચી કાન્તિપ્રસાદ વિચારવા લાગ્યોઃ-" ખરું છે, મ્હેં ઘણાં પાપ કર્યાં છે. આમ છતાં આ ખૂનનો જે આરોપ મ્હારે માથે મૂકવામાં આવે છે તે ખૂન થવામાં કારણભૂત કોણ છે? જે સદાચરણી સુશીલા સહધર્મિણી પાસે હું સ્નેહ તથા શ્રદ્ધાનો શાન્તભાવ જોતો હતો, જે આસમાની ધ્રુવતારાને પિછાન્યા સિવાય એક પતંગીઆની માફક હું મોહદીપ ઉપર ભટક્યા કરતો હતો, જે પુણ્યમયી પ્રતિમાના ગંભીર પ્રેમભાવને ભૂલી હું સંસારમરૂભૂમિમાં માયાનું મોહજળ પીવા ભમતો હતો તે મ્હારા મહાપાપના પ્રાયશ્ચિત્તનો પ્રસંગ ઉપસ્થિત થયો હોય એમજ મ્હને લાગે છે. અરેરે ! મ્હેં દુર્ભાગીએ અંધ થઈ તેની કાંઇ તપાસ કરી નહિ. તે જીવતી છે કે,

મ્હારાં પાપોને પરિણામે આત્મઘાત કરી પરલોકપ્રયાણ કરી ગઇ છે એ સંબંધી પણ મ્હેં કાંઇ ભાળ લીધી નથી. હરિ! હરિ! વિશ્વ-સંસારમાં હવે હું સર્વત્ર અંધકાર જોઉં છું. ”

વિચારપ્રવાહ થોડા વખત માટે અટક્યો. થોડી ક્ષણ પછી તે પુનઃ સ્વગત કહેવા લાગ્યો:–“ ભવસાગરમાં ભટકતા મુસાફર ! આ ફાની દુનિયામાં તું પગલે પગલે કેવી ભૂલો કરે છે તેનો વિચાર કર. ત્હને શી વાતની ખોટ હતી ? ઇશ્વરકૃપાથી મ્હારી પાસે સ્વાધીન ભાવથી આજીવિકાનો નિર્વાહ કરી શકાય એટલી સંપત્તિ હતી, સચ્ચરિત્રા સ્વધર્મશીલા સહધર્મિણી હતી. જો મ્હેં મોહને વશ થઇ પાપાચરણ ન આચર્યું હોત તો આજે મ્હારો સંસાર કેવો સુખમય અને શાન્તિમય હોત ? પણ અફસોસ! એ વિષયનો પશ્ચાત્તાપ કરવાથી હવે કાંઇ ફળ નથી. ”

વળી પાછો થોડો વખત ચુપ રહી તે સ્વગત કહેવા લાગ્યો: “ આવી સ્થિતિમાં એક જ સ્થળે વિશેષ દિવસ સુધી રહેવામાં હિત નથી. આજે રાત્રે જ મ્હારે આ સ્થળનો ત્યાગ કરવો જોઇએ. અહીંથી હું પોરબંદર જઇશ અને ત્યાંથી સ્ટીમરમાં બેસી કોઇ દૂર આવેલા સ્થળે ચાલ્યો જઇશ. જો કે પાસપોર્ટ મેળવ્યા સિવાય હું દરિયાને રસ્તે હિંદની બ્હાર જઇ શકું તેમ નથી તથા હવે પાસપોર્ટ મેળવી શકાય તેમ પણ નથી. આમ હોવાથી પોરબંદરથી માંડવી બંદરે જઇ હું કચ્છના કોઇ ન્હાના ગામડામાં છુપાઇ રહીશ.”

* * * *

હવે આપણે અબળોન્નતિમંદિર તરફ ફરી બીજા એક પ્રકારને જોઇશું. જે વખતે કાન્તિપ્રસાદ વઢવાણ કૅમ્પના ડાકબંગલામાં બેસી ઉપર પ્રમાણે વિચારો કરતો હતો એ જ વખતે અબળોન્નતિ-

મંદિરના બગીચામાં એક એકાન્ત સ્થળે બેસી મધુ ચિંતાતુર ચિત્તે સ્વગત કહેતી હતી કેઃ–" અરેરે ! જે વાત મ્હારા જાણવામાં આવી છે તેથી મ્હારું હૃદય વીંધાઈ જાય છે. મનુષ્યનું આટલી સીમા સુધી અધઃપતન થતું હશે એવી કલ્પના કદાપિ સ્વપ્નમાં પણ મ્હને આવી નહોતી. છતા તેમનાં પાપ તરફ દષ્ટિ કરવી એ એક આર્યા તરીકે મ્હારે માટે ધર્મ વિરુદ્ધ છે. કેવળ તેમના સુખનો માર્ગ સ્વચ્છ કરવાના હેતુથી જ હું તેમના માર્ગમાંથી ખસી ગઈ હતી. તેમને સુખી કરવાની કેવળ એક માત્ર કામનાથી મ્હેં મ્હારાં સઘળાં ઐહિક સુખોનું બળિદાન આપ્યું હતું. આમ છતાં જે બનાવ બન્યો છે તેથી હું હવે સ્થિર રહી શકતી નથી. ગમે તેવા પણ તે મ્હારા પતિ છે. પતિની સેવા એજ હિંદુ નારીનો એક માત્ર ધર્મ છે. જો આ દેહનું બળિદાન આપવાથી તેમનું રક્ષણ થતું હશે તો આ તુચ્છ દેહ અર્પણ કરવાને પણ હું તૈયાર છું. તેમણે જે ખૂન કર્યું છે તે શા હેતુથી કર્યું છે એ મ્હારે જાણવાની જરૂર છે તથા રમાસુંદરીના પિતાને મળ્યા સિવાય ખરી હકીકત હું જાણી શકું એવો બીજો કોઇ માર્ગ નથી."

અત્રે જણાવવાની જરૂર રહે છે કે, નલિનીકાન્તનું ખૂન થયાની હકીકત ત્રણ દિવસથી મધુના જાણવામાં આવી હતી. એ હકીકત વાંચ્યા પછી આહાર નિદ્રાનો તેણે સર્વાંશે ત્યાગ કર્યો હતો. ચિંતા અને અનાહારથી તેનું મ્હોં વિશેષ લેવાઇ ગયું હતું. આ બનાવે તેના ઉપર ભીષણ વજ્રાઘાત જેવી અસર કરી હતી. આવા દુઃખદ પ્રસંગે તે પોતાના દુઃખની વાત કોઇને કહી હૃદયને હલકું કરી શકે તેમ નહોતી; કેમ કે અબળોન્નતિમંદિરની એક બે અબળાઓની જીવનકથા જાણવામાં આવ્યા પછી સ્વાભાવિક રીતે જ તે સહુથી અલગ રહેતી હતી.

અંતે બનેલા બનાવની માહિતી મેળવવા માટે મધુ અબળોન્નતિમંદિરની બ્હાર નીકળી પડી. એક વિક્ટોરિયા ભાડે કરી તેમાં બેસી તે કાલબાદેવીરોડ ઉપર ગઈ તથા પૂછપરછ કરીને અલ્પ કાળમાં જ તેણે મિ૦ મનમોહન બૅરિસ્ટરના બંગલાનો પત્તો મેળવ્યો.

સ્હવારનો વખત હોવાથી બૅરિસ્ટર સાહેબ પોતાના ઑફિસરૂમમાં જ બેઠા હતા. ખૂનનો બનાવ બન્યો ત્યારથી તેમણે પોતાના કામકાજમાં ધ્યાન આપવાનું તદ્દન છોડી દીધું હતું. હમણાં પોતાના ઑફિસરૂમમાં તેઓ એકલા જ હતા. મધુ શંકિત ચિત્તે તેમના ઑફિસરૂમમાં ગઇ. બૅરિસ્ટરે કહ્યું:—" કેમ બાઇ ! શા માટે તમારે અત્રે આવવું પડયું છે? જો તમારો કોઇ કેસ હોય તો દિલગીરી સાથે મ્હારે કહેવું પડે છે કે, હમણાં હું કોઇ નવીન કેસ લઇ શકું એવી સ્થિતિમાં નથી."

આ શબ્દો સાંભળી મધુ બૅરિસ્ટરના મુખ તરફ જોઇ રહી. એ મુખ ઉપર ધુર્તતા અને કુટિલતાનો ભાવ સ્પષ્ટતાથી જોઇ શકાતો હતો. બૅરિસ્ટરના ઉપરોક્ત પ્રશ્નના ઉત્તરમાં મધુએ વિનયપૂર્વક કહ્યું:— " સાહેબ! હું કોઇ કેસ લઇને આપની પાસે નથી આવી કેવળ એક વિષયની કેટલીક માહિતી મેળવવા માટે જ અત્રે આવી છું."

બૅરિસ્ટરનું મુખ ગંભીર બન્યું. તેમણે મધુને એક ખુરશી ઉપર બેસવા કહ્યું. તે આસન ઉપર બેઠી એટલે બૅરિસ્ટરે પૂછ્યું:—" કયા વિષયપરત્વે તમે માહિતી મેળવવા આવ્યાં છો ?"

" આપના બંગલામાં ત્રણ દિવસ ઉપર જે ખૂન થયું છે તે સંબંધીની માહિતી મેળવવા હું આવી છું."

આ ઉત્તર સાંભળવામાં આવતાં બૅરિસ્ટર સાહેબ અલ્પ કાળ માટે સહજ વિચળિત બની ગયા; છતાં ધારાશાસ્ત્રી તરીકે સંપાદન

કરેલી વિદ્યાનો ઉપયોગ કરી તેમણે કહ્યું:--" એ ખૂનના બનાવ સાથે તમને શું લાગે વળગે છે ? "

આ પ્રશ્નથી મધુ સમજી શકી કે બૅરિસ્ટર પાસેથી ખરી હકીકત જાણવાનું કામ સહેલું નથી. તેણે કહ્યું:-" જુઓ સાહેબ! હું આપને પિતાતુલ્ય સમજું છું. જે સ્ત્રીનો પરિત્યાગ કરી કાન્તિપ્રસાદે આપનાં પુત્રી રમાસુંદરી સાથે લગ્ન કર્યું હતું તે અભાગિની સ્ત્રી હું જ છું. આપનાથી કોઇ વાત છુપાવવાની મ્હારી ઇચ્છા નથી. હું મ્હારી સઘળી હકીકત ટૂંકમાં આપને કહી સંભળાવું છું. બધી હકીકત સાંભળ્યા પછી આ ખૂનના બનાવ સાથે મ્હને કેટલું લાગે વળગે છે તેની કલ્પના આપ કરી શકશો. "

આમ કહી મધુએ પોતાને બદમાશો કેવી રીતે ઉપાડી ગયા હતા, એ બદમાશોના પંઝામાંથી કેવી રીતે પોતાની મુક્તિ થઇ હતી વગેરે હકીકત ઘણી હૃદયભેદક રીતે બૅરિસ્ટરને કહી સંભળાવી તથા પોતે અબળોન્નતિમંદિરમાં આશ્રય લઇ રહેલી છે અને રમાસુંદરી તથા પોતાના પતિને સુખી થયેલાં જોવાની ઇચ્છાથી જ એ ગુપ્ત ભાવથી તેમનાથી અલગ રહી હતી, એ હકીકત પણ તેણે સજ્જનચને કહી સંભળાવી.

કાયદાઓની સાથે કસરત કરી કઠોર બની ગયેલું બૅરિસ્ટરનું મન પણ મધુની હકીકત સાંભળી કાંઇક અંશે દ્રવીભૂત થયું. તેમણે કહ્યું:-" બ્હેન ! તમારા શિર ઉપર આવેલા સંકટના વાદળને વિખેરવાનો ઉપાય મ્હારા હાથમાં નથી તથા ખૂન કાન્તિપ્રસાદે જ કર્યું છે એવી પોલિસને ચોક્કસ ખબર મળી છે અને પ્રમાણો પણ પ્રાપ્ત થયાં છે. વળી જે નરાધમ માણસે આટલી હદ સુધી નીચતા કરી છે તેને માટે હૃદયમાં સહાનુભૂતિનો ભાવ લઇને તમે નહિ જ આવ્યાં હો એમ હું ધારું છું."

આ વખતે મધુનાં નેત્રો સતેજ થયાં. તેના કપાળમાં કરચલીઓ પડી. તેણે કહ્યું:—" મહાશય ! હું આપની પુત્રીતુલ્ય હોવા છતાં મ્હારાથી વિનય વિરુદ્ધ બે શબ્દ બોલી જવાય તો બાળક સમજી ક્ષમા આપજો. એક હિંદુ સ્ત્રીના અંતરમાં પતિપ્રેમની ભાવના કેટલી બધી પ્રગાઢ હોય છે એની કલ્પના પુરુષજાતિના અંતરમાં ઉપજી શકે એવો સંભવ નથી. એક સતી સ્ત્રીને માટે પતિ ભોગવિલાસની સામગ્રી નહિ પરંતુ સેવાની સામગ્રી છે. સ્વધર્મશીલા સન્નારી પોતાનો પતિ લૂલો લંગડો, દુરાચારી કિંવા અધમ હોવા છતાં તેની સેવા કરવામાં જ પોતાના સ્ત્રીજીવનની સાર્થકતા સમજે છે. મહાશય ! આ વિષયપરત્વે વિવાદ કરવા જેવી હમણાં મ્હારી માનસિક સ્થિતિ નથી. જે બનાવ બન્યો છે તેથી મ્હારા મન અને આત્માપર ભયંકર આઘાત થયો છે. કૃપા કરી બનેલા બનાવની સવિસ્તર હકીકત મ્હને કહેશો તો હું આપની ઘણી આભારી થઇશ."

મધુનાં આ વચનોએ બૅરિસ્ટરના મન ઉપર સહજ અસર કરી. તેમણે ગંભીર ભાવથી કહ્યું:—" તમારો પતિપ્રેમ પ્રશંસનીય છે. તમારી માફક હું પણ બીજા કોઇ વિષય ઉપર ચર્ચા કરી શકું એવી મ્હારી હાલત નથી; છતાં એટલું તો મ્હારે કહેવું જોઇએ કે, કાન્તિપ્રસાદે જેવી રીતે તમારા જીવનને ધૂળધાણી કર્યું છે તેવી જ રીતે તેણે મારી એકની એક કન્યા રમાસુંદરીના જીવનને પણ ધૂળધાણી કર્યું છે વળી બનેલા બનાવ સંબંધીની જે હકીકત તમે જાણવા માગો છો તે હકીકત મ્હેં પણ મ્હારી કન્યાને મુખે સાંભળી છે. ખૂન થયું એ વખતે હું જાતે હાજર નહોતો."

" ત્યારે કાન્તિપ્રસાદે જ ખૂન કર્યું છે એમ શા ઉપરથી માનવામાં આવે છે ? "

" તેની વિરુદ્ધ પડેલી જુબાની ઉપરથી. વળી નલિનીકાન્તનું ખુન કાન્તિપ્રસાદે કર્યું એ બનાવ રમાસુંદરીએ નજરોનજર જોયો છે."

" ઠીક છે, આપનાં કન્યા એક વખત મ્હને મળી શકશે કે? હું તેમની પાસેથી કેટલીક હકીકત જાણવા માગું છું."

" જણાવવાને દિલગીર છું કે, આ ભયાનક બનાવની મ્હારી પુત્રીના મન ઉપર ઘણી ગંભીર અસર થઇ છે. બે દિવસથી તેને સખ્ત તાવ આવતો હોઇ તેની ચિત્તવૃત્તિ ઘણી અસ્વસ્થ છે. તમે તેની પાસેથી કોઇ પણ પ્રશ્નનો યથાર્થ ઉત્તર મેળવી શકો એવી એની સ્થિતિ નથી."

આ વાક્યો સાંભળી મધુ નિરાશ બની ગઇ. તેણે કહ્યું:- " મહાશય ! આપને મ્હેં પિતા તરીકે માન્યા છે. આપની આ અભાગિની પુત્રીનું આવા સંકટમાંથી આપ રક્ષણ નહિ કરો તો કોણ કરશે ? આપ ધારાના હિમાયતી છો. આજ સુધીમાં આપે ઘણા ખૂનના કેસ ચલાવ્યા હશે; વળી કાન્તિપ્રસાદ ગમે એવા હોય પણ એક સંબંધી તરીકે આ વખતે આપે એમને બચાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. જો મ્હારા આ તુચ્છ દેહનું બળિદાન આપતાં પણ તેમના જીવનનું રક્ષણ થતું હોય તો તેમ કરવા હું તૈયાર છું."

બૅરિસ્ટર થોડો વખત વિચારગ્રસ્ત સ્થિતિમાં ચુપ રહ્યા. પછી તેમણે કહ્યું:-" બ્હેન ! હમણાં જો કે મ્હને કોઇ પણ માર્ગ સૂઝતો નથી; છતાં હું એ વિષયનો શાન્તિથી વિચાર કરી જોઇશ. કાન્તિ-પ્રસાદ ખૂન થયું તે જ રાત્રે ગુપચુપ પલાયન કરી ગયેલા હોવાથી પરિણામે ગેરલાભ થવાનો સંપૂર્ણ સંભવ છે; પરંતુ મ્હારાથી બનતું હું જરૂર કરીશ. હાલ તરત હું તમને વિશેષ આશ્વાસન કિંવા ખોટી આશા આપી શકું તેમ નથી. તમને મ્હારી સલાહની જરૂર

પડે ત્યારે બેલાશક અત્રે આવજો. જો કે, કાન્તિપ્રસાદે જે નૃશંસ ઘાતકી કામ કર્યું છે તેથી મ્હારા મનમાં તેને માટે બિલકુલ લાગણી નથી. પણ તમારી સ્થિતિ માટે મ્હને દયા ઉપજતી હોવાથી હું મ્હારાથી બનતો પ્રયત્ન કરવાની તમને આશા આપું છું."

"આપની મ્હારા પ્રત્યેની લાગણી માટે અંતઃકરણપૂર્વક હું આપનો ઉપકાર માનું છું; છતાં જતાં જતાં એક પ્રશ્ન આપને પૂછવાને ઇચ્છું છું."

"બેલાશક પૂછો."

"જો તેઓ પોતાની મેળે અત્રે હાજર થાય તો તેથી તેમના પક્ષમાં કાંઇ લાભ થવાનો સંભવ છે કે?"

"હા, કાંઇક અંશે લાભ થાય ખરો; પરંતુ ઇરાદાપૂર્વક તે આત્મરક્ષણ કરવાને પલાયન કરી ગયો નહોતો એ વાત પણ પ્રમાણોદ્વારા સાબિત કરવી જોઇએ."

"ઠીક, હું હવે રજા લઉં છું. વળી પાછી આવશ્યક પ્રસંગે આપને જરૂર મળીશ." આમ કહી બૅરિસ્ટરને નમન કરી આકાશ પાતાળના વિચારો કરતી મધુ બ્હાર નીકળી પડી તથા વિક્ટોરિયામાં બેસી તે પુનઃ અબળોન્નતિમંદિરમાં જઇ પહોંચી.

મધ્યાન્હકાળે ભાવે અભાવે બે કોળીઆ ખાઇ લઇ મધુએ પોતાના કંઠમાંની હીરાકંઠીને વેચી નાખી લગભગ બસો રૂપિયા જેટલી રકમ મેળવી. પછી અબળોન્નતિમંદિરના કાર્યાધ્યક્ષની અનુમતિ લઇ તે રાતની મેઇલ ટ્રેઇનમાં બેસી સાણંદ જવા નીકળી પડી.

---

# પ્રકરણ ૫ મું.

## કૃપારામનું પરલોકપ્રયાણ.

ગુજરાતનું પુણ્યક્ષેત્ર ચાણોદ ધર્મભાવનાનું મુખ્યક્ષેત્ર છે.પતિત-પાવની નર્મદાના તટ ઉપર આવેલું એ તીર્થક્ષેત્ર કળિકાળમાં પણ પોતાના પુણ્યપ્રભાવથી ભક્ત અને સાધકજનોનું ચિત્ત આકર્ષે છે. જો દૈવકૃપા હોય છે તો એવા સ્થળે મનુષ્ય સદ્‌ગુરુનાં દર્શન કરી તેમની ઉપદેશશ્રેણિ સાંભળવાનું ભાગ્ય પ્રાપ્ત કરી ધન્ય થાય છે. કુદરતનો રમણીય દેખાવ, નર્મદા અને ઓર નદીનો પાપવિનાશક સંગમ, કુબેરભંડારીની કીર્ત્તિકથા વગેરે અનેક કારણોથી એ ક્ષેત્ર અત્યંત શાન્તિદાયક લાગે છે.

કૃપારામ ઉર્મિલાનો ત્યાગ કરી ચાલ્યા ગયાની હકીકત વાંચકબંધુઓ વાંચી ચુકયા છે. અત્યારે આપણે ચાણોદ ગામથી લગભગ બે ત્રણ ગાઉને અંતરે નર્મદાતટ ઉપર આવેલી એક ઉચ્ચ અને વિસ્તૃત પર્ણકુટીરમાં એક શય્યામાં કૃપારામને અસ્વસ્થ ચિત્તે સૂઈ રહેલો જોઈએ છીએ. તેની પાસે જ મૃગચર્મ ઉપર એક તેજઃપુંજ કાન્તિવાળા, વિશાળ લલાટવાળા, ઉન્નત અને બલિષ્ઠ દેહવાળા જટાજૂટધારી મહાત્મા બેઠેલા જોવામાં આવે છે. એ મહાત્માની ઉમ્મર સંબંધી કાંઈ ચોક્કસ ઉલ્લેખ કરી શકાય તેમ નથી. તેમનામાં યુવાવસ્થાનું બળ, વૃદ્ધાવસ્થાની ગંભીરતા અને બાલ્યાવસ્થાની સરળતા સ્પષ્ટ ભાવથી જોઇ શકાય છે.

કૃપારામે આંખો મીંચેલી હતી. તે બીમાર પડી ગયો હોય એમ તેનો દેહ જોતાં જ માલૂમ પડતું હતું. તેના મનની મુંઝવણ

સમજી જઇ મહાત્માએ શાન્તભાવથી કહ્યું:–"બેટા! અસ્થિર ચિત્તને શાન્ત કર અને મનને ઇશ્વરભાવનામાં એકાગ્ર કર."

મહામુશિબતે બોલી શકાતું હોય તેવી રીતે અસ્પષ્ટ સ્વરે, સહજ આંખો ઉઘાડી કૃપારામ કહેવા લાગ્યોઃ-"પ્રભુ! કરેલા મહાપાપનો ઘણો પસ્તાવો થાય છે. આપ કૃપા કરી મ્હારા આ અંતકાળ વખતે મ્હને ધર્મોપદેશ આપો; જેથી મ્હારા આત્માની પરજન્મમાં અસદ્દગતિ ન થાય."

"ઠીક જેવી ત્હારી ઇચ્છા, અરે યોગાનંદ–આનંદાનંદ!"

"આવ્યા ગુરુજી" કહેતા બે યુવાન સંન્યાસી શિષ્યો પર્ણકુટીરમાં આવ્યા તથા મહાત્માને પ્રણામ કરી તેમનો સંકેત થતાં એક બાજૂએ બેસી ગયા.

મહાત્મા ધીર ગંભીરભાવથી કહેવા લાગ્યાઃ—

"મનુષ્યજાતિનાં જે સઘળાં કર્ત્તવ્યકાર્ય છે તે સહુમાં ધર્મનું આચરણ કરવું એ મુખ્ય કર્તવ્ય છે; કેમ કે પશુ–પક્ષી આદિ જે બીજી જાતો છે તે ધર્મનું સ્વરૂપ જાણવાને તથા તેનું અનુષ્ઠાન કરવાને અધિકારી નથી. તેમનામાં મનુષ્ય જેવી યોગ્યતા નથી.

"જીવના અભ્યુદય અને નિઃશ્રેયસનું સાધન હોવા છતાં ધર્મનું અનુષ્ઠાન કરવું આવશ્યક છે; કેમ કે આલોક અને પરલોકના ભોગની પ્રાપ્તિરૂપ જે અભ્યુદય છે તથા કૈવલ્ય મોક્ષરૂપ જે નિઃશ્રેયસ છે તે બન્નેની પ્રાપ્તિમાં ધર્મ જ મૂળ કારણ છે એવો નિશ્ચય થયેલો છે. ધર્મનું આચરણ નહિ કરવાથી મનુષ્યજાતિને દોષની પ્રાપ્તિ થાય છે. સર્વ વ્યવહારને લાયક શરીર, સારું ખોટું વિચારવા યોગ્ય બુદ્ધિ તથા પોતાનો વિષય ગ્રહણ કરવામાં ચતુર એવી ઇંદ્રિયો, સત્ય માર્ગ બતાવનારાં શાસ્ત્રો તેમજ ધર્મનો ઉપદેશ કરનાર વિદ્વાન લોક એ

સઘળી સામગ્રી ઇશ્વરે બીજી જાતો કરતાં મનુષ્યજાતિને જ વિશેષ આપી છે તેથી જો એ સામગ્રીને ધર્મનિમિત્ત ઉપયોગમાં નથી લેવામાં આવતી તો મનુષ્ય દોષી થાય છે; કેમ કે તે એ સઘળી સામગ્રીના યોગ્ય લાભથી વંચિત થાય છે. વળી એ સામગ્રીનો અવળો ઉપયોગ કરવાથી પણ મનુષ્ય દોષી થાય છે. શરીર, બુદ્ધિ, ઇંદ્રિય વગેરે સામગ્રીનો બીજાને દુઃખ દેવામાં, પરદ્રોહનું ચિંતવન કરવામાં તથા અનુચિત વિષયોનું સેવન કરવામાં ઉપયોગ કરવાથી દોષી જ થવાય છે. તૈત્તરીય ઉપનિષદ્‌માં લખ્યું છે કે, હે પુરુષ! તું હમ્મેશાં સાચું બોલ અને ધર્મનું આચરણ આચર. જેવી રીતે રાજાની આજ્ઞા નહિ માનનાર નોકર દોષરહિત નથી તેવી જ રીતે વેદવચનરૂપી ઇશ્વરની આ આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર પણ દોષ રહિત નથી. **सर्वथा सुखफला क्रिया धर्मः** । પોતાને તથા બીજાઓને જેનાથી સર્વ સુખની પ્રાપ્તિ થાય એવી ક્રિયા એ ધર્મ છે. તપ કરવામાં અને પાપીઓને રાજદંડ દેવામાં પ્રથમ દુઃખ થાય છે; પરંતુ ભવિષ્યમાં તેથી સુખની પ્રાપ્તિ થાય છે તેથી તે ધર્મ છે તેમજ ચોરી કરવી, અસત્ય બોલવું, પરસ્ત્રીગમન કરવું વગેરેમાં પ્રથમ સુખનો ભાસ થાય છે પરંતુ ભવિષ્યમાં એ કાર્યોથી દુઃખ થાય છે માટે એ ધર્મ નથી. ધર્મ અનેક પ્રકારનો છે. સ્વરૂપમાં તે જો કે એક જ પ્રકારનો છે; પણ તેનું અનુષ્ઠાન કરવાના માર્ગ ભિન્ન ભિન્ન છે, કેમ કે, અમુક માર્ગે જ ધર્મનું આચરણ કરવું જોઇએ એવો કોઇ નિયમ નથી. આથી જપ, તપ, દાન વગેરે ધર્મના ઘણા માર્ગો ઋષિ-મુનિઓએ શાસ્ત્રોમાં દર્શાવ્યા છે. પુરુષોની સ્થિતિ જેવી રીતે ભિન્ન ભિન્ન છે તેવી જ રીતે તેમના ધર્મના ઉપાય પણ ભિન્ન ભિન્ન છે. એક રાજા અને અનુચરનો ધર્મ સમાન હોતો નથી. પોતાના દેશ, કાળ અને સ્થિ-

તિનો વિચાર કરીને જે ધર્મ સર્વથા અથવા પ્રાયઃ પોતાને અનુકૂળ હોય એ જ ધર્મનું સદાસર્વદા આચરણ કરવું જોઇએ; કેમ કે અનુકૂળતા સિવાય કોઇ પણ ધર્મનું યથાર્થ આચરણ આચરી શકાતું નથી. ધર્માચરણની ઇચ્છાવાળા પુરુષે ધર્મના ભેદને સમજી લેવો જોઇએ, કયો ધર્મ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ છે તેનું જ્ઞાન મેળવી લેવું જોઇએ. ત્યાર પછી જ ધર્મનું અનુષ્ઠાન કરવું જોઇએ. મનુસ્મૃતિમાં પણ લખ્યું છે કે, ઋષિઓએ દર્શાવેલા ધર્મની જે પુરુષ વેદ તથા શાસ્ત્ર અનુસાર પરીક્ષા કરે છે તેજ ધર્મના રહસ્યને બરાબર સમજી શકે છે. ધર્મનું આચરણ કરવામાં પુષ્કળ પરિશ્રમ કરવા છતાં તેના ફળમાં ઓછાવત્તાપણું જોવામાં આવે છે; કેમ કે, પોતપોતાના ધર્મને શ્રેષ્ઠ સમજીને સકળ લોક શંકા વિના શ્રદ્ધાથી તેમાં પ્રવૃત્ત થાય છે. આનું કારણ એ હોય છે કે, કનિષ્ઠ ધર્મવાળાને કનિષ્ઠ ફળની પ્રાપ્તિ થાય છે અને ઉત્તમ ધર્મવાળાને ઉત્તમ ફળની પ્રાપ્તિ થાય છે. પીત્તળના કડકાને સુવર્ણ સમજી તપાવવાથી તે સુવર્ણ બની જતો નથી તેવી જ રીતે કનિષ્ટ ધર્મવાળાને કદાપિ ઉત્તમ ફળની પ્રાપ્તિ થતી નથી.

"ધર્મ સંબંધીના પુષ્કળ ગ્રંથોનું બહુ વાર અવલોકન કરવાથી બુદ્ધિમાં વિચારશક્તિ વધે છે તથા પરિણામે ધર્મનું સ્વરૂપ સમજવાની શક્તિ પ્રાપ્ત થાય છે. આમ હોવા છતાં કોઇ પણ મતનો આગ્રહ રાખ્યા સિવાય સદ્ગ્રંથોનું અવલોકન કરવું જોઇએ. જે પુરુષ પોતાના મતનો જ પક્ષપાતી હોય છે તે ઘણા ગ્રંથો વિચારવા છતાં બુદ્ધિના ભ્રમથી રહિત થતો નથી. ટૂંકમાં તાત્પર્ય એજ છે કે, નિષ્પક્ષપાત ભાવથી સર્વ ગ્રંથોનું અવલોકન કરવું જ ઉપયોગી છે,

" જે પુરુષ વિદ્યાના અભાવથી શાસ્ત્રગ્રંથોનું અવલોકન કરવા

અસમર્થ હોય તેણે સકળ શાસ્ત્રોને જાણનાર તથા સદાચારમાં નિષ્ઠા રાખનાર પક્ષપાત વગરના વિદ્વાન્ લોકોને મુખે શાસ્ત્રોનો ઉપદેશ સાંભળવો જોઇએ. તેમ કરવાથી ધર્મની પરીક્ષા કરવામાં ચતુરતા ઉત્પન્ન થાય છે. જે પુરુષ શાસ્ત્રોનો અભ્યાસ કરવામાં તથા તેનો ઉપદેશ સાંભળવામાં અસમર્થ હોય તેણે સદાચાર અનુસાર વર્તી જગતમાં વ્યાસ, વસિષ્ઠ, યુધિષ્ઠિર વગેરે જે ધર્માત્મા પુરુષો થઇ ગયા છે તથા આ વખતમાં દંભ કપટથી રહિત શુદ્ધ ચરિત્રવાળા જે ધર્માત્મા વિદ્વાન્ લોક પૃથિવી ઉપર હયાત છે તેમનાં ધર્મ સંબંધીનાં આચરણ જ ધર્મ માટે પ્રમાણ સ્વરૂપ ગણવાં જોઇએ.

"ઘણાં શાસ્ત્રો વાંચવાથી અને શ્રવણ કરવાથી પુરુષને ઘણા ધર્મ ઉપર રૂચિ થાય છે, માટે યથાર્થ પરીક્ષા કર્યા પછી એક જ શ્રેષ્ઠ ધર્મનો આશ્રય સ્વીકારવો ઉચિત છે. બીજા ધર્મોમાં કાંઇ કાંઇ ગુણો હોવા છતાં બહુ ધર્મનો સ્વીકાર કરવો જોઇએ નહિ. મનુષ્ય શરીર ક્ષણભંગુર હોવાથી એક પુરુષ ઘણાં ધર્મોનાં અનુષ્ઠાન યથાર્થ રીતે કરી શકતો નથી. વળી એક જ ધર્મમાં સ્થિર રહેવા છતાં વિવેકી પુરુષે બીજા ધર્મોમાં પોતાને ઉપયોગી થઇ પડે એવો જે અંશ હોય તેને લક્ષ્ય માત્રથી ગ્રહણ કરવો જોઇએ. બીજા ધર્મના કોઇ અંશની જરૂર ન હોય તો પણ તે અંશનો તિરસ્કાર અને ખંડન કરવાં જોઇએ નહિ. બીજા ધર્મોની નિંદા કરવાથી એ ધર્મોના અનુયાયી લોકોનાં ચિત્ત દુઃખાય છે તથા પરસ્પર વિરોધ અને ગ્લાનિ ઉપજવાથી બન્ને પક્ષનું અહિત થાય છે.

"વેદ, સ્મૃતિ, પુરાણ વગેરે સર્વ શાસ્ત્રોમાં કેવળ બે ભાગ છે. તેમાંનો એક ભાગ ધર્મશાસ્ત્ર અને બીજો અર્થશાસ્ત્ર છે. એમાં લોક-વ્યવહાર દર્શાવનારાં જે વચન છે તેને અર્થશાસ્ત્ર કહેવામાં આવે

છે અને ધર્મનું પ્રતિપાદન કરનારાં જે વચન છે તેને ધર્મશાસ્ત્ર કહેવામાં આવે છે. જ્ઞાન મેળવવું, સાચું બોલવું, ઇંદ્રિયોને સંયમમાં રાખવી, પરોપકાર કરવો, પવિત્ર અને સંતોષી રહેવું, તપ કરવું, ઇશ્વર ભજન કરવું વગેરે વિષયોનું પ્રતિપાદન કરનાર જે ધર્મશાસ્ત્ર છે તેનો કોઇ પણ દેશમાં કોઈ પણ કાળે વિરોધ થતો નથી; પણ ગર્ભાધાન, જન્મ, નામકરણ, મુંડન, યજ્ઞોપવીત, વિવાહ, ભોજન, શયન, લેણદેણ વગેરે વિષયોનું પ્રતિપાદન કરનાર જે અર્થશાસ્ત્ર છે તેનું કોઇ દેશમાં ગમે તે વખતે વિપરીતપણું થઇ જાય છે. ધર્મ-શાસ્ત્રની વિરુદ્ધતા કરવામાં દોષ છે, પરંતુ દેશકાળની પરિસ્થિતિ અનુસાર અર્થશાસ્ત્રની વિરુદ્ધતા કરવામાં કાંઇ દોષ નથી. જે સઘળાં ધર્મશાસ્ત્રો છે એ સઘળાં લોકવ્યવહારની અનુકૂળતાને માટે જ પ્રાચીન મહર્ષિઓએ નિર્માણ કર્યાં છે.

" વ્યવહારની સિદ્ધિ થાય કિંવા ન થાય તો પણ કદાપિ ધર્મનો ત્યાગ કરવો જોઇએ નહિ; કેમ કે શબ્દ સ્પર્શ આદિ વિષય-સેવન તો સર્વ સ્થળે અન્ય પશુ-પક્ષી યોનિઓમાં પણ સુલભ છે; કિન્તુ ધર્મ તો કેવળ મનુષ્ય જાતિ જ સંપાદન કરી શકે છે. ઘણા પરિશ્રમથી મેળવેલી વ્યવહારની સિદ્ધિઓનો અંતે વિનાશ થઇ જાય છે; પરંતુ ધર્મ તો નિત્ય સ્થિર રહે છે. સકળ વ્યવહારને છોડી અંતકાળે પરલોકમાં ગયેલા જીવનો કેવળ ધર્મ જ સહાયક થાય છે. આવું સમજીને જ વ્યવહારની હાનિ થવા છતાં ધર્માત્મા ધીર પુરુષ ધર્મથી ચળાયમાન થતા નથી. તેઓ સર્વથા ધર્મનું જ રક્ષણ કરે છે. મહાભારતમાં પણ લખ્યું છે કે, કોઈ કામનાને માટે, કોઇ ભયને લીધે, કોઇ વસ્તુના લોભને લીધે કે જીવવાને માટે કદાપિ ધર્મનો ત્યાગ કરવો જોઇએ નહિ. ધર્મ નિત્ય સ્થિર રહે છે અને

સુખ દુઃખ અનિત્ય એટલે ચળાયમાન છે. જીવાત્મા પણ નિત્ય છે ત્યારે શરીર વગેરે અનિત્ય છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થમાં ધર્મની મુખ્યતા હોવાનું એ કારણ છે કે, ધર્મના આચરણથી ઉત્પન્ન થયેલા પુણ્યના પ્રભાવથી જ પુરુષને અર્થ, કામ અને મોક્ષ મળે છે. પાપી લોકને જગતમાં કદાપિ અર્થ, કામ અને મોક્ષની સિદ્ધિ થતી નથી. આમ હોવાથી સર્વ લોકોએ, સદા· કાળ ધર્મ સંપાદન કરવામાં જ સર્વ પ્રકારે તત્પર રહેવું જોઈએ. મહાભારતમાં વ્યાસજીએ કહ્યું છે કે, 'હે પુરુષો ! નિત્ય ઉઠતાં જ તમારી બુદ્ધિને ધર્મમાં સ્થિર કરો; કેમ કે કેવળ ધર્મજ પરલોકમાં જતા જીવનો બંધુ થાય છે તથા ધર્મ સિવાય અર્થ, કામ, મોક્ષ એ ત્રણેનું સેવન કરવાથી દૃઢતા અને સ્થિરભાવ પ્રાપ્ત થતો નથી.

"હવે હું ધ્યાન સંબંધી વિવેચન કરીશ. ધારણાની જે સ્થિર અવસ્થા છે તેને ધ્યાન કહેવામાં આવે છે. કોઇ એક સ્થાનનું લક્ષ્ય કરીને એમાં ધારણા કરતાં ચિત્તની વૃત્તિ વચ્ચે વચ્ચે જ્યાં સુધી તૂટે છે ત્યાં સુધી તેને ધારણા કહેવામાં આવે છે તથા ચિત્ત સર્વથા સ્થિર થાય છે ત્યારે તેને ધ્યાન કહેવામાં આવે છે. ધ્યાનના સગુણ અને નિર્ગુણ એવા બે ભેદ છે, સગુણને સાકાર અને નિર્ગુણને નિરાકાર માનવામાં આવે છે. પોતાના હૃદયકમળમાં સંકલ્પથી રચેલા સુવર્ણમય સિંહાસન ઉપર વિરાજમાન થયેલા, કોટિ સૂર્ય સમાન તેજોમય ભગવાન્ વિષ્ણુના ચરણથી લઇને મસ્તકપર્યંત જે પોતાના મનમાં ધ્યાન કરે છે તે સગુણ કહેવાય છે તથા જે પોતાના હૃદય· કમળમાં કિંવા ભ્રકુટીમાં બ્રહ્મ સ્વરૂપનું ચિંતન કરે છે તે નિર્ગુણ ધ્યાન કહેવાય છે, એ ધ્યાન કહેવાય છે, એ ધ્યાનથી જ યોગી લોકો અણિમા, મહિમા વગેરે દિવ્ય ગુણો મેળવી શકે છે. એ ધ્યા-

નના બળથી જ ઋષિ મુનિલોક સકળ જગતને પ્રત્યક્ષ જોઇ શકે છે. ધ્યાનથી યોગીલોક જ્યોતિસ્વરૂપ પરબ્રહ્મનું દર્શન કરે છે. તાત્પર્ય એ છે કે, યોગાભિલાષી પુરુષોએ ધ્યાનનો અભ્યાસ અવશ્ય કરવો જોઇએ.

"દીર્ઘકાળના અભ્યાસથી દૃઢ થયેલું ધ્યાન પણ સમાધિરૂપ થઇ જાય છે. ધ્યાન કરતી વખતે જો ધ્યાન અને ધ્યેય એ ત્રણેની ભિન્ન ભિન્ન પ્રતીતિ થાય તો તે ધ્યાન કહેવાય છે; પરંતુ જો ધ્યાતા અને ધ્યાનને ભૂલી મન કેવળ એક ધ્યેય પદાર્થના સ્વરૂપમાં જ સ્થિર થાય છે તો તેને સમાધિ કહેવાય છે. યોગીનું મન શુદ્ધ કાચના વાસણ જેવું નિર્મળ હોય છે. કાચના વાસણમાં જેવા રંગનું પાણી ભરવામાં આવે તેવો જ તેનો રંગ થાય છે તે પ્રમાણે ધ્યાનના અભ્યાસથી નિર્મળ થયેલું યોગીનું મન જે ધ્યેયમાં લગાડવામાં આવે છે તેના જ સ્વરૂપમય બની જાય છે. એ ધ્યેય પદાર્થમાં જે જે ગુણો હોય છે તે યોગીના મનમાં આવી જાય છે અને તેને પરિણામે યોગીઓને સર્વશક્તિપણું પ્રાપ્ત થાય છે.

"પ્રાણની સ્થિરતાને પણ સમાધિ કહે છે. સમાધિની સાધના બે પ્રકારની છે. એક પ્રકાર રાજયોગ અને બીજાને હઠયોગ કહે છે. ધારણા, ધ્યાન વગેરેથી જે સમાધિ સિદ્ધ થાય છે તેને રાજયોગ સમાધિ કહેવાય છે તથા પ્રાણાયામના અભ્યાસથી પ્રાણના નિરોધથી જે સમાધિ સિદ્ધ થાય છે તેને હઠયોગ સમાધિ કહેવાય છે. રાજયોગ સમાધનાં લક્ષણ હું જણાવી ચુકયો છું. હવે હું હઠયોગ સમાધિનાં લક્ષણો દર્શાવું છું. યમ નિયમ કરીને યુક્ત થયેલો પુરુષ આસન જીતી યોગક્રિયા જાણનાર ગુરુ પાસે યુક્તિ શીખી પ્રથમ પ્રાણાયમનો અભ્યાસ કરે છે. પછી કુંભકનો અભ્યાસ બરાબર વધી જાય છે એટલે મૂલબંધદ્વારા અપાન વાયુને ઉપર

લાવવાનો પ્રયત્ન કરે છે. પછી કેટલાક દિવસે યથાક્રમે અપાન વાયુ નાભિની કુંડળીમાં થઇ ષટ્ચક્રને ભેદી, પ્રાણને મળી ઉંચે ચઢે છે. પછી નાભિ, હૃદય, કંઠ વગેરે સ્થાનોને યથાક્રમે ઓળંગીને મસ્તકના બ્રહ્મરંધ્રમાં સુષુમ્ના નાડીદ્વારા પ્રવેશ કરે છે. પછી દીર્ઘકાળ સુધી અભ્યાસ કરવાથી તે ત્યાં ચિરકાળપર્યંત સ્થિરતા પ્રાપ્ત કરે છે. એ વખતે સઘળા બાહ્ય પ્રપંચનું વિસ્મરણ થાય છે અને યોગી સમાધિમાં સ્થિર થાય છે. એને હઠયોગ સમાધિ કહે છે. આ સમાધિનો પ્રથમ શિવજીએ ઉપદેશ કર્યો હતો. પછી એમના શિષ્ય મત્સ્યેન્દ્રનાથ ગોરક્ષનાથ વગેરેએ તેનું સેવન કર્યું હતું તેમણે શિષ્યપરંપરાથી જગતમાં એનો પ્રચાર કર્યો છે. જો કે વર્તમાનકાળમાં એનો સંપ્રદાય લગભગ લુપ્ત થઇ ગયો છે તો પણ બહુરત્ના વસુંધરા એ ન્યાયે હજી પણ એને જાણનાર કેટલાક મહાત્માઓ હયાત છે. એ સમાધિથી પ્રાણને વશ કરી યોગીલોક પોતાના શરીરની બ્હાર નીકળી જાય છે તથા બીજા શરીરમાં પ્રવેશ કરે છે તેમજ સ્વેચ્છાપૂર્વક પોતાના શરીરનો ત્યાગ કરી મુક્ત થઇ જાય છે.

"દીર્ઘકાળપર્યંત નિયમપૂર્વક અષ્ટાંગ યોગનો અભ્યાસ કરવાથી યોગીનું ચિત્ત, ઇંદ્રિય અને શરીરની શુદ્ધિ થાય છે. જેવી રીતે અગ્નિના સંયોગથી સુવર્ણ વગેરે ધાતુઓની શુદ્ધિ થાય છે તેવી જ રીતે યોગરૂપ અગ્નિના સંયોગથી જન્મ જન્માંતરોનાં સંચિત થયેલાં પાપોનો નાશ થઇ યોગીનું ચિત્ત અને ઇન્દ્રિયો નિર્મળ થાય છે.

"ચિત્ત અને ઇન્દ્રિયો સર્વ પ્રકારે શુદ્ધ થાય છે એટલે પાપદોષજન્ય મલિનતારૂપી અવરોધનો અભાવ થાય છે તથા ચિત્ત વગેરેના સ્વાભાવિક દિવ્ય ગુણનો આવિર્ભાવ થાય છે. જેવી રીતે ભસ્મથી ઢંકાયલા અગ્નિના સ્વાભાવિક તેજનો તિરોભાવ થાય છે

તથા ભસ્મ દૂર થતાં પુનઃ એ તેજ પ્રકાશિત થાય છે તેવી જ રીતે ચિત્ત વગેરેની સ્વાભાવિક દિવ્યશક્તિ જે જીવના પ્રમાદથી અને ઘણા જન્મોનાં પાપોના દોષથી તિરોભાવને પ્રાપ્ત થયેલી હોય છે તે અષ્ટાંગયોગનો અભ્યાસ કરવાથી, સઘળા દોષો દૂર થતાં આવિર્ભાવને પ્રાપ્ત થાય છે. યોગશાસ્ત્રમાં પતંજલિએ પણ લખ્યું છે કે, 'તપ કરવાથી યોગીના ચિત્ત તથા ઇન્દ્રિયોની શુદ્ધિ થાય છે અને પરિણામે સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

"શુદ્ધ થયેલું ચિત્ત ઇન્દ્રિય તથા શરીરના ગુણોનું યથાક્રમે નિરૂપણ કરે છે. અષ્ટાંગ યોગના અભ્યાસથી જ્યારે યોગીના ચિત્તની શુદ્ધિ થાય છે ત્યારે તેના સંકલ્પ સત્ય થાય છે અર્થાત્ પોતાના મનથી તે જે જે પદાર્થની ઇચ્છા કરે છે તે તે પદાર્થ સત્વર તેને પ્રાપ્ત થાય છે. તે ઉપરાંત પોતાના સેવક વગેરેને માટે તે જે જે પદાર્થોની વાંચ્છના કરે છે એ પદાર્થો પણ તત્કાળ મળી આવે છે.

"ઇન્દ્રિયોની શુદ્ધિ થતાં યોગીને દૂરદર્શનની શક્તિ પ્રાપ્ત થાય છે; અર્થાત્ ધ્યાનમાં સ્થિર થયેલો યોગી અનેક યોજન દૂર હોય એવા પદાર્થોને પણ તદ્દન પોતાની પાસે જોઇ શકે છે. ઘણે દૂર ચાલતી વાતચિતને તે સ્પષ્ટતાથી સાંભળી શકે છે, દૂર આવેલા બગીચાનાં પુષ્પોની સુગંધ નજીક જ હોય એવી રીતે અનુભવી શકે છે. સ્વાદિષ્ટ પદાર્થો ખાધા સિવાય પોતાની જીભના અગ્રભાગમાં ઇચ્છિત સ્વાદ અનુભવે છે. આવી રીતે શુદ્ધ થયેલી ઇન્દ્રિયોને દૂરથી જ પોતપોતાના વિષયને ગ્રહણ કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે. યોગશાસ્ત્રમાં પતંજલિએ કહ્યું છે કે, 'યોગીને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાંચે વિષયોનું દિવ્યજ્ઞાન ઉત્પન્ન થાય છે.'

"શરીરની શુદ્ધિ થતાં યોગીની ગતિ તેની ઇચ્છાનુસાર થાય

છે; અર્થાત્ જ્યાં જવાને ઇચ્છે છે ત્યાં ક્ષણકાળમાં શરીર સહિત જઇ શકે છે. આવા પ્રકારની સ્વતંત્ર ગતિ યોગીને શરીરની શુદ્ધિ થતાં પ્રાપ્ત થાય છે. યોગશાસ્ત્રમાં લખ્યું છે કે, 'પછી યોગીની ગતિ ઇચ્છાનુસાર થાય છે, સ્થૂળ શરીર વિના ઇન્દ્રિયોના વિષયનું જ્ઞાન થાય છે અને પ્રકૃતિ ઉપર તે વિજય મેળવી શકે છે.' આવી રીતે ચિત્ત, ઇન્દ્રિય અને શરીરની શુદ્ધિથી યોગીનામાં ત્રણ પ્રકારનું સામર્થ્ય ઉત્પન્ન થાય છે.

"સર્વ સિદ્ધિઓના સ્થાનભૂત પરમેશ્વર છે. તેના ધ્યાનથી તેનો સંબંધ થતાં અણિમા, મહિમા વગેરે સર્વ સિદ્ધિઓની પણ પ્રાપ્તિ થાય છે. એ કારણથી જ પુરાણોમાં યોગીઓનું આકાશગમન, અંતર્ધાન, બીજાના શરીરમાં પ્રવેશ વગેરે સંબંધી જે હકીકત દર્શાવેલી છે તે સઘળી તદ્દન ખરી સમજવી જોઇએ; કારણ કે ઇશ્વરકૃપાથી સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત કરી હોય એવા યોગીઓ માટે ત્રણે લોકમાં કાંઇ દુર્લભ નથી.

"દીર્ઘ કાળપર્યંત અષ્ટાંગ યોગના અનુષ્ઠાનથી પુષ્કળ પુણ્યનો સંચય થાય છે અને યોગીઓને ધ્યાન વખતે અંતર્યામી રૂપથી સ્મિત થયેલા જ્યોતિઃ સ્વરૂપ પરમાત્માનાં દર્શન થાય છે. જો કે ઇશ્વરનું સ્વરૂપ અવ્યક્ત હોવાથી ચર્મચક્ષુઓના વિષયનો સંભવ નથી તથાપિ યોગજન્ય દિવ્યદૃષ્ટિનો વિષય ઇશ્વર જ છે. એ ઇશ્વરનું પરમસ્વરૂપ યોગીલોક હમ્મેશાં જુએ છે. ત્યાર પછી ધ્યાન કરતા યોગી નિષ્કલ પરમાત્માને જુએ છે. ધ્યાન કરતાં કરતાં યોગીલોક જે જ્યોતિસ્વરૂપનું દર્શન કરે છે તે પરમાત્માને હું પ્રણામ કરું છું."

આ વખતે મહાત્માનું અનુકરણ કરી બન્ને શિષ્યો તેમજ કૃપારામે ઉંચી દૃષ્ટિ કરી હાથ જોડયા. મહાત્માજીના મુખમાંથી પાછાં અમૂલ્ય વચનો નીકળવા માંડયાંઃ—

" આવી રીતે પરમેશ્વરનાં દર્શન થવાથી યોગીઓનાં જન્મ મરણ દૂર થઇ તેમના સંસારબંધનની નિવૃત્તિ થાય છે. કેમકે સર્વ જગતના ઇશ્વર પરમાત્માનાં દર્શનથી પવિત્ર થયેલા અંતઃકરણવાળા તથા સકળ પાપદોષથી રહિત થયેલા યોગીઓને ફરીથી સંસારબંધનની પ્રાપ્તિ થતી નથી. શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં કહ્યું છે કે, ' જે સમયે યોગી ધ્યાનસ્થ થઇ દીપકરૂપી ચિત્તવૃત્તિથી અજ, ધ્રુવ સર્વ તત્વથી વિશુદ્ધ બ્રહ્મતત્વનું દર્શન કરે છે એ સમયે પરમાત્મ દેવનું સ્વરૂપ સમજી તે સંસારનાં બંધનોથી મુક્ત થઇ જાય છે. ' સમાધિમાં પરમાત્માનાં દર્શન થવાથી યોગીના હૃદયની સઘળી ગ્રંથીઓ ખુલી જાય છે, સઘળા સંશયનો નાશ થાય છે અને સકળ કર્મોનો ક્ષય થાય છે.

" હવે હું અર્ચના અને આરાધના સંબંધી વિવેચન કરીશ. પ્રતિમાદ્વારા દેવતાની અર્ચના કરતી વખતે એ પ્રતિમા જ દેવતા છે એવી હઠ રાખવી જોઇએ નહિ, કેમ કે દેવતાનું સ્વરૂપ ચિત્ર, ધાતુ કે પત્થર જેવું નથી. દેવતા તો દિવ્ય શરીરવાળા ચેતનામય હોય છે. પ્રતિમા દેવતાની ભાવના કરવા માટે છે. પ્રતિમામાં દેવતાની ભાવના કરવી જોઇએ. એવી ભાવના સહિત આવાહન, પૂજન અને ધ્યાન કરવાથી દેવતાની સમીપતા થાય છે. સર્વદા કાળ પ્રતિમાઓમાં દેવતાઓનો નિવાસ હો તો નથી પરંતુ યજ્ઞમાં આવાહન કરવાથી જેવી રીતે દેવતાઓનું આગમન થાય છે તેવી જ રીતે દઢ ભાવનાથી આવાહન કરેલા દેવતા સૂક્ષ્મરૂપથી પ્રતિમામાં આવી ઉપાસક પુરુષની પૂજા સ્વીકારે છે તથા શાસ્રોક્ત ફળ આપે છે એમ સમજવું જોઇએ.

" વિધિપૂર્વક ઘણા વખત સુધી યજ્ઞ, તપ અને મંત્રાનુષ્ઠાન કરવાથી પોતાના ભક્ત ઉપર દેવતાઓની પ્રસન્નતા થાય છે. તેમની

પ્રસન્નતાથી ભક્તની સઘળી મનોકામનાઓ પૂર્ણ થાય છે. રાજાની પ્રસન્નતાથી દરિદ્ર પુરુષને સર્વ પદાર્થ મળી આવે છે તેવી જ રીતે દેવતાઓના અનુગ્રહથી મનુષ્યના સકળ મનોરથ સિદ્ધ થાય છે. શતપથ બ્રાહ્મણમાં પણ લખ્યું છે કે, 'દેવતા યજ્ઞાદિથી પ્રસન્ન થઇ યજમાનને યોગ, ક્ષેમ, બળ, વીર્ય તથા સકળ શુભ સંપદોથી સર્વ પ્રકારે તૃપ્ત કરે છે.'

"દેવતાઓની પ્રસન્નતાથી કેવળ લૌકિક કામનાઓની જ નહિ, પણ તે સાથે મોક્ષની સુદ્ધાં પ્રાપ્તિ થાય છે. દેવતાની આરાધનાનું ફળ બે પ્રકારનું હોય છે. એક પ્રકાર સાંસારિક ભોગની પ્રાપ્તિ છે અને બીજો પ્રકાર મોક્ષપદની પ્રાપ્તિ છે. જે ઉપાસક કેવળ વિષય-સુખની ઇચ્છાથી દેવતાઓની આરાધના કરે છે તેને વિષયોની જ પ્રાપ્તિ થાય છે તથા જે ઉપાસક વિષયસુખથી વિરક્ત થઇ કેવળ મોક્ષપદની ઇચ્છા કરે છે તેને મોક્ષની પ્રાપ્તિ થાય છે. જે ઉપાસક ભોગ અને મોક્ષ-બન્ને ઇચ્છે છે તેને એ બન્ને પ્રાપ્ત થાય છે. પુરાણ, ઇતિહાસ વગેરેમાં એનાં ઘણાં ઉદાહરણો છે. શિવજીની પ્રસન્નતાથી રાવણને રાજ્યની પ્રાપ્તિ થઇ, વિષ્ણુની પ્રસન્નતાથી ધ્રુવને રાજ્ય અને મોક્ષ બન્નેની પ્રાપ્તિ થઇ, દુર્ગાની કૃપાથી સમાધિ નામક વૈશ્યને કેવળ મોક્ષની જ પ્રાપ્તિ થઇ. આવી રીતે ઉપયોગના ભેદથી, દેવતાઓની આરાધનાથી સર્વ પદાર્થોની પ્રાપ્તિ થાય છે. દેવતાઓ સત્ય સંકલ્પવાળા હોય છે. તેઓ જેવું વરદાન આપે છે તેવું જ ફળ પ્રાપ્ત થાય છે.

"હવે આપણે ઇશ્વરના સ્વરૂપનો વિચાર કરીશું. ત્રિગુણાત્મક જગતમાં માયા શક્તિરૂપ જે બ્રહ્મનું ચૈતન્ય છે તે ઇશ્વર છે અને માયા પ્રકૃતિ છે. ઇશ્વર સદા મુક્ત સ્વરૂપ છે. જીવોની માફક તેમને

સંસારનાં બંધન નથી. કારણ બ્રહ્મ વિષયમાં આસક્તિ હોય તો જ બંધન થાય છે. એવી આસક્તિ ઇશ્વરમાં નથી. સંસાર રચના વગેરે કાર્યોમાં અસંગ હોવાથી ઇશ્વરનું નિત્ય મુક્તપણું સમજવું જોઇએ. પોતાના સ્વરૂપનું જ્ઞાન ઇશ્વરને હમ્મેશાં હોય છે એથી પણ તેમનું નિત્ય-મુક્તપણું જાણવું જોઇએ.બાહ્ય વિષયોમાં :આસક્તિ થવાથી અન્ય જીવોનું આત્મસ્વરૂપનું જ્ઞાન લુપ્ત થઇ જાય છે; પરંતુ પરમેશ્વર તૃપ્ત હોવાથી બાહ્ય વિષયોમાં તેમને પ્રવૃત્તિ થતી નથી તેથી તેમને સ્વરૂપનું જ્ઞાન રહે છે અને તેથી ઇશ્વર નિત્યમુક્ત સ્વરૂપ છે. નિત્યમુક્તની માફક ઇશ્વરનું સર્વજ્ઞપણું પણ સમજવું જોઇએ. ભૂત, ભવિષ્ય, વર્તમાન સર્વ કાળની સર્વ વાતોનું ઇશ્વિરને સંપૂર્ણ જ્ઞાન હોય છે. જગતની તેણે રચના કરી છે એ ઉપરથી પણ તે સર્વજ્ઞ છે એમ સ્પષ્ટ સમજી શકાય છે. દેવતા, દૈત્ય, મનુષ્ય, પશુ, પક્ષી વગેરે અનંત જીવોથી ભરેલું, સાગર, નદી, વન, પર્વત વગેરેથી શોભાય-માન બનાવેલું, સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર વગેરે જ્યોતિઓથી વિભૂ-ષિત કરેલું, સ્વર્ગ, પૃથ્વી, પાતાળ વગેરે લોક ઉત્પન્ન કરી સુંદર વ્યવસ્થાવાળું આ જગત ઇશ્વર જ બનાવી શક્યા છે. એ કાર્ય કોઇ અલ્પ શક્તિવાળા પુરુષથી બને એવું નથી. આ ઉપરથી ઇશ્વરને સર્વજ્ઞની સાથે સાથે સર્વશક્તિમાન્ સમજવા જોઇએ.

" ઇશ્વરના સ્વરૂપ અને સ્વભાવનું વર્ણન થઇ ગયું છે. હવે તેમનું આરાધન કેવી રીતે કરવું એ સંબંધી હું બોલીશ. ઇશ્વરનું નામ ઓંકાર સમજવું જોઇએ. યોગશાસ્ત્રમાં લખ્યું છે કે, 'ઇશ્વ-રનું વાચક નામ ઓંકાર છે.' યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં પણ લખ્યું છે કે, 'ઇશ્વરનું નામ ઓંકાર હોઇ તેનો જપ કરી બોલાવવાથી તેઓ પ્રસન્ન થાય છે; મનુષ્યે ઓંકારનો જપ, તપ તથા તેના અર્થનું ચિંતન

કરવું જોઇએ.' ચિત્તનો સ્વભાવ ચંચળ હોવાથી જપ કરતી વખતે તે બીજે સ્થળે ભ્રમણ ન કરે એટલા માટે તેને ઓંકારના અર્થનું ચિંતન કરવામાં લગાડવું જોઇએ. હવે હું ઓંકારનો અર્થ સમજાવું છું. ઓંકારમાં અકાર ઉકાર અને મકાર એ ત્રણ માત્રા છે. અર્થાત્ એ ત્રણ માત્રાથી ઓંકાર શબ્દ બનેલો છે. એમાં ઋગ્વેદ, ભૂલોક, જાગ્રત્ અવસ્થા, બ્રહ્મા એ ચારે અકારનો અર્થ છે, યજુર્વેદ, અંતરિક્ષલોક, સ્વપ્ન અવસ્થા તથા વિષ્ણુ એ ચારે ઉકારનો અર્થ છે, સામવેદ, સ્વર્ગ લોક, સુષુપ્તિઅવસ્થા અને શિવ એ ચારે મકારનો અર્થ છે. વળી ધ્વનિરૂપ ઓંકારની ચતુર્થ માત્રા છે. તેનો અર્થ અવ્યક્ત સર્વવ્યાપક પરમેશ્વર છે. આવી રીતે સંપૂર્ણ જગત્ ઇશ્વરમાં ઓતપ્રોત છે. સર્વત્ર ચરાચર જગતમાં ઇશ્વર છે એમ સમજવું જોઇએ અર્થાત્ સકળ જગતને ઇશ્વરસ્વરૂપ જાણવું જોઇએ.

" ઓંકારનો જપ કર્યા પછી પોતાના હૃદયકમળમાં ભ્રુની અંદર અથવા શિરમાં બ્રહ્મરંધ્રની અંદર ઇશ્વરનું જ્યોતિસ્વરૂપથી ધ્યાન ધરવું જોઇએ. વેદવચન પણ એમ જણાવે છે કે, ઇશ્વરનું સ્વરૂપ જ્યોતિર્મય જ છે. ઇશ્વરની સ્વરૂપમય જ્યોતિ અગ્નિ, સૂર્ય વગેરેની જ્યોતિ જેવી ભૌતિક નથી; એ જ્યોતિ જ્ઞાનસ્વરૂપ અને શુદ્ધ પ્રકાશમય છે. આમ હોવાથી ચર્મચક્ષુથી એ જ્યોતિ જોઇ શકાતી નથી. સમાધિ વખતે યોગીલોક એ જ્યોતિને દિવ્યદૃષ્ટિથી જોઇ શકે છે. ઇશ્વરની એ પ્રકાશમય જ્યોતિથી ઉત્તેજિત થઇને જ સૂર્યચંદ્રાદિ સર્વ જગતને પ્રકાશિત કરે છે. કઠ ઉપનિષદમાં પણ લખ્યું છે કે, સૂર્ય, ચંદ્ર, તારા, વિજળીઓ એ કાંઇ પરમાત્માના સ્વરૂપમાં પ્રકાશતાં નથી પરંતુ પરમાત્માના પ્રકાશની પાછળ એ સહુ પ્રકાશે છે."

" આવી રીતે જપ, તપ અને ધ્યાન કર્યા પછી નમ્ર ચિત્તથી

ઇશ્વરની પ્રાર્થના પણ કરવી જોઇએ. એ પ્રાર્થના વ્યાવહારિક સુખની પ્રાપ્તિ તથા જન્મમરણ રૂપ સંસારબંધનની મુક્તિ, એ બન્ને માટે કરવી જોઇએ. ' હે સર્વજ્ઞ, હે સર્વશક્તિમાન્, હે સર્વાંતર્યામિ, સર્વવ્યાપક, સર્વ જગતની ઉત્પત્તિ, પાલન અને નાશ કરવાવાળા, સર્વ જીવોના અધિપતિ પરમેશ્વર ! મ્હને સર્વદા શરીરની આરોગ્યતા આપો. તમારી કૃપાથી મ્હારા ઘરમાં ધન અને ધાન્ય પુષ્કળ થાઓ, સ્ત્રી પુત્ર, નોકર વગેરે સહુ મ્હને અનુકૂળ થાઓ, મ્હારી જાતિમાં હું કદાપિ દીન ન થાઉં, મ્હારા સહુ શત્રુઓને દૂર કરો, મ્હારું આયુષ્ય લાંબું થાઓ, સર્વ પરિવાર સહિત મ્હને શાન્તિમાં રાખો. ' આવી રીતે વ્યાવહારિક પ્રાર્થના કરીને પછી પારમાર્થિક વિષયની પ્રાર્થના કરવી જોઇએ કે, ' સર્વ જગતના ઇશ્વર પરમેશ્વર ! મ્હારા ઉપર કૃપા કટાક્ષ કરો, મ્હારા સર્વ જન્મોનાં અસંખ્ય પાપોની મ્હને ક્ષમા આપો, હમ્મેશાં ધર્મમાં મ્હારી રૂચિ થાઓ, સાધુ સમાગમનો મ્હને લાભ થાઓ, વિષયરૂપ મૃગતૃષ્ણાથી મ્હારું ચિત્ત દૂર રાખો, તમારા ધ્યાનમાં સદૈવ મ્હારી તત્પરતા રાખો, મ્હારા હૃદયમાં વિવેકજ્ઞાનનો આવિર્ભાવ થાઓ તથા તમારી કૃપાથી મ્હને નિર્વિઘ્ન કૈવલ્ય મોક્ષની પ્રાપ્તિ થાઓ. હું તમારે શરણે છું. ' આવી રીતે ભોગ અને મોક્ષ બન્નેને માટે ઇશ્વરની પ્રાર્થના કરવી જોઇએ.

" જીવ શુભ કિંવા અશુભ જેવું કાર્ય કરે છે તેવું તેને ફળ મળે છે; છતાં પ્રાર્થના કરવાની શી જરૂર છે એવી શંકા ઉપજવાનો સંભવ હોવાથી હું તેનું સમાધાન કરૂં છું. વેદોમાં સર્વ સ્થળે પ્રાર્થના સાંભળવામાં આવે છે. જો પ્રાર્થના કરવાથી કાંઇ લાભ થતો ન હોત તો પછી વેદોમાં તેનું નિરૂપણ શા માટે કરવામાં આવત ? વેદોમાં

પણ એવી પ્રાર્થના છે કે, 'હે જગતની ઉત્પત્તિ કરનાર પરમેશ્વર! તમે અમારાં સર્વ પાપ દૂર કરો તથા જે જે વસ્તુઓ અમારું કલ્યાણ કરે તેમ હોય તે વસ્તુઓ અમને આપો. "હે દેવતાઓ! અમે કાને સારું સાંભળીએ, નેત્રોથી સારું જોઇએ, નિરોગી રહીને અમે સંતોષ સાથે આયુષ્ય ભોગવીએ એવું કરો.' આવા પ્રકારની પ્રાર્થનાઓ વેદોમાં અનેક સ્થળે લખેલી છે. આમ હોવાથી પ્રાર્થના કરવાનું ફળ અવસ્ય મળે છે. પ્રાર્થના પણ એક પ્રકારનું કર્મ છે. માનસ વાચક અને કાયિક એવાં ત્રણ પ્રકારનાં જે કર્મ છે તેમાં મનની સાથે વાણીનું કર્મ એ પ્રાર્થના છે. તાત્પર્ય એ છે કે, કર્મરૂપ હોવાથી પ્રાર્થનાની સફળતા નિશ્ચિત છે.

"જો કે સાધારણ રીતે સર્વત્ર જીવોને તેમનાં કર્મ પ્રમાણે ઇશ્વર ફળ આપે છે તથાપિ એ સર્વથા જીવનાં કર્મોને આધીન નથી. ઇશ્વર સમર્થ અને સ્વતંત્ર છે. જેવી રીતે જગતમાં રાજા લોક સામાન્ય રીતે પ્રજામાં ન્યાયથી વર્તવા હોવા છતાં પોતાની પાસે રહેનાર નોકર–ચાકરોની સેવાથી પ્રસન્ન થઇ તેમને પુષ્કળ દ્રવ્ય આપી દે છે તેવી જ રીતે ઇશ્વર પણ નમ્ર ચિત્તથી પ્રાર્થના કરનાર પોતાના ભક્તો ઉપર પ્રસન્ન થઇ, તેનાં સઘળાં પાપ માફ કરી મનોકામનાઓ પૂર્ણ કરે છે. ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણે કહ્યું છે કે, 'જો કે હું સર્વ પ્રાણીઓ સાથે સમાન ભાવથી વર્તું છું તો પણ જે જીવ પ્રીતિપૂર્વક મ્હારું ભજન કરે છે તે મ્હારામાં રહે છે અને હું એનામાં રહું છું. હે અર્જુન! મ્હારી ભક્તિથી રહિત હોય એવા સઘળા અન્ય ધર્મ છોડી તું કેવળ મ્હારે શરણે આવીશ તો હું તને સઘળાં પાપોથી મુક્ત કરીશ.'

"જગતમાં જીવોનાં કર્મો સિવાય પણ ઇશ્વરનું દયાળુપણું પ્રત્યક્ષ

જોવામાં આવે છે. પૃથિવી, જળ, વાયુ, અગ્નિ, આકાશ, સુર્ય, ચંદ્રમા, સમુદ્ર, નદી, વન, પર્વત, અન્ન, ઔષધિઓ, રસ વગેરે સામગ્રી ઇશ્વરે જીવજાતિના સુખ માટે પોતાની જાતે જ બનાવી છે. કોઇ એક જીવ અથવા અનેક જીવોનાં કર્મોથી તેમાંનું કાંઈ બન્યું નથી. ઘણા જીવોનાં વિવિધ પ્રકારનાં વિલક્ષણ કાર્યોથી એક પ્રકારની વસ્તુ બની શકે નહિ. રંગબેરંગી તંતુઓથી એક જ રૂપનું કપડું બની શકતું નથી. પૃથિવી, સૂર્ય વગેરેની રચના થઇ તે પૂર્વે જીવો કર્મ કરે એ સર્વાંશે અસંભવ છે; કેમ કે નિરાધાર અંધકારમાં કર્મ કેવી રીતે થઇ શકે ? જગતને અનાદિ માનવામાં આવતું હોવા છતાં જીવોનાં શરીર પહેલાં જ પૃથિવી સૂર્ય વગેરેની ઉત્પત્તિ થયેલી છે. તાત્પર્ય એ છે કે, ઇશ્વરે પોતાના તરફથી જ આ પૃથિવી, સુર્ય વગેરેની રચના કરી છે, જીવોનાં કર્મ અનુસાર કરી નથી અને તેથી તેનું દયાળુ-પણું પ્રત્યક્ષ થાય છે.

" બૃહદારણ્યક અને અને શતપથ બ્રાહ્મણનાં વચન અનુસાર હવે ઇશ્વરના વ્યક્ત સ્વરૂપના આરાધનનું પણ નિરૂપણ કરવામાં કરવામાં આવે છે. સ્થૂળ બુદ્ધિવાળા સંસારી લોકથી અવ્યક્ત નિરાકાર ઇશ્વરનું ધ્યાન અને ચિંત્વન ઘણી મુસ્કેલીથી થાય છે, એટલા માટે પ્રથમ વિષ્ણુ, શિવ વગેરે દેવતારૂપથી જ ઇશ્વ-રનું આરાધન કરવું જોઇએ. સાકાર સ્વરૂપનું ધ્યાન, ચિંતન અને પૂજન સહેલાઇથી થઇ શકે છે. જો કે સર્વવ્યાપક પરમેશ્વરનું સ્વરૂપ નિરાકાર જ છે; પરંતુ તેની શક્તિનો વિષ્ણુ, શિવ વગેરે દેવતા વ્યક્તિઓમાં વિશેષે કરીને સંબંધ છે. એ પરમેશ્વરની શક્તિના સંબંધથી વિષ્ણુ આદિ દેવતાઓને પણ ઇશ્વર સ્વરૂપ જાણવા જોઇએ. સર્વ શાસ્ત્રોમાં તેમની પરમેશ્વર સ્વરૂપથી જ સ્તુતિ કરી

છે. જો કે પિપીલીકાપર્યંત સર્વ જીવોમાં પણ પરંપરાથી ઇશ્વરની શક્તિનો સંબંધ છે પરંતુ વિષ્ણુ આદિ દેવતાઓમાં એ શક્તિનો સાક્ષાત સંબંધ હોવાથી તેમનું ઇશ્વર સ્વરૂપપણું નિશ્ચિત છે.

" ઇશ્વરની વિષ્ણુ, શિવ, શક્તિ, સૂર્ય, ગણેશ એ પાંચ વ્યક્તિઓ મુખ્ય શાસ્ત્રોમાં સાંભળવામાં આવે છે. એ સર્વમાંથી વિષ્ણુને જ મુખ્ય સમજવા જોઇએ, કેમ કે સર્વ શાસ્ત્રોમાં વિષ્ણુની વ્યક્તિ સત્વગુણપ્રધાન પ્રસિદ્ધ છે. સત્વ, રજ, તમ એ ત્રણ ગુણોમાં જેવી રીતે સત્વગુણની પ્રધાનતા છે તેવી રીતે રજ તમની વિશેષતાવાળી બ્રહ્મા, શિવ વગેરે વ્યક્તિઓમાં સત્વની વિશેષતાવાળી વિષ્ણુ વ્યક્તિની મુખ્યતા છે. વળી સત્વગુણની વિશેષતા હોવાથી વિષ્ણુ વ્યક્તિમાં ઇશ્વરની શક્તિનો સર્વથી અધિક સંબંધ જાણવો જોઇએ. તાત્પર્ય એ કે, એ સર્વ વ્યક્તિઓમાંથી વિષ્ણુ સ્વરૂપનું જ મુખ્યત્વે આરાધન કરવું જોઈએ."

મહાત્માએ પોતાની અમૃતરૂપિણી, કષ્ટહારિણી અને શાંતિદાયિની ઉપદેશવાણી હવે બંધ કરી. કૃપારામના વિવર્ણ મુખ તરફ જોઇ તેમણે કહ્યું:–" વત્સ! ત્હારો અંતકાળ ઉપસ્થિત થયો છે. કર્મના પ્રભાવથી ત્હેં ત્હારા જીવનમાં સુખદુઃખના ઘણા પ્રસંગો અનુભવ્યા છે. એ પ્રસંગોના સ્મરણને સ્મૃતિપટપરથી દૂર કરી તું જીવ માત્રના કલ્યાણકર્તા પરબ્રહ્મ પરમાત્માનું સ્મરણ કર. મરતી વખતે અંતરમાં ઐહિક વાસનાનું પોષણ કરવાથી જીવની દુર્ગતિ થાય છે; માટે વાસનાને દૂર કરી તું કેવળ બ્રહ્મસ્વરૂપનું ધ્યાન ધરી તેમાં લીન થઇ જા." આમ કહી મહાત્માએ પોતાના બન્ને હાથ કૃપારામના મસ્તક ઉપર ધર્યા. કૃપારામની આંખો સ્થિર થઇ ગઇ હતી. તેનાં દેહનું હલન-ચલન અટકી ગયું હતું. તેના શરીરે પાણ્ડુવર્ણ ધારણ કરવા માંડયો હતો.

પ્રસંગ વિચારી મહાત્માજી એક ભજન ગાવા લાગ્યા. શિષ્ય પણ તેમની સાથે ભજન લલકારવા લાગ્યાઃ—

( ગઝલ-તાલ ધમાલ. )

"દિલા દે નાથ અબ દર્શન ખડા હું દ્વાર પે આ કર;
સુના જગ બીચમે તેરા જબી સે નામ ભવતારણ;
ફિરા મૈં પૂછતા તેરી ખબર કો જાબજા જા કર. ૧
નહીં લાયક હું મૈં ગરચે તેરે દીદાર પાનેકો;
ક્ષમા કર દોષ કો મેરે દયા દિલ બીચમેં લા કર. ૨
ન માંગું ભોગ દુનિયાં કે ન પદવી મોક્ષકી કેવલ;
તેરે દરબારમેં મુઝકો બના લે ચરણકા ચાકર. ૩
ન જાવું દ્વારકા નગરી ન મથુરા ઢૂંઢને તુઝકો;
વો બ્રહ્માનંદ ઘટઘટમેં દિખા દે રૂપ કરૂણા કર." ૪

ભજનનો સુર વાયુને વિકંપિત કરી દિગંતમાં ભળી જવા લાગ્યો અને એ સુરની માફક જ વૃદ્ધ કૃપારામનો જીવ દેહપિંજરનો ત્યાગ કરી કોઇ અગમ્ય સ્થળે અદશ્ય રીતે ઉડી જવા લાગ્યો. દેહપિંજરમાંથી પ્રાણપંખી ઉડી જવા લાગ્યું."

## પ્રકરણ ૬ હું.

### ભીષણ ઉન્માદ.

મધ્યરાત્રિ વીતિ ગઇ હતી. ક્વચિત્ ક્વચિત્ રેલ્વે લાઇનપરથી જતા એન્જીનનો સ્વર રાત્રિની ગંભીર નિસ્તબ્ધતાનો ભંગ કરતો હતો. આવા સમયે વઢવાણના ડાકબંગલા પાસે ભાડાની એક ગાડી આવી ઉભી રહી. ગાડીમાંથી એક યુવક

ઝડપથી નીચે ઉતરી પડયો. ડાકબંગલાના કમ્પાઉન્ડના ગેટ પાસે ક્ષીણુ તેજવાળું એક ફાનસ સળગતું હતું. રાત્રિના અંધકારનો નાશ કરી જ્યોતિ વિસ્તારવાનો તે યથાશક્તિ પ્રયત્ન કરતું હતું. આવનાર યુવકે ખાદીનાં વસ્ત્રો અને ખાદીની ટોપી પહેરી હતી, આંખો ઉપર ચસમાં હતાં. શરીર હષ્ટપુષ્ટ હતું.

યુવકે ગાડીમાંથી નીચે ઉતરી પડી ગાડીવાનને પોતાનો સર-સામાન ઉંચકી પોતાની સાથે આવવા કહ્યું. પછી બન્ને જણાએ કમ્પાઉન્ડ ઉઘાડી અંદર પ્રવેશ કર્યો. યુવકે ડાકબંગલાના ઓટલા ઉપર ચઢી જે બ્લૉકમાં બત્તી સળગતી હતી તે બ્લૉકમાં જઇ અ-મુક વિષયની તપાસ કરી, ગાડીવાનને ભાડું આપી વિદાય કરી દીધો. ગાડીવાનના વિદાય થયા પછી પુનઃ બ્લૉકની અંદર જઇ યુવકે ખિન્ન હૃદયે કહ્યું:—" ભાઇ! ઓ ભાઇ!"

બ્લૉકની અંદર પલંગ ઉપર કાન્તિપ્રસાદ સૂઇ રહેલો હતો. તે બૂમ સાંભળી હાવરો બાવરો જાગી ઉઠયો. તરતજ આવેલો યુવક એના કંઠમાં વળગી પડયો અને છુટે મ્હોડે રડવા લાગ્યો. એ યુવક બીજો કોઇ નહિ પરંતુ કાન્તિપ્રસાદનો કનિષ્ટ ભ્રાતા વિહારીપ્રસાદ હતો. બંધુનો રજીસ્ટર્ડ પત્ર મળ્યા પછી કવર ઉપરની છાપ જોઇ તે વઢવાણ આવ્યો હતો. સ્ટેશન ઉપર તપાસ કરી કાન્તિપ્રસાદ ડાક-બંગલામાં ઉતરેલો છે એવી માહિતી તેણે મેળવી હતી. કાન્તિપ્રસા-દનો પત્ર વાંચી પોતાનો ભય કેવા ભયંકર સંકટમાં સપડાયલો હોવો જોઇએ એની કાંઇક અંશે તે કલ્પના કરી શક્યો હતો. વળી વર્ત્તમાન-પત્રદ્વારા પણ તે બની ગયેલા બનાવનો આભાસ જાણી શક્યો હતો.

વિહારીપ્રસાદને આવી રાત્રે પોતાની પાસે એકાએક ઉપસ્થિત થયેલો જોઇ કાન્તિપ્રસાદ દિઙ્મૂઢ બની ગયો હતો. શું બોલવું એ

તે સમજી શકતો નહોતો. અશ્રુજળની વૃષ્ટિ વર્ષાવનાર કનિષ્ઠ ભ્રાતાનું સાંત્વન કરવા જેટલું મનોબળ હમણાં તેનામાં નહોતું. તે પણ વિહારીપ્રસાદની માફક એક બાળક પ્રમાણે રુદન કરવા લાગ્યો. આ વખતનો દેખાવ એવો કરૂણાજનક અને હૃદયવિદારક હતો કે, તે એક કુશળ ચિત્રશિલ્પીને માટે ઘણો ઉપયોગી થઇ પડે. એક ભયંકર શયતાન પોતાનાં અમાપ પાપોનો પસ્તાવો શુરુ કરે તથા એ વખતે જાણે કે સ્વર્ગનો પવિત્ર દેવતા આવી એ પસ્તાવાનું દર્શન કરી દ્રવીભૂત થાય એવો જ એ દેખાવ હતો.

ઘણો વખત રુદનમાં પસાર થઇ ગયો. વિશ્વસંસારનાં માનવો માટે એક સર્વમાન્ય સિદ્ધાંત એવો છે કે, રુદનથી માનવના હૃદયનો દુઃખભાર કાંઇક અંશે ઓછો થાય છે અને આકસ્મિક શોકનો આઘાત પણ રુદનથી જ કાંઇક નમ્ર થાય છે. ગમે એવા ભીષણ સંકટ પ્રસંગે જે મનુષ્ય રુદન નહિ કરી શકાવાથી મનમાં ને મનમા વિચલિત થાય છે તે મનુષ્યનું દુઃખ ઘૃત સાથે અગ્નિના સંયોગની માફક ભડકી ઉઠે છે. વિશ્વના આરંભકાળથી અર્થાત્ દેવલોકની ઉત્પત્તિથી આરંભીને આ અબાધિત સિદ્ધાંત ચાલતો આવ્યો છે. પ્રેમિક કવિ કલાપીએ પણ યથાર્થ લખ્યું છે કેઃ—

'રોનારાંને રોવા દેજોઃ
હસવાનું તેને ના કહેજોઃ
શીદ દયા ખાલી ખોવાની?
રોતી આંખો રોવાની!
રોનારાંએ રોવું લીધું,
આંસુડાંને હૈડું દીધું,
આંખે ઘેલું અમૃત પીધું,
પી પી રોવાની!'

પા કલાક પછી બન્ને ભાઇના હૃદયનો ભાર કાંઇક અંશે ઓછો થયો. પછી અંતરની ઉત્તેજનાથી કાન્તિપ્રસાદ બોલી ઉઠયો:– “ભાઇ ! ત્હેં અહીં સૂધી આવવાની તકલીફ શા માટે લીધી ? મ્હારા શિર ઉપર કેવા ભીષણ સંકટનું વાદળ છવાયલું છે એ તું જાણી શક્યો હોઇશ. હવે મ્હારા કોઇ પણ કાર્યમાં મ્હને સહાયતા કરનાર વ્યક્તિને સુદ્ધાં અપાર દુઃખ અને અસહ્ય યાતના વેઠવાં પડે તેમ છે. ભાઇ ! મ્હારાં કર્મોનું ફળ મ્હારે જ ભોગવવું જોઇએ. હવે આ સમસ્ત જગત્‌માં મ્હારે માટે કોઇ આશ્રયસ્થાન નથી. કારાગ્રહની બેડીઓ, કેદીનાં કપડાં, ફાંસીનો માંચડો અને એ સર્વનાથી વિશેષ દુઃખદાયક માનસિક યાતના મ્હારે માટે વિધાતાએ નિર્માણ કર્યાં છે.”

આ વાક્યો સાંભળવામાં આવતાં વિહારીપ્રસાદનું હૃદય પુનઃ ભરાઇ આવ્યું. તેણે નીરવતાથી પુનઃ અશ્રુજળની વૃષ્ટિ વર્ષાવવા માંડી. ત્યાર પછી અવરુદ્ધ કંઠે લમણે હાથ મૂકીને તેણે પૂછ્યું:– “બચાવ થઇ શકે એવો કોઇ પણ માર્ગ નથી કે ?”

કાન્તિપ્રસાદે શૂન્ય દૃષ્ટિથી વિહારીપ્રસાદના મુખ તરફ જોઇ રહી કહ્યું:–“ભાઇ ! મ્હારું ચિત્ત આવી સ્થિતિમાં શાન્ત ન જ હોઇ શકે એ તું સારી રીતે સમજી શકે છે; છતાં હું આજ બની શકે એટલું શાન્ત ચિત્ત કરી ત્હારી સાથે આ વિષયની વાતચિત કરું છું; પરંતુ તે પહેલાં તું ઓટલા ઉપરની જાળીનું બારણું અંદરથી બંધ કરી દે. મ્હારી હકીકત જો કોઇ તૃતીય વ્યક્તિના સાંભળવામાં આવે તો આ ક્ષણે જ આપણા ઉભયના ઉપર સંકટપરંપરા આવી પડે તેમ છે.”

આટલું બોલી કાન્તિપ્રસાદ ચુપ રહ્યો. વિહારીપ્રસાદ ઉઠયો. ડાકબંગલાની બ્હાર નીકળી આસપાસમાં કોઇ નથી એવી ખાત્રી કરી આવી તેણે ડાકબંગલાની ઓટલાની જાળીનું બારણું બંધ

કરી દીધું પછી જ્યારે તેણે બ્લૉકની અંદર પ્રવેશ કર્યો ત્યારે કાન્તિપ્રસાદ હાથ મ્હોં ધોઇ શયનગૃહમાં એક હાથાવાળી નેતરની ખુરસી ઉપર બેઠો હતો. વિહારીપ્રસાદ પણ અંદર જઇ તેની સ્હામે પડેલી એક બીજી ખુરસી ઉપર બેઠો. પછી કાન્તિપ્રસાદ કહેવા લાગ્યો:—"ભાઇ ! વડિલ બંધુએ કનિષ્ઠ બંધુ આગળ પોતાના દોષોની હકિકત ખરી રીતે ન કહેવી જોઇએ; પરંતુ મ્હારી અને ત્હારી ઉમ્મરમાં જે ફર્ક છે તે ઘણો સામાન્ય અર્થાત્ થોડો છે. 'प्राप्तेषु षोडषे वर्षे पुत्र मित्र समाचरेत' એ સૂત્રની દૃષ્ટિથી જોવા જતાં પણ ઉમ્મરના ફર્કનો આ સ્થળે વિચાર કરવાની કાંઇ જરૂર નથી, છતાં ભાઇ ! મ્હને લજ્જા એટલી જ થયા છે કે, મ્હારાં પાપોની, મ્હારાં એક શયતાનના જેવાં કુટિલ કુકર્મોની કથા સંભળાવી હું ત્હારા હૃદયમાં તિરસ્કાર અને ખેદ સિવાય બીજું કાંઇ પરિણામ ઉપજાવી શકું એવો સંભવ નથી."

આ વખતે વિહારીપ્રસાદ કાંઇ બોલવા જતો હતો પરંતુ તે પહેલાં જ કાન્તિપ્રસાદે મસ્તક હલાવી કહ્યું:—"ના—ના, ભાઇ ! એક વખત હું જે કાંઇ કહું તે સાંભળી લે; વચ્ચે કાંઇ બોલીશ તો પાછું મ્હારું ચિત્ત અસ્વસ્થ થઇ જશે અને જે હકીકત હું તને કહેવા ઇચ્છું છું તે શૃંખલારૂપે કહી શકીશ નહિ. જો સાંભળ ! જે કેળવણી તને મળી છે તે કેળવણી મ્હેં થોડી વિશેષ લીધેલી હોવા છતાં ત્હારા અને મ્હારા જીવનક્રમમાં આસમાન જમીનનું, દેવતા અને શયતાન જેટલું, ધર્મ અને કળી જેટલું રૂપાંતર કેમ છે ? અર્થાત્ પૂર્વજીવનનું કર્મફળ. પૂર્વજીવનના કર્મફળથી મન બંધાયું એ મનના ઉપર વર્તમાનકાળની નીતિજ્ઞાનશૂન્ય, ધર્મજ્ઞાનવિહીન કેળવણીની પ્રબળ અસર થઇ. એ કેળવણીની અસરથી વિભ્રમિત

અને ઉછૃંખલ બનેલા મન સાથે યુવાવસ્થા, સંપત્તિ અને સ્વતંત્રતાનો એક સાથે યોગ થયો. એ યોગથી મન તદ્દન મૂઢ બન્યું અર્થાત્ સારાસારનો, અધર્માધર્મનો વિચાર કરવાની શક્તિ લુપ્ત થઈ અને મન ક્ષણિક ઐહિક સુખો ભોગવવા તરફ લલચાયું અર્થાત્ આ દેહ દિનપ્રતિદિન અધઃપતનની ઊંડી ગર્ત્તામાં ઉતરવા લાગ્યો. આટલાં બધાં વર્ષોમાં એક પણ દિવસે મ્હેં સ્વચ્છ અને નિષ્પાપ હૃદયથી ઇશ્વરનું સ્મરણ કર્યું નથી. ત્હારી ભાભી જેવું રત્ન મળવા છતાં મ્હારા જેવો મૂર્ખમતિ તેની કિમ્મત કરી શકયો નહિ. એ સતી સાધ્વી આદર્શ આર્ય કન્યકાના ખીલતા હૃદયને મ્હેં પાપાત્માએ ચરણો નીચે છુંદી કચરી નાખ્યું. સ્વાભાવિક, આંતરિક, ઇશ્વરદત્ત સૌંદર્ય અને સ્નેહનો તિરસ્કાર કરી હુ મરૂભૂમિમાં જળબિંદુ માટે ભટકતા ભ્રાન્ત મુસાફરની માફક કેવળ બાહ્ય સૌંદર્ય, આડંબર, ટાપટીપ અને મોહમાયામાં લોભાયો. જો એટલાથી જ હું અટકયો હોત તો ભાવિ જીવન માટે કાંઈક માર્ગ રહેત; પરંતુ વ્યસની, વિષયલંપટ, સ્વેચ્છાચારી, નીતિજ્ઞાનશૂન્ય મનુષ્ય માટે અકાળ મૃત્યુની યોજના ઇશ્વર તરફથી નિશ્ચિત થયેલી હોય છે. એ અકાળ મૃત્યુ સેંકડો વીંછીઓના દંશની વેદના કરતાં પણ અધિક વેદના મોહમાયાલુબ્ધ જીવને કરે છે. ભાઈ! અંતરના આવેગથી હું વાતચિતની બીજી દિશા તરફ જતો રહ્યો છું; પણ શું કરું ? ક્ષુબ્ધ ઉચ્છ્‌વસિત થયેલું હૃદય મ્હને સ્થિર રાખી શકવા અશક્ત છે. પછી જે બન્યું તે હું કહું છું. તું કદાચ ઘણી ખરી હકીકત સાંભળી શક્યો હોઇશ; પરંતુ આજે જે ખરી હકીકત હું તને જણાવું છું તે ત્હારા હૃદયપટ ઉપર લખાઇ રહેશે એવી મ્હારી ખાત્રી છે. ભાઈ ! માયાવિનીની માયાજાળમાં ભૂલી, કહેવાતા સુધારકોના સ્વેચ્છાચારી

મંડળમાં ફરી જ્ઞાનબુદ્ધિ ગૂમાવી મ્હેં એક સ્વધર્મશીલા, પતિપ્રાણાનુરક્તા સહધર્મિણીનો સ્નેહ ભૂલી વિષયલંપટ વ્યભિચારિણી સુધારક નવયુવતી સાથે સુધારક લગ્ન કર્યું. હું જ્ઞાતિબહિષ્કૃત થયો. અરેરે ! સુધા સમજી મ્હેં ગરલનું કિંવા ઝેરનું પાન કર્યું, સ્નેહ મેળવવા જતાં હું શયતાન સુંદરીની માયાજાળનો શિકાર થઇ પડયો. અસ્થિર ચિત્ત સારાસારને સમજી શકયું નહિ; પરંતુ થોડા દિવસમાં જ એ સુખસ્વપ્ન ઉડી ગયું અને ભવસાગરમાં ભટકતા મુસાફરની માફક હું ગમે એવાં અધમ કાર્યો કરી મ્હારી અધમાધમ બનેલી માનસિક વૃત્તિઓને પરિતૃપ્ત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. મ્હને મળેલા કડવા, તીક્ષ્ણ હૃદયવિદારક અનુભવોથી જો મ્હે એટલેથી જ સમજી સ્થિર થઇ મ્હારી ભૂલો સુધારી હોત તો આજે મ્હારે આવી રીતે એક કંગાલ, દીનહીન, ચોર–ખૂનીની માફક છુપાતા ભટકવું પડત નહિ; પરંતુ મ્હારા જેવા સાક્ષાત નરપિશાચના નસીબમાં વિધાતાએ સુખની એક પણ ક્ષણ નિર્માણ કરી નહોતી. ખરચ જેમ જેમ વધતું ગયું તેમ તેમ પૈસા મેળવવાની વિશેષ ઉપાધિમાં પડયો. રેસકોર્સ, શેરસટ્ટા વગેરેમાં મ્હેં શક્તિ ઉપરાંત ખરચ કરવા માંડયો; પરંતુ અધર્મી ઉપાયોથી કિંવા અન્યાયી માર્ગોના અવલંબનથી કોઇ શ્રીમંત થઇ શકતું નથી. એ નિયમ પ્રમાણે હું પણ એવા જુગારી ધંધાઓમાં પૈસા કમાવાને બદલે ઉલટું પૈસાનું પાણી કરવા લાગ્યો. હાર્યો જુગારી બમણું રમે એ કહેવત પ્રમાણે મ્હેં જુગારમાં ઘણા પૈસા બરબાદ કર્યા. એ બરબાદીથી થતા ચિત્તક્લેશથી શાન્તિ મેળવવા માટે હું દિવસે દિવસે વિશેષ સુરાપાન કરવા લાગ્યો. પરિણામે મ્હારી શરીરસ્થિતિ પણ ઘણી બગડવા લાગી. ભાઇ ! મ્હારી આ પાપકથા હવે હું ટૂંકમાં

જ કહીશ. એક દિવસે સુરાપાનથી હું ઘણો અસ્વસ્થ બની ગયો હતો. મ્હારું ચિત્ત ઠેકાણે નહોતું. મ્હારી નવીન પત્ની કિંવા કાળ-સર્પિણી રમાસુંદરી તેના પિતાને ઘેર હોવાથી એ દિવસે રાત્રે અંતરની ઉત્તેજનાથી હું એને ઘેર ગયો. ઘરમાં કોઇ જોવામાં નહિ આવવાથી હું સીધ્ધો રમાસુંદરીના દિવાનખાનામાં ગયો. ત્યાં એક એવો પાપાભિનય મ્હારી નજરે પડયો કે જેથી મ્હારા રોમેરોમમાં ક્રોધ વ્યાપી રહ્યો. ઉત્તેજનાને આધીન થઇ, પરિણામનો વિચાર કર્યા સિવાય એ રાત્રે મ્હેં જે નૃશંસ કામ કર્યું તેનું દુઃખદાયક પરિણામ હું ભોગવું છું. અરેરે! આવા જીવન કરતાં મૃત્યુ વિશેષ ઉત્તમ અને સુખદાયક હોય એમજ મ્હને લાગે છે. એક દિવાના-પાગલ માણસની માફક હું છુપાતો છુપાતો ભટકું છું. મ્હારા મન અને આત્માને સહજ પણ આરામ નથી. રાત્રે જો એ ઘડી તંદ્રા આવે છે તો તે પણ એવાં ભયંકર સ્વપ્નોથી પરિપૂર્ણ હોય છે કે, એ તંદ્રા જાગૃત સ્થિતિ કરતાં પણ વિશેષ દુઃખદાયક થઇ પડે છે. હવે તો હું કેવળ મૃત્યુ જ ઇચ્છું છું." આટલું બોલી કાન્તિપ્રસાદ પાછો અશ્રુજળની વૃષ્ટિ વર્ષાવવા લાગ્યો.

વિહારીપ્રસાદે ચિંતાતુર ચિત્તે આ સઘળી હકીકત સાંભળી. ઘણા સમય સૂધી ચુપકીદી ધારણ કરી તે બેસી રહ્યો તેની મૌનાવસ્થાનું દર્શન કરી કાન્તિપ્રસાદે આંખોમાંનાં આંસુ લુંછી કહ્યું:— "ભાઇ! મ્હારે માટે ત્હારે કે બીજા કોઇને દુઃખી થવાની જરૂર નથી. પોતપોતાનું કર્મફળ દરેક વ્યક્તિને ભોગવવું પડે છે; પરંતુ કુસુમકળી અકાળે ચગદાઇ ગઈ છે. મારા જેવા દાવાનળમાં એ પંખિણી બળી ગઇ છે. મધુ—ગરીબ બીચારી ત્હારી ભાભીના ભવિષ્યનો વિચાર ઉપજતાં અંતર કંપી ઉઠે છે. મ્હારા જેવા પત્થરના ભાર નીચે એ

બીચારી દબાઇ ઝુંદાઇ ગઇ છે. ભાઇ ! મ્હારાં અમાપ પાપની ક્ષમા આ જીવનમાં તો શું પરંતુ પરજીવનમાં પણ મ્હને મળી શકનાર નથી. આહ! મ્હને ઘણી ભયંકર વેદના થાય છે—મ્હારું મસ્તક, આ જમીન અને આસમાન–સહુ મ્હને ફરતું દેખાય છે. આહ ! આ કોણ આવ્યું? એજ–એજ પાપની જીવતી પુતળી, નરકની દેવી ! જા–જા, દૂર થા." આટલું બોલી કાન્તિપ્રસાદ એકાએક મુર્છાવશ થઇ ગયો.

વિહારીપ્રસાદ વિચારશીલ અને સમયસૂચક હતો તે ઉપરોકત હકીકત સાંભળી સઘળું સમજી શકયો હતો. કાન્તિપ્રસાદને મુર્ચ્છાવશ બની ગયેલો જોઇ ક્ષણ કાળ માટે તે ગભરાઇ ગયો; પરંતુ અલ્પ કાળમાં જ આત્મસંવરણ કરી તેણે વડિલનું બંધુનું મસ્તક નીચે બેસી પોતાના ખોળામાં લીધું. આવા પ્રસંગે કોઇની મદદ લેવાનું તેને સમયોચિત લાગ્યું નહિ. તે વડિલ ભાઇના મસ્તક અને કપાળ ઉપર પાણી છાંટવા લાગ્યો.

પ્રભાતકાળ થવાને હજી થોડો વિલંબ હતો ચોતરફ રાત્રિની ગંભીર નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થયું હતું. સર્વત્ર ગંભીર શૂન્યતા હતી. આ શૂન્યતાના અંદર ડાકબંગલાના બ્લૉકમાં એક ફાનસના પ્રકાશમાં બે ભાઇ જે સ્થિતિમાં હમણાં હતા એ સ્થિતિનું વર્ણન કરવા આ લેખકની લેખિની અશકત છે. ભાવનાના રાજ્યમાં રમતા ચિત્રકારની પિંછીની માટે એ એક આલેખવા યોગ્ય ચિત્ર હતું.

ધીમે ધીમે વખત વીતતો ગયો. પ્રભાતકાળ થયો છતાં કાન્તિપ્રસાદ શુદ્ધિમાં આવ્યો નહિ તેથી વિહારીપ્રસાદની ચિંતા વધી પડી. સ્હવારે પણ જ્યારે કાન્તિપ્રસાદની અશુદ્ધિ દૂર થઇ નહિ ત્યારે લાચારીથી તેણે ખાનસામાને બોલાવી સ્થાનીય ડૉક્ટરને બોલાવી

મંગાવવાની ગોઠવણ કરી તથા બીજા નોકરોની મદદથી તેણે કાન્તિપ્રસાદને બિછાનામાં સુવાડયો.

થોડા સમયમાં ડૉક્ટર આવી પહોંચ્યો. એ વઢવાણ કૅમ્પના સરકારી દવાખાનાનો ડૉક્ટર હતો. મૅડિકલ કૉલેજમાં ચાર વર્ષ અભ્યાસ કરી તેણે નોકરી સ્વીકારી હતી.

ડૉક્ટરે આવી દર્દીની તબિયત તપાસી. પાંચ દશ મિનીટ સૂધી તપાસ કર્યા પછી તેણે વિહારીપ્રસાદને કહ્યું:—"મુર્ચ્છા ઘણા વખતથી આવી હોય એમ લાગે છે. મન ઉપર ઘણો ભયંકર આઘાત થયો છે. મુર્ચ્છા જો ઘણા વખત સૂધી કાયમ રહેશે તો ઘણું માઠું પરિણામ આવવાનો સંભવ છે. હું દવા મોકલાવી આપું છું; પરંતુ અમદાવાદથી કોઇ સારા ડૉક્ટરને બોલાવી મંગાવવાની જરૂર છે. અમે બન્ને મળી સલાહ કરી યોગ્ય ઉપચાર કરી શકીશું."

વિહારીપ્રસાદે વખત વિચારી ડૉક્ટરને ઉદ્દેશી કહ્યું:–"ડૉક્ટર સાહેબ! દર્દીને જલ્દી આરામ થાય તેમ કરવાની હું આપને વિનંતિ કરું છું. ખરચનો કોઇ પણ પ્રકારનો સવાલ નથી. આપ આપને યોગ્ય લાગે તે ડૉક્ટરને અમદાવાદથી તાર કરી વિના વિલંબે તેડાવો તથા તેમને અત્રે આવવાના ખરચ પેટે રૂપિયા પચાસ તારના મનીઑર્ડરથી જ મોકલી આપો." આમ કહી વિહારીપ્રસાદે એક પચાસની અને બે દશ દશ રૂપિયાની નોટો ડૉક્ટરના હાથમાં મૂકી.

મહિને દિવસે અનેક દર્દીઓને તપાસી દવા આપી એંશી રૂપિયા પગાર મેળવતા ડૉક્ટરને આટલી બધી રકમ મળવાથી તે ઘણો ખુશી થયો. તેણે કહ્યું:–"આપ ચિંતા કરશો નહિ. દવાખાનાનું કામ આટોપી હું અગીઆર વાગ્યે પાછો અત્રે આવીશ. વચ્ચે મ્હારી જરૂર જેવું જણાય તો બેલાશક ખબર આપજો. વળી હું

હમણાં જ અમદાવાદ અરજન્ટ તાર કરી દઇ ડૉકટરને તેડાવીશ. તેઓ કાઠિયાવાડ એકસપ્રેસમાં અત્રે આવી શકશે. હું જે દવા મોકલી આપું છું તેથી બનતા સુધી અડધા કલાકમાં મુર્છા દૂર થશે; છતાં તેમ ન થાય તો તરત મ્હને ખબર આપજો."

આમ કહી ડૉકટર ચાલ્યો ગયો. ડાકબંગલાનો એક નોકર દવા લઇ આવવા માટે તેની સાથે ગયો. પા કલાકમાં દવા આવી પહોંચી. દવાના ત્રણ ડોઝ હતા. વિહારીપ્રસાદે મહામહેનતે કાન્તિપ્રસાદને એક ડોઝ પાયો; પણ અડધી દવા બ્હાર નીકળી ગઇ.

લગભગ પોણા કલાક પછી કાન્તિપ્રસાદે પોતાની આંખો સહજ ઉઘાડી. એ આંખોમાં એક પ્રકારની વિલક્ષણ શૂન્યતા જોવામાં આવતી હતી. તેણે આખો ઉઘાડતાંની સાથે કહ્યું:-"કોણ છે? રમા! આવ-આવ પ્રિયા! મ્હારી દયા લાવ! નહિ નહિ-નિષ્ઠુર નારી, દૂર થા-મ્હારી નજર આગળથી તું દૂર થઇ જા. હું ત્હારું ખૂન કરીશ."

હવે વિહારીપ્રસાદ ગભરાયો. તેણે વડિલ ભાઇની ભ્રમિતાવસ્થાનો વિચાર કરી તેના મ્હોં ઉપર હાથ દાબ્યો અને કહ્યું:-"ચુપ-ચુપ! ભાઇ! આ શું કરો છો?"

કાન્તિપ્રસાદે એકદમ વિક્રાળ આંખો કરી વિહારીપ્રસાદના હાથને પોતાના મ્હોં ઉપરથી ખસેડી નાખી કહ્યું:—"જા-જા! તું મરી ગયેલો જીવતો કયાંથી થયો? મ્હારા આ હાથોએ ત્હારું લોહી રેડેલું હોવા છતાં તું ભૂત પિશાચ થઇ પાછો મ્હારી પાસે કેમ આવ્યો? જા, તું અને રમાસુંદરી જહન્નમમાં જાઓ-નરકના કીડાઓ તમે મ્હને ન સતાવો."

ઉત્તેજનાથી આટલું બોલી ક્ષણ કાળ માટે આંખો મીંચી વળી પાછી આંખો ઉઘાડી તે કહેવા લાગ્યોઃ—"કોણ છો ? તમે કોણ છો ? દુઃખના દરિયામાં ડુબેલા આ જીવને બચાવવા આવનાર દયાળુ દેવ ! તમે કોણ છો ? હું તમારા પગે પડું છું. હું તમારો દાસાનુદાસ છું હો ! મ્હને બચાવો. જુઓ ! આ સિપાહીઓ મ્હને બાંધીને લઇ જાય છે. અરેરે ! તેઓ મ્હારા ગળામાં ફાંસીનું દોરડું નાખે છે. મ્હને બચાવો—મ્હને બચાવો મ્હારા પ્રભુ !"

કાન્તિપ્રસાદનાં નેત્રો તથા મુખ ઉપર ઉન્માદનો ભાવ સ્પષ્ટતાથી દેખાતો હતો. એ નેત્રોમાંની સ્વાભાવિક જ્યોતિ અદૃશ્ય થઇ જઇ ત્યાં એક પ્રકારની શૂન્યતાએ સ્થાન લીધું હતું. વિહારીપ્રસાદ વડિલ બંધુની પ્રકૃતિમાં આવું ભયંકર પરિવર્ત્તન થયેલું જોઇ ઘણો ગભરાયો. શું કરવું એ તેને સુઝતું નહોતું. આવી સ્થિતિમાં જો ડૉકટરની કિંવા બીજા કોઇની હાજરીમાં પોતાનો ભાઇ ગમે એમ બકશે તો કાલે આવી પડનાર સંકટ ક્ષણ કાળમાં જ આવી પડશે એવી ચિંતાથી તે કિંકર્ત્તવ્યવિમૂઢ બની ગયો. અલ્પકાળમાં આત્મસંવરણ કરી તેણે કહ્યું:—"ભાઇ ! આમ દિવાના ન બની જાઓ. વખતનો વિચાર કરી જુઓ. તમે મરજીમાં આવે તેમ બોલશો તો તેનું પરિણામ કેવું આવશે એ કલ્પી શકાતું નથી. ભવિષ્યનો વિચાર કરી સ્વસ્થ થાઓ."

આ વાક્યોની કાન્તિપ્રસાદ ઉપર કાંઇ અસર થઇ નહિ. ધીમે ધીમે તેની સ્થિતિ વિશેષ વિકૃત થતી હતી. તે પોતાના મનનું સમતોલપણું સર્વાંશે ગૂમાવી બેઠો હતો—તે પાગલ બની ગયો હતો !

એકાએક વિકટ ઉચ્ચ હાસ્ય કરી તે કહેવા લાગ્યોઃ—"હાય ! બળું છું. મ્હારી ચારે તરફ ભયંકર દાવાનળ સળગી ઉઠ્યો છે.

અરેરે! વેદનાનો પાર નથી. આહ! આ એ જ રાક્ષસી–રમણીકુળ-કલંકિની, પ્રમદાના વેશમાં પિશાચિની રમાસુંદરી મ્હારી વિરુદ્ધ સાક્ષી આપે છે! ભલે આપે, મ્હને કોઇની પરવાહ નથી–કોઇનો લેશ માત્ર ડર નથી. જલ્લાદોની તલવાર નીચે હું મ્હારી ગરદન ઝુકાવા તૈયાર છું. ફાંસીની રસીથી હું મ્હારો દેહ ત્યાગવા તત્પર છું. પણ પાપીઓનો–મ્હારાં શત્રુઓનો હું વિનાશ કરીશ. હું હજી પણ તેમનું લોહી રેડી મ્હારી વૈર લેવાની વાસનાને ચરિતાર્થ કરીશ."

આટલું બોલી અલ્પકાળ સુધી શૂન્યદષ્ટિથી ઉંચું જોઇ રહ્યા પછી પાછો તે કહેવા લાગ્યોઃ–" બળી જાઓ–વીસમીસદીના વિલાયતી વિલાસ અને મોહપાશમાં સપડાયલા સંસારો સદાને માટે બળી જાઓ–ભસ્મીભૂત થઇ જાઓ. જે સંસારમાં સુખ અને આરામ નથી, શાન્તિ અને સ્નેહનું ધામ નથી એ સંસારોનું સત્યાનાશ વળી જાઓ. બેકદરની મોહજાળમાં હવે હું ફસાનાર નથી.

બેકદરની બેકદર હું કૈં કદર ન કરી શક્યો;
બેકદરના વસ્લમાં હું બેકદર માર્યો ગયો!
કદરદાનીની કદર જે તે કદરદાની ખરી,
બેકદરદાની નકી છે બેકદરથી ઇશ્ક તો!
જુઠી લ્યાકતને નમી કુરનિશ હજારો મ્હેં કરી,
તાઝીમ ન માશૂકે લીધી! મોહતાજ હું તે ક્યાં બન્યો!
સુખન મહોબ્બતનાં કહ્યાં તે ઝિદ્દ મહબૂબે ગણી,
તકદીર! રે બરબાદ કીધી યારીની એ ગુફતગો!
નઝર દિલ મ્હેં આ કર્યું તેનેય બસ રિસ્વત ગણી,
ફરમાન રુખ્સતનું મળ્યું હું તોય ક્યાં ઉભો રહ્યો!
મુનાસિબ આ દિલ ઉપર તેને હતું થાવું ફિદા,

બરદાશી કે એવી થશે ઇંતિબારમાં હું એ રહ્યો !
આ મુલાયની દિલ અરે કાતર મૂકીને કાતર્યું,
તેનેય ન્યામત માનીને આજીજી હું કરતો રહ્યો !
અફસોસ ! છે ઝુલ્મી તણા ઇકબાલમાં કે રોશની,
નહિ તો અહો ! નાહક ફિસાદે હું ફસાઇ ક્યાં પડયો !
શયતાન લેવા ઇશ્કની ગેબી બલાનું ક્યાં ચડયું ?
કે ખાતરી કીધા વિના એ આતશે હું કયાં પડયો !
મોજૂદ છે ગુલ લાખ આ ગુલઝારમાં જ્યાં ખારના,
મોજૂદ આ દર ગુલ ઉપર ચોંટી રહી તે માખીઓ !
મ્હારી તલાશે તો મ્હને આ ખાર ક્યાં લાધ્યો ખુદા ?
વળી શી રહી ખૂબસૂરતી તેવી અણી ઉપર અહો !
મેં કૈં જ શંકા ના કરી યા કંઇ તસલ્લી ના થઇ,
મળી માહિતી મુજને હવે " બાતલ જહાંથી હું થયો ! "
મ્હારી સિફારશ ખુદ જિગર મહબૂબનું કરતું હતું,
આહ ! તેની એ તરફ થઇ સખ્ત એ દિલદાર તો !
મ્હારા જિગર ખૂનનો કરીને હોજ તેમાં નાહી તે,
ને તે હમામે હું વળી જાદૂથી ખેંચાઇ પડયો !
ત્યાં શું કર્યું ? ત્યાં શું થયું ? તેનું ન ભાન કશું રહ્યું !
ત્યાંથી શિતાબી નિકળી આફિલ હું ગાંડો થયો !
કૌવત ગયું ને મર્ઝ ચોંટયો ! ગઇ સનમ તો દૂર દૂર !
આ નેક દિલ ફૂટકી ગયું તેનો હિમાયતી કોણ કહો !
દે શુક્ર ઓ વાલી ખુદા ગમખાર બેગાના પરે,
તેને સમાલી લે, બન્યો દરવેશ તે તો ઇશ્કનો !
બેકદરના યારને ના છે સનમ ના છે ખુદા,

વા ના ઇબારત દર્દનું કે તાન ગાવાને અહો !
તો ઠીક છે, તું ઠીક છે, તું પાંખડી ઘેલાઇની,
ઓઢી તને મૂગો રહી રોતો રહું હું એકલો !
રોવું થયું હાસિલ છે આ ખૂનને ટીપે ટીપે,
હસતી ભલે એ બેકદર ! હું બેકદર રોતો ભલો ! *

હસો–હસો, મ્હેં હવે રડવામાંજ મઝા માની છે આ બેકદર દુનિયામાં રડીને મરણને શરણ થવાનું જ સરજાયલું છે.”

કાન્તિપ્રસાદ આવી રીતે અવિરામ ગતિથી જેમ ફાવે તેમ બક્યા કરતો હતો અને વિહારીપ્રસાદ દિંગ્મૂઢ બની જઇ ભાવી ભયના વિચારથી અસ્થિર બની જતો હતો. કાન્તિપ્રસાદની ચિત્ત-વૃત્તિમાં થયેલું પરિવર્ત્તન તે સારી રીતે જોઇ શક્યો. તેનાં બન્ને નયનમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. તેણે ગદ્‌ગદકંઠે કહ્યું:–“ ભાઇ ! દયા લાવી શાન્ત થાઓ. થોડો વખત આરામ લ્યો જેથી તમારું ઉત્તેજિત બની ગયેલું ચિત્ત કાંઇક અંશે શાન્ત થશે. ” આમ કહી વિહારીપ્રસાદે તેને બોલતો અટકાવવાનો ઘણો પ્રયત્ન કર્યો પરંતુ તેનો સકળ પ્રયત્ન વૃથા થઇ પડયો. અંતે વખત વિચારી બ્લૅાકનાં દ્વાર બંધ કરી કાન્તિપ્રસાદને અંદર રહેવા દઇ તે બ્હાર ઓટલા ઉપર આવી એક આરામખુરસી ઉપર બેઠો. આખી રાતના ઉજાગરા અને ચિંતાની વિશેષતાથી તેનું મુખ નિસ્તેજ બની ગયું હતું. નેત્રો લાલ થઇ ગયા હતાં.

કાન્તિપ્રસાદ એકલો પડયો એટલે ધીમે ધીમે તેનો બકવાદ બંધ થઇ ગયો અને છેવટે તે પલંગમાં સુઇ ગયો.

અગીઆર વાગ્યે સ્થાનીય ડૅાક્ટર આવી પહોચ્યો. વિહારીપ્ર-

* કલાપી.

સાદે તેને મ્હાર ઓટલા ઉપર પડેલી બીજી એક આરમખુરસી ઉપર બેસવાનો સંકેત કર્યો. ડૉકટરે આસન ઉપર બેસી દર્દીની તબિયતના સમાચાર પૂછ્યા એટલે ઉત્તરમાં વિહારીપ્રસાદે કહ્યું:–"મહાશય ! દર્દીની તબિયત વિશેષ બગડી છે. આપે મોકલાવેલી દવાથી કોઇ પણ પ્રકારનો લાભ થયો નથી. મ્હારો વિચાર એમને ઘેર લઇ જઇ દવા કરાવવાનો છે; પરંતુ હું એમને ઘેર લઇ જઉં ત્યાં સુધી તેઓ કાંઇ બકવાદ ન કરે એવી દવા આપો તો સારું. આપે તાર કરેલો હોવાથી અમદાવાદથી જે ડૉકટર અત્રે આવતા હોય તેમને બીજો તાર વિરમગામમાં મળે એવી રીતે કરી દો જેથી તેઓ ત્યાંથી જ પાછા ફરે."

ડૉકટરે વિહારીપ્રસાદને બે ચાર દિવસ રોકાવા માટે કહ્યું; પરંતુ ભવિષ્યના ભયનો વિચાર કરી તેણે એ વાત કબૂલ કરી નહિ. ડૉક્ટર દવા મોકલી આપવાનું કહી વિદાય થયો.

---

## પ્રકરણ ૭ મું.

---

### ન્યાયમંદિરમાં !

વાંચકબંધુઓ જાણે છે કે, મિ૦ કર્ઝનનું ખૂન કરવાના આરોપ બદલ પોલિસે અભાગિની લિલિયનને પકડી કારાગૃહવાસિની કરી હતી. યથાક્રમે લિલિયનના વિચારનો દિવસ ઉપસ્થિત થયો. એ દિવસે ન્યાયમંદિરમાં પુષ્કળ મનુષ્યોનો સમાવેશ થયો હતો. યથા સમયે વિચાર પતિ પ્રસન્ન મનથી આવી વિચારાસન ઉપર બેઠા. વાયુના વેગથી કંપતી

લતાની માફક લિલિયન અપરાધીઓના પિંજરામાં ઉભી રહી. તેનાં બને નેત્રો ચિંતાની વિશેષતાથી સહજ ઉંડા ઉતરી ગયાં હતાં. તેનું ઉતરી ગયેલું મુખ જોતાં સ્વાભાવિક રીતે જ દર્શકવૃંદના મનમાં તેને માટે સહાનુભૂતિ ઉપજતી હતી.

વિચારનો આરંભ થયો. લિલિયને કંપતા કંઠે ધીમે ધીમે વિચારપતિ પાસે સઘળી બનેલી હકીકત નિવેદન કરી. એ રાત્રે રૉયલ ગ્રાન્ડ સેલૂનમાં મળેલો બનાવટી પત્ર, ત્યાંથી કાઉન્ટ–ફ્રેડરિકની જાળમાં સપડાવું, દસ્યુઓના અડ્ડામાં ભોગવવું પડેલું કષ્ટ વગેરે સઘળી હકીકત ક્રમાન્વયે લિલિયને વિચારપતિને કહી સંભળાવી.

લિલિયનની અત્યંત કરૂણાજનક કથા સાંભળવામાં આવતાં વિચારપતિના પ્રાણમાં દયાનો સંચાર થયો; પરંતુ કોર્ટમાં જ્યારે લિલિયનનું પેલું ગાત્રવસ્ત્ર ઉપસ્થિત થયું ત્યારે લિલિયનની નિર્દોષતા સાબિત કરવાનો ઘણો પ્રયત્ન થવા છતાં વિચારપતિનો સંદેહ કોઇ રીતે દૂર થયો નહિ.

વિચારપતિ જ્યૂરીના સભ્યો સાથે મસલત કરવા ચાલ્યા ગયા. વિચારનું પરિણામ સાંભળવા માટે સઘળાં દર્શકો અધીર બની ગયાં. ઘણો વખત વીતિ જવા છતાં જ્યૂરીના ગૃહસ્થો પાછા ફર્યા નહિ.

એ વખતની મિ૦ સ્મિથના માનસિક સ્થિતિનું વર્ણન અમે કરી શકીએ તેમ નથી. તેના મનમાં કેવળ અમંગળના વિચારો ઉપજતા હતા.

બીજી તરફથી લિલિયન અકાળ મૃત્યુને પોતાની દૃષ્ટિ સમક્ષ ઉપસ્થિત થયેલું જોઇ શકતી હતી. જીવનની સઘળી આશા અને વિશ્વાસનો ત્યાગ કરી કરૂણામય જગદીશ્વર ઉપર જ હવે તેણે

આધાર રાખ્યો! લગભગ અડધા કલાક પછી જ્યૂરીના ગૃહસ્થો સહ વિચારપતિ પુનઃ આસન ઉપર આવી બેઠા. તેમણે ફેંસલો સંભળાવતાં કહ્યું:-"મિ૦ કર્ઝનનું ખૂન કરવાના અપરાધ બદલ લિલિયનને ફાંસીની સજા કરવામાં આવે છે!" આ સજા સાંભળી અભાગિની લિલિયન જ્યાં ઉભી હતી ત્યાં જ બેહોશ બની ઢળી પડી. જેલના રક્ષકો ઝડપથી તેના બેશુદ્ધ દેહને લઇ અન્ય સ્થળે ચાલ્યા ગયા! આ મર્મભેદક હૃદયવિદારક દેખાવથી દર્શકમંડળીનાં નેત્રોમાંથી પ્રબળ વેગથી અશ્રુધારા પ્રવાહિત થવા લાગી.

પ્રિયતમાને થયેલી ફાંસીની સજા સાંભળી મિ૦ સ્મિથના મસ્તક ઉપર જાણે કે વજ્રાઘાત થયો! દુઃખાવેગથી તે પણ જ્ઞાનશૂન્ય બની જઇ ત્યાં ઢળી પડયો.

* * *

મિ૦ કર્ઝનનું ખૂન થયાની વાત આખા દેશમાં ફેલાઇ ગઇ હતી. સમાચારપત્રોમાં ધારાવાહિક રૂપે ઘણા દિવસ સુધી સાલંકારિક ભાષામાં એ વાત પ્રસિદ્ધ થઇ હતી;

ડિટેક્ટિવ મિ૦ જીલબર્ટ ખરા ખૂનીને શોધી કાઢવાના કામમાં ગુંથાયો હતો. પોતે હાથમાં લીધેલા કાર્યની જો તે બરાબર તપાસ ન કરી શકે અને એક નિર્દોષ યુવતી વિનાપરાધે ફાંસી ઉપર લટકે તો એ માટે ઇશ્વરના દરબારમાં પોતે જ ગુન્હેગાર ઠરે એમ જીલબર્ટને લાગતું હતું.

ઘણી તપાસ કર્યા પછી જીલબર્ટ સમજી શકયો હતો કે, એ ખૂનના સાથે લૂંટનો સંબંધ હોવો જોઇએ! એક પ્રમાણ મળી આવતાં જીલબર્ટના મનમાં ઘણી આશા ઉપજી; તે પેલા જીર્ણ મકાનના બાગના દરવાજા પાસે ભારથી લદાયલી ગાડીનાં પૈડાંના

ડાઘ જોઇ શક્યો. તેણે એ ડાઘ જોઇને શોધ કરવા માંડી. શોધ કરતાં કરતાં તે એક હૉટેલ સમક્ષ ઉપસ્થિત થયો. એ સમયે સંધ્યાકાળ થવાને વિશેષ વિલંબ નહોતો. હૉટેલવાળો હૉટેલનાં બારી બારણાં બંધ કરી નાખતો હતો. મિ૦ જીલબર્ટે અંદર પ્રવેશ કર્યો એટલે કેટલાક વિકટમૂર્ત્તિ પુરુષોને તેણે ત્યાં બેસી ચ્હા પીતા જોયા. જીલબર્ટે તેમને કહ્યું, " હું ધારું છું કે, તમે સહુ મ્હને ઓળખી શકયા છો! ઠીક છે, હવે કહો જોઇએ કે, તમારામાંથી કયા મહાત્માઓ લૂંટફાટ કરી મિ૦ કર્ઝનનું ખૂન કર્યું છે?"

ડિટેક્ટિવ જીલબર્ટને પોતાની સમક્ષ ઉપસ્થિત થયેલો જોઇ ચ્હા પીનારા પુરુષો વિસ્મિત બની ગયા. તેઓમાંથી કોઇએ કાંઇ ઉત્તર આપ્યો નહિ.

મિ૦ જીલબર્ટ પુનઃ કહ્યું:-" તમારે સાચી હકીકત મ્હને કહેવી જ પડશે, સમજ્યા? જો તમે સાચી વાત નહિ કહો તો તમને સહુને મ્હારે કારાગારવાસી કરવા પડશે. કોણે લૂંટફાટ કરી મિ૦ કર્ઝનનું ખૂન કર્યું છે?"

આ વખતે એ પુરુષોના એક સરદારે સાહસ એકઠું કરી કહ્યું:-" સાહેબ! અમે કોઇએ એ કાર્ય કર્યું નથી! રાલ્ફનું મંડળ એ દિવસે ઉદ્યાનગૃહમાં લૂંટફાટ કરવા ગયું હતું એ હું જાણું છું; પરંતુ ખૂન કોણે કર્યું છે એ હું કહી શકતો નથી."

તત્કાળ રાલ્ફનું નામ લખી લઇ જીલબર્ટે પૂછ્યું:-" એ માણસ હમણાં મ્હને કયાં મળી શકશે?"

" લંડનની પાઇ સ્ટ્રીટમાં આવેલા પેલા ખંડેર જેવા મકાનમાં!"

" તું ખરી વાત કહે છે કે મ્હને હાથતાળી આપવાનો પ્રયત્ન કરે છે? જો મ્હને છેતરવામાં આવ્યો હશે તો વિના વિલંબે તમારે

સહુને જેલમાં જવું પડશે એ ધ્યાનમાં રાખજો."

"સાહેબ! આપની સાથે રમત કરીએ એવા અમે મૂર્ખ નથી. લૂંટફાટ કરી રાલ્ફ સીધો પાઇ સ્ટ્રીટ ઉપર ગયો છે એ હું જાણું છું. વળી કાલે તે અમેરિકા ચાલ્યો જવાનો છે એવી વાત પણ સાંભળવામાં આવી છે."

મિ૦ જીલબર્ટે વિચાર્યું, "અત્રે આવી મ્હેં ધાર્યા કરતાં વિશેષ બાતમી મેળવી છે! એ બદમાશ લૂંટારાને હવે હું વિના વિલંબે ગિરફ્દાર કરીશ."

વિલંબ નહિ કરતાં જીલબર્ટ પાઇ સ્ટ્રીટમાં આવેલા ખડેર જેવા મકાનમાં જઇ પહોંચ્યો. ત્યાં તેણે દસ્યુસરદાર રાલ્ફને એકલો સુઇ રહેલો જોયો. તે ઉંઘતો હતો. જીલબર્ટ તેને લોખંડી બેડી પહેરાવવા માટે શય્યા તરફ અગ્રેસર થયો. જીલબર્ટના હસ્તનો સ્પર્શ થતાંની સાથે જ રાલ્ફ ચમકીને જાગી ઉઠયો. રાલ્ફનું શરીર ઘણું હૃષ્ટપુષ્ટ તેમજ મજબૂત હતું. તે સિંહની માફક જીલબર્ટ ઉપર તુટી પડયો. જીલબર્ટ પણ તેનાથી ઉતરે એવો નહોતો. બન્ને વચ્ચે જીવસટોસટનું યુદ્ધ ચાલવા લાગ્યું. છેવટે સુયોગ મળતાં જીલબર્ટે પોતાના ખીસ્સામાંથી પિસ્તોલ બ્હાર કાઢી રાલ્ફના લલાટનું લક્ષ્ય કરી કહ્યું:-"એકદમ તાબે થા; નહિ તો જીવથી જઇશ."

રાલ્ફ લાચાર બની ગયો. જીલબર્ટે તેના હાથમાં બેડી પહેરાવવા માંડી એટલે તેણે પોતાની પાસે છુપાવી રાખેલું એક મ્હોટું ચપ્પુ બ્હાર કાઢી પોતાના હૃદયમાં ખોસી દીધું. આવી રીતે આત્મહત્યાનો પ્રયત્ન કરી રાલ્ફ ધરાશાયી થયો. આમ છતાં જીલબર્ટ તેના ઉપર વિશ્વાસ મૂકી સ્થિર રહી શકયો નહિ. તેણે રાલ્ફના હાથમાં બેડી પહેરાવીને કહ્યું:-"રાલ્ફ! જીવનના અંતકાળે તું જો ખરી હકીકત

કહીશ તો એક સુકુમાર નવયુવતી ફાંસીની સજાથી બચી જશે. તું જો સાચી હકીકત કહેવા ઇચ્છતો હોય તો હું પંચના માણસોને બોલાવી લાવું."

રાલ્ફ હજી બેહોશ બની ગયો નહોતો; છતાં થયેલા ઘાની વેદનાથી તે અવશ થઇ ગયો હતો. તેણે કહ્યું:–"તમે કયા વિષયની વાત મ્હને પૂછો છો ?"

"હું કર્ઝનના ખૂનની હકીકત જાણવાને ઇચ્છું છું." જીલબર્ટે કહ્યું.

"હવે મ્હારે અસત્ય બોલવાની જરૂર નથી. કર્ઝનનું ખૂન મ્હેં જ કર્યું છે. ગુન્હાનો એકરાર કરવા હું તૈયાર છું. તમારે જેને બોલાવવું હોય તેને બોલાવી લાવો."

જીલબર્ટ બ્હાર નીકળી દશ મિનીટમાં જ એ માણસોને બોલાવી લાવ્યો તથા તેણે એ માણસોની હાજરીમાં રાલ્ફનો એકરાર નોંધી લેવા માંડયો. રાલ્ફે નીચે પ્રમાણે એકરાર કરવા માંડયો:–

"એ રાત્રે હું, કર્ઝન તથા બીજા ચાર માણસો એક મકાનમાં ચોરી કરવા માટે ગયા હતા. ચોરી કરવાનું કામ ચાલૂ હતું એવામાં કર્ઝનના પગ સાથે એક નવયુવતીનું શરીર અથડાયું. નવયુવતી જાગી ઉઠી તથા પોતાની નજર આગળ ચાર અજાણ્યા માણસોને જોઇ ભયથી વિહ્વળ બની જઇ તેણે એક બૂમ પાડી. કર્ઝનની આજ્ઞાથી મ્હેં એ નવયુવતીને કમરમાંથી ઉંચકી લીધી. બીજા એક જણે તેનું મ્હોં દબાવી દીધું. પછી તે બેહોશ બની ગઇ. પછી અમે સહુ તેને ઉંચકીને આ સ્થળે લઇ આવ્યા. અમે સહુએ પુષ્કળ દારુ પીધેલો હોવાથી એ નવયુવતી માટે મ્હારી અને કર્ઝનની વચ્ચે ઘણી તકરાર થઇ. ઉન્મત્ત સ્થિતિમાં કર્ઝને મ્હારા

ઉપર હુમલો કર્યો તેથી બીજો કાંઇ ઉપાય નહિ હોવાથી આત્મરક્ષણુ કરવા માટે મ્હારે તેનું ખૂન કરવું પડયું. જે સ્થળે એ નવયુવતીને કેદ કરી રાખવામાં આવી ત્યાંથી તે કેવી રીતે છટકવા પામી એ સંબંધી હું કાંઇ જાણુતો નથી. ”

લિલિયનને બચાવવા માટે આટલી જ હકીકત બસ થઇ પડે તેમ હોવાથી આ એકરાર નીચે પંચ સમક્ષ જીલબર્ટે બદમાશ રાલ્ફની સહી કરાવી લીધી. પંચ તરીકે આવેલા માણુસોએ પણ એ એકરારના ખરાપણા બદલ સહી કરી આપી.

રાલ્ફને શ્વાસ ચઢી આવ્યો હતો. ધીમે ધીમે તેની વાચાશક્તિ દૂર થઇ ગઇ. તે થોડા સમયમાં જ પોતાની આલોકની યાત્રા પૂર્ણ કરી જાય તેમ હોવાથી જીલબર્ટ ત્યાં થોડો વખત રોકાયો. લગભગ દોઢેક કલાક પછી રાલ્ફના જીવનનો અંત આવ્યો. પછી વખત વૃથા નહિ ગૂમાવતાં જીલબર્ટ ન્યાયાધીશ પાસે ગયો. ત્યાં જઇ તેણે રાલ્ફનો અંતકાળ વખતનો એકરાર રજૂ કર્યો. ટૂંકમાં એટલું જ કે, બહાદુર ડિટેક્ટિવ જીલબર્ટના પરિશ્રમથી અભાગિની લિલિયન ફાંસીની સજામાંથી મુક્ત થઇ પુનઃ તેના પ્રિયતમ મિ૦ સ્મિથને મળી શકી. અંતે ધર્મનો જ જય થયો.



# પ્રકરણ ૮ મું.

## સ્રીશિક્ષણપદ્ધતિ કેવી હોવી જોઇએ?

યથા સમયે વૃદ્ધ કૃપારામનો સ્વર્ગવાસ થયાના સમાચાર ઉર્મિલાને મળ્યા. એ સમાચારથી તેના મન ઉપર વિશેષ કાંઇ આઘાત થયો નહિ. તે પિતાને ત્યાં રહી પોતાના દિવસ પસાર કરવા લાગી. જે ઉર્મિલા એ વર્ષ ઉપર સુધારક સ્રી-સમાજમાં વ્યાખ્યાનો આપતી હતી, જે ઉર્મિલાનાં વિદ્યા–બુદ્ધિ જોઇ સ્રીવર્ગના અંતઃકરણમાં ઇર્ષ્યા ઉપજતી હતી તેજ ઉર્મિલા હવે કોઇને પોતાનું મ્હોં બતાવતાં શર્માતી હતી. તેનું ભુવનમોહન રૂપસૌંદર્ય ચિંતા અને પશ્ચાત્તાપની વિશેષતાને લીધે અસ્ત થઇ જતા ચંદ્રના જેવું નિસ્તેજ લાગતું હતું. તે સમજી ચુકી હતી કે તેના જેવી સ્વચ્છંદાચારિણી સુંદરી માટે વિધાતાએ સુખ નિર્માણ કર્યું હોતું નથી.

યથા સમયે ઉર્મિલાએ એક પુત્રને જન્મ આપ્યો. પુત્રનો પ્રસવ થયા પછી જનનિંદાએ વિશેષ ઉગ્રભાવ ધારણ કર્યો. ઉર્મિલાએ એ તરફ બિલ્કુલ લક્ષ્ય આપ્યું નહિ.

સાન્ટાક્રૂઝમાં ઉર્મિલાની જ્યોત્સ્ના નામની એક બ્હેનપણી રહેતી હતી. જ્યોત્સ્નાની અને ઉર્મિલાની ઉમ્મરમાં કેવળ એક બે વર્ષનો જ ફર્ક હતો. બન્ને સખીઓ સુધારક કુટુંબમાં ઉછરેલી હતી. જ્યોત્સ્નાનો પતિ હરસુખરાય મુંબાઇની એક ઇંગ્રેજી ફર્મમાં માસિક ત્રણસો રૂપિયાનો પગાર મેળવતો હતો. હરસુખરાયની ઉમ્મર આ કથાનક પ્રસંગે પાંત્રીસેક વર્ષની હોય, તે દેખાવડો તરૂણ હતો. સહ ભોજનો અને પ્રીતિભોજનોમાં ન્યાત જાતનો ભેદ રાખ્યા સિવાય

ભાગ લેતો હોવાથી તે જ્ઞાતિબહિષ્કૃત થયેલો હતો. ઉર્મિલા જ્યારે અબળોન્નતિ-મંદિરમાં હતી ત્યારે હરસુખરાય ત્યાં જતો અને ઉભય વચ્ચે વાર્તા-વિનોદ ચાલતો. ખરી રીતે જોવા જતાં તેઓ બન્ને પ્રથમથીજ એક બીજાંને ચ્હાતાં હતાં; પરંતુ એ વાત જ્યોત્સ્ના જાણુતી નહોતી. જ્યોત્સ્ના જો કે વર્ત્તમાનકાળની કેળવણી પામેલી હોવા છતાં પોતાના સચ્ચરિત્રથી તે સહુની શ્રદ્ધા પ્રાપ્ત કરી શકી હતી. પોતાના વિનમ્ર સુંદર સ્વભાવથી પરિચયમાં આવનાર હરેક વ્યક્તિનો વિશુદ્ધ ભક્તિપૂર્ણ સ્નેહ મેળવી શકતી હતી. વર્ત્તમાનકાળની સ્ત્રી કેળવણી કેવા પ્રકારની હોવી જોઇએ એ સંબંધી એક બે સ્ત્રીયોપયોગી પત્રોમાં લેખાદિ લખી તે યોગ્ય માર્ગ દર્શાવવાનો પ્રયત્ન કરતી હતી.

સાયંકાળ થવાને થોડો વિલંબ હતો. હજી હરસુખરાય મુંબાઈથી ઘેર આવ્યો નહોતો. જ્યોત્સ્ના છજાની અંદર એક ખુરસી નાખી હમણાં જ તૈયાર કરેલા એક લેખને ફરીથી તપાસી જતી હતી. એ લેખ પાઠિકાઓને અત્યંત ઉપયોગી થઇ પડે તેમ હોવાથી અત્રે અમે શબ્દશઃ ઉદ્ધૃત કરીએ છીએઃ—

" ભૂતકાળમાં ક્યા યુગમાં આપણા દેશની અંદર સ્ત્રીશિક્ષણ સંબંધી શી વ્યવસ્થા હતી તેની આલોચના કરવાની જરૂર નથી. આપણે હરેક વિષયમાં ભૂતકાળ તરફ દૃષ્ટિ દોડાવી વર્ત્તમાનકાળ માટે ઉદાસીન અને ભવિષ્યકાળ માટે અંધ રહીએ છીએ. આમ હોવાથી વર્ત્તમાનકાળમાં શું છે અને શું નથી તથા આપણને શાની જરૂર છે, એ સંબંધી જ વિચાર કરવો આવશ્યક છે. સામાન્યતઃ ' શિક્ષિત ' અને ' ગૃહસ્થ ' ઘરની સ્ત્રીઓના શિક્ષણુની આ લેખમાં આલોચના કરવામાં આવશે. વળી સ્ત્રીશિક્ષણુ માટે જે આયોજન થાય

તે સઘળી સ્ત્રીઓ માટે જ હોવું જોઇએ. કોઇ પણ સમાજમાં એક પક્ષને અંધકારમાં રાખવો એ ઉન્નતિનું લક્ષણ નથી.

હિંદુ સંસારમાં બે જાતની સ્ત્રીઓ જોવામાં આવે છે એક જાત સધવા અને બીજી વિધવાના નામથી ઓળખાય છે. ધર્મપરાયણતા કિંવા ધર્મના નામથી દેશાચારપરાયણતા તથા સગાં-સંબંધીઓની સેવા એ બન્ને જાતનું મુખ્ય વ્રત છે. પોતાના દેહનો આરામ, યત્ન તથા આહાર સંબધીની ચેષ્ટા બન્ને જાતમાં ભાગ્યેજ જોવામાં આવે છે. શહેરની અંદર સાજ-સજ્જાનો અભાવ નથી હોતો. સધવાઓ બહુ સંતાનની જનની થઇ વિવિધ પ્રકારનાં સુખ-દુઃખમાં રહી સ્વલ્પાયુ થાય છે અને વિધવાઓ અન્યના સંસારમાં દુઃખની અંદર ઉછરતી હોવા છતાં બ્રહ્મચર્યના પ્રભાવથી કાંઇક અંશે દીર્ઘાયુ થાય છે. સધવાઓ પતિ-પુત્રની કમાઇથી સંસારનો નિર્વાહ કરે છે ત્યારે વિધવાઓ અનેક સ્થળે અન્યના આશ્રયમાં અસહાયરૂપે રહે છે.

હવે વર્ત્તમાનકાળમાં એ બન્ને જાતિ માટે કેવા શિક્ષણનું આપણા સમાજમાં અસ્તિત્વ છે એ જોઈએ. મ્હારા નમ્ર મત પ્રમાણે સધવાઓ અને વિધવાઓનું શિક્ષણ એકજ પ્રકારનું હોવાની જરૂર છે. સધવા અને વિધવાના શિક્ષણમાં ફર્ક હોવાનો કાંઇ હેતુ દેખાતો નથી. આમ છતાં વિધવાઓને દ્રવ્યોપાર્જન કરી શકવા જેવું કાંઇ શિક્ષણ આપવામાં આવે તો વધારે સારું.

આપણા દેશની રીત જ એવી છે કે, સ્ત્રી તરીકે જન્મ થાય એટલે વિવાહ થવો જ જોઇએ તથા એ વિવાહ પણ બાર ચૌદ વર્ષની ઉમ્મરે જ થવો જોઇએ. વંશનું રક્ષણ કરવું એ વિવાહનો ઉદ્દેશ છે. દૈહિક, માનસિક અને નૈતિક વિષયોમાં વંશજો ગૌરવાન્વિત થાય એવું પૃથ્વીની હરેક જાતિ ઇચ્છે છે. આપણા દેશમાં

પણ એવી આંતરિક ઇચ્છા હોવા છતાં પરિણામ ઉલટું આવે છે અર્થાત્ બાળકોને ઉછેરી મનુષ્ય બનાવવા માટે જોઇતું જ્ઞાન વર્ત્તમાનકાળની હિંદુરમણીઓમાં નથી. ઇચ્છા એક વસ્તુ છે અને પ્રયત્ન બીજી વસ્તુ છે. ઇચ્છા અને પ્રયત્નના સુવર્ણસંમિલન સાથે જ્ઞાનનો યોગાયોગ નથી થતો તો કાર્ય સફળ તેમજ સર્વાંગસુંદર થતું નથી. આપણા દેશની માતાઓમાં ઇચ્છા છે, સામાન્ય પ્રયત્ન છે, પરંતુ તેમનામાં ઉત્કટ અજ્ઞાન હોઇ પ્રેરણાનો અભાવ છે.

સંતાનોને જન્મ આપી તેમને યથાર્થ રીતે ઉછેરવાનું આપણા દેશની દરેક નારીનું કર્ત્તવ્ય છે તો પછી આપણા દેશની સ્ત્રીઓને પ્રથમ દેહતત્ત્વ, માતૃતત્વ અને બાળઉછેરનું શિક્ષણ પ્રથમ મળવું જોઇએ; પણ તે સાથે એ લક્ષ્યમાં રાખવાની જરૂર છે કે, કેવળ સંતાનોથી કાંઇ સંસાર અને વિશ્વ નથી. જેવી રીતે સંસાર કરવો એ શીખવાની જરૂર છે તેવી જ રીતે વર્ત્તમાન જગતની સ્થિતિ સહિત પોતપોતાની સ્થિતિ સમાન કરી લેવાનું શિક્ષણ મેળવવાની પણ જરૂર છે. આ વિરાટ જગતમાં ક્યાં શું થાય છે, જગત્ ક્યા માર્ગે આગળ વધે છે, જગતમાં શું કરવા જેવું છે, આપણે કર્ત્તવ્યક્ષેત્રમાં કેટલાં પછાત છીએ એ સઘળા તથ્યનું પુરાંગના હોવા છતાં રમણીને જ્ઞાન હોવું જોઇએ. પુરુષો વર્ત્તમાનપત્રો વાંચી સકળ વિષયોથી માહિતગાર થાય અને રમણીઓ અંતઃપુરવાસિની હોવાથી અંતઃપુરની બ્હારના સમસ્ત જગતમાં અમાવસ્યાની અંધકારમય છાયા જુએ એ વ્યવસ્થા એકદેશદર્શી હોઇ જાતીય ઉન્નતિમાં બાધારૂપ છે. કાળધર્મ અને યુગધર્મ તરફ દુર્લક્ષ્ય કરવું એ એક પ્રકારનો અન્યાય છે.

એ ઉપરાંત કાળધર્મને લીધે વર્ત્તમાનકાળમાં ચારે તરફ ભીષણ

આર્થિક અભાવ જોવામાં આવે છે. અર્થથી ગમે એટલા અનર્થો થતા હોવા છતાં તેના સિવાય સંસારમાં એક પગલું પણ આગળ વધી શકાતું નથી એ સહુ સમજે છે. પુરુષો જે કાંઇ કમાય છે તેથી સહુનો સંસાર ચાલી શકતો નથી. આવી સ્થિતિમાં સ્ત્રીઓ જો ઘેર બેસી દ્રવ્ય કમાઇ શકાય એવું ઉપયોગી શિક્ષણ મેળવે તો તે પૌરુષભાવવ્યંજક નહિ પરંતુ સંસારને માટે ઉત્તમ વાત છે.

અન્યાય તથા અવિચારને વશ થઇ ઘણો ખરો પુરુષવર્ગ રમણીઓને પરાધીન વિલાસિની તથા પરાવલંબિની બનાવી દે છે. તેને પરિણામે જ રમણીઓની જીવનગતિ બદલાઇ જાય છે. જે વડિલ કિંવા સમાજના નેતા આ સઘળું જોવા જાણવા છતાં ચુપકીદી ધારણ કરી નિશ્ચિંતતાથી સ્થિર બેસી રહે છે તેઓ સમાજના હિતાકાંક્ષી નથી એમ હું મુક્ત કંઠે કહી શકું છું. એવા પુરુષો અત્યંત અદૂરદર્શી છે. આત્મરક્ષા કરવાનો સહુને અધિકાર છે; અન્યને એ અધિકારથી વંચિત કરવાનો કોઇને કાંઇ હક્ક નથી. મ્હારી આ વાત સાંભળી અનેક ઉપહાસના રૂપમાં કદાચ એમ કહેશે કે, 'ત્યારે રમણીઓને મલ્લયુદ્ધનું શિક્ષણ આપવું કે?' એના ઉત્તરમાં કહેવું જોઇએ કે એથી હરકત જેવું શું છે? મલ્લયુદ્ધનું શિક્ષણ રમણીઓને મળે એવું મ્હારું કહેવું નથી. દેહને મજબૂત તથા નિરોગી કરી શકવા સાથે આત્મરક્ષા કરી શકવાનું શિક્ષણ પણ મળવું જોઇએ. મલ્લયુદ્ધનું શિક્ષણ, વ્યાયામકૌશલનું શિક્ષણ, કસરત વગેરે માતૃત્વની વિરુદ્ધ નથી. એથી તો દેહનું લાવણ્ય અને સૌષ્ઠવ વધે છે. જો કોઇ એમ ધારે કે વ્યાયામથી સ્ત્રીજાતિનું લાવણ્ય ઘટે છે તો તે મૂર્ખ છે.

પચાસ સાઠ વર્ષ પૂર્વે આપણા દેશની સ્ત્રીઓ દૂધમાંથી વિવિધ

પ્રકારના ખાદ્ય પદાર્થો બનાવવાનું જાણતી હતી, રેંટીઓ કાંતવાનું જાણતી હતી, ચિત્રશિલ્પનું કાર્ય તેમનાથી અજ્ઞાત નહોતું, વૈદક સંબંધીનું તેણને આવશ્યકીય જ્ઞાન હતું. રાંધવામાં, રોગીની સારવાર કરવામાં તથા અનાથ આતુરને સહાય કરવામાં આર્યનારીઓએ નામના મેળવી હતી. આ વાતનો ઉલ્લેખ કરવાનું કારણ એ છે કે, વર્ત્તમાનકાળમાં કિંવા પ્રાચીનકાળમાં રમણીઓને દ્રવ્યોપાર્જનનું શિક્ષણ આપવા સંબંધી કોઇ વાંધો લેતું નહિ. ભગવાનના આશીર્વાદથી કેટલાંક વર્ષ પૂર્વે હિંદુઓના દેહમાં પ્રાણ હતો, મનમાં સ્ફુર્તિ હતી તથા વિલાસિતાનું નામ પણ નહોતું. તેથી સામાન્ય આહારથી પણ હિંદુઓને સંતોષ થતો. વર્ત્તમાનકાળની પાશ્ચાત્ય પ્રથાનુસાર નર્સ કિંવા દાયા રાખવાની એ વખતે જરૂર પડતી નહોતી, ઘરના સામાન્ય કામકાજ માટે ઘાટી કે નોકર રાખવો પડતો નહોતો, દાન ધ્યાન અને પરોપકાર માટે 'હિતવર્દ્ધક સભા'ની સ્થાપના કરી સામાજિક કર્ત્તવ્યનું પાલન કરવાની જરૂર પડતી નહોતી. એ વખતની સાથે અત્યારના વખતનો વિચાર કરી જોતાં એક રીતે ખેદ થયા સિવાય રહેતો નથી. આપણામાં પ્રથમના જેવી સમપ્રાણતા અર્થાત્ બંધુભાવ નથી, મનમાં સ્ફુર્તિ નથી, શાન્તિને બદલે આપણે અશાન્તિ અનુભવીએ છીએ તથા એ સઘળી વિષમતા અને અશાન્તિ દૂર કરવા માટે દિવસે દિવસે દ્રવ્યનું માહાત્મ્ય વૃદ્ધિંગત થતું જાય છે.

જુના જમાનાનાં પ્રાચીન અશિક્ષિત મનુષ્યો સર્વ પ્રકારની નવીનતાનો વિરોધ કરે એમાં વિચિત્રતા જેવું કાંઇ નથી; પરંતુ ક્યાં કારણોથી શિક્ષિતો હરેક વિષયના સારાસારનો વિચાર કરી તેનો સ્વીકાર કરે કિંવા ત્યાગ કરે એવી આશા સ્વાભાવિક રીતે રખાય

છે; પરંતુ અત્યંત પરિતાપનો વિષય છે કે, આપણા દેશના પુરુષો ઘણા સ્વાર્થી અને વિલાસી બની ગયા છે. આપણા દેશના શિક્ષિત પુરુષો પણ સ્વાધીનભાવથી વિચાર કરી શકતા નથી. દૃઢતાસહિત પોતાનો મત સ્થાપન કરતાં તેઓ સંકોચાય છે. પોતાની ધારણા કિંવા માન્યતા અનુસાર વર્તવાનું સાહસ તેઓ કરી શકતા નથી. તાત્પર્ય એ છે કે, પુરુષો આવી રીતે ભીરુ રહેશે, તેઓ કેવળ પોતાના જ સ્વાર્થને જોયા કરશે તો દેશમાં અનુકૂળ વાયુ કેવી રીતે વિહરશે એ સમજી શકાતું નથી. સર્વ પ્રકારનાં બળમાં ચરિત્રબળ શ્રેષ્ઠ છે. એ ચરિત્રબળનો હિંદુ પુરુષોમાં અભાવ છે. સંયમ તથા માનસિક બળથી જ ચરિત્રબળ મેળવી શકાય છે. પંખી કદાપિ એક પાંખથી ઉડી શકતું નથી. કોઇ પણ દેશમાં, કોઈ પણ કાળમાં રમણીઓને અજ્ઞાની તથા નિર્વીર્ય જડભરત રાખી કોઇ પણ જાતિ જીવનસંગ્રામમાં અગ્રેસર થઇ શકતી નથી. ધર્મની ઉન્માદનાથી જે રમણીઓ સ્વેચ્છાથી મૃત્યુને આલિંગન કરી શકે છે તેમનામાં માનસિક બળ કેટલું બધું હોવું જોઇએ એ સહુ સહેલાઇથી સમજી શકે તેમ છે. જેમનામાં એટલું બધું બળ છે તેમને શિક્ષિતા કરવામાં આવે તો કેટલો બધો લાભ થઇ શકે એ સ્પષ્ટ સમજી શકાય એવું છે.

રમણીઓને શિક્ષણ આપવાના કાર્યમાં હરેક પુરુષે પ્રયત્નશીલ રહેવું જોઇએ. એ શિક્ષણ કેવી રીતે આપવું એ સંબંધી વિશેષ કાંઇ કહેવાનો મ્હને અધિકાર નથી. જ્ઞાનીજનો સંપૂર્ણ વિચાર કરી એ વિષયનો નિર્ણય કરી શકે તેમ છે; છતાં મ્હારો પોતાનો અભિપ્રાય અત્રે દર્શાવવો હું પ્રસંગોચિત ધારું છું.

વર્તમાનકાળમાં સ્કૂલ કિંવા કૉલેજમાં જે શિક્ષણ અપાય છે તેને જ શિક્ષણ સમજવામાં આવે છે. વિશ્વવિદ્યાલયના શિક્ષણથી આપણે આપણી સ્વાભાવિક વિચારશક્તિ ગૂમાવી બેસીએ છીએ.

કુશળ ઇંગ્રેજો સમજી ચુક્યા છે કે, કેવળ પુસ્તકીઆ વિદ્યા વિદ્યાર્થી તથા શિક્ષકની માનસિક શક્તિને સંકુચિત કરે છે. આપણે આટલા કાળના અનુભવને અંતે સમજી જવું જોઇએ કે, સ્કૂલ અને કૉલેજનું શિક્ષણ એ કાંઇ આદર્શ શિક્ષણ નથી. જે શિક્ષણના પરિણામે માનસિક શક્તિ ખીલે, દૈહિક શક્તિની ઉન્નતિ થાય, સાંસારિક અને સામાજિક ગુંચવણો ઉકેલી શકાય એજ ખરું શિક્ષણ છે. એ શિક્ષણ કેવળ પુસ્તકોના વાંચનથી મેળવી શકાતું નથી. એ શિક્ષણ માટે ઘરમાં તથા વિદ્યાલયમાં અભ્યાસ કરવો જોઇએ, ઉપયુક્ત ગુરુ પાસે ઉપદેશ લેવો જોઇએ તથા કઠોર એકાંતમાં તપસ્યાથી આત્મશક્તિનો વિકાસ કરી સાધનાને માર્ગે અગ્રેસર થવું જોઇએ. એમ કરવાથી દેહ, મન અને ચિત્તવૃત્તિનો વિકાસ થાય છે. આવું શિક્ષણ ઇંગ્રેજો આપણા દેશમાં આપતા નથી. સમાજની સ્થિતિ શબ જેવી હોઇ તે પણ આવું શિક્ષણ આપી શકતો નથી. પહેલાં જે શિક્ષણ આપણા દેશની પાઠશાળાઓમાં મળી શકતું હતું એ જાતીય શિક્ષણ હતું. જાતિના પ્રયત્ન સિવાય, સમષ્ટિની એકપ્રાણતા સિવાય દેશનાં સંતાનોને યથાર્થ શિક્ષણ મળી શકે એવો સંભવ નથી. જગતની અંદર આજ સુધીમાં જે શિક્ષાકેન્દ્રો શ્રેષ્ઠ થયાં છે એ સઘળા જાતીય પ્રયત્નોના પરિણામે જ થયાં છે—ગવર્નમેન્ટની અનુકૂળતાથી થયાં નથી.

ઇંગ્લેન્ડ અને અમેરિકામાં એક યુગ પૂર્વેથી શિક્ષણના વિષયમાં જે યુગાંતર થયો છે તેની ગંધ સુદ્ધાં આપણા દેશમાં નથી. કારણ કે આપણો દેશ (ભારતવર્ષ) કુંભકર્ણના દેશ (લંકા)નો પાડોશી છે. પાશ્ચાત્ય જગતમાં સર્વ સ્થળે શિક્ષણને સંસાર તથા સમાજની સગવડ સાચવી શકાય એવી રીતે ઉપયોગી કરી લેવામાં

આવે છે. એ શિક્ષણથી ચિત્તને કદાચ બાજૂએ મૂકીએ તો પણ દેહનો અને મનનો વિકાસ અવશ્ય થાય છે-તેઓ ઘણા અંશે મનુષ્યત્વ મેળવી શકે છે. આ દેશના શિક્ષણના ફળથી દેહ પંગુ થાય છે, સ્વાભાવિક માનસિક વૃત્તિનો લોપ થઇ યંત્રની માફક ચિત્ત ચાલે છે. એ સંબંધી બધો દોષ કેવળ શિક્ષણનો જ છે એમ કહી શકાતું નથી. શિક્ષણ પદ્ધતિમાં દોષ હોવા ઉપરાંત ઘરમાં વડિલો તરફથી જે શિક્ષણ મળવું જોઇએ તે ભાગ્યે જ મળે છે. પ્રત્યેક સમાજ અને ગૃહસ્થ શિક્ષણ આપી ચરિત્રની ઉન્નતિ સાધવા બંધાયલો છે. સમાજ અને ગૃહસ્થ આજકાલ પોતાનું એ કર્ત્તવ્ય પાળવા વિમુખ છે. આમ હોવાથી જ શિક્ષણ ચમત્કારિક ફળ આપે છે! આપણે શિક્ષણ માટે ટેક્ષ આપીએ છીએ તથા શિક્ષક માટે પગાર આપીએ છીએ; પરંતુ વ્યષ્ટિ તથા સમષ્ટિભાવથી શિક્ષણ આપવાની આપણી ગંભીર જવાબદારી આપણે ભૂલી જવી જોઇએ નહિ.

વર્ત્તમાનકાળમાં પુરુષોને જે આદર્શથી શિક્ષણ આપવામાં આવે છે એ જ આદર્શ સ્ત્રી શિક્ષણનો છે. એ શિક્ષણ સર્વાંશે પુસ્તકીઆ હોઇ વિદેશી રીત-રીવાજ અનુસાર, સમાજની સાથે કાંઇક અંશે વિદ્રોહાચરણ આચરીને આપવામાં આવે છે. વિદ્યા-શિક્ષણની સાથે પોતાના તરફ, સ્વદેશ તરફ, પોતાના સમાજ તરફ, પોતાની ભાષા તરફ તથા શિક્ષણ તરફ શ્રદ્ધાનો ઘણો વિશેષ સંબંધ છે. શિક્ષણ સમાજ તથા કાળને અનુકૂળ થવું જોઇએ. સમાજનો સંસ્કાર એક વસ્તુ છે અને સમાજદ્રોહ વિરુદ્ધ વસ્તુ છે. આપણા સમાજમાં આચારની આવર્જના અને વિટંબના ઘણી વધારે છે. એ આવર્જનાનો તિરસ્કાર કરી દૂર ઉભાં રહી વ્યંગ તેમજ વિદ્રુપબાણો ફેંકીએ એ ઇષ્ટ નથી. પોતાના ચરિત્રબળ સાથે વિદ્યાનું

બળ મળતાં-સહાનુભૂતિથી ઉભયનો પ્રયોગ કરતાં એ આવર્જના ધીમે ધીમે દૂર થઇ જશે. જે સ્ત્રી વર્તમાનકાળનું શિક્ષણ મેળવે છે તે તેના સમાજ તરફ, અશિક્ષિતા બ્હેનો તરફ, સ્વદેશી ભાષા અને રીત-રીવાજો તરફ તિરસ્કાર ભાવથી જોતાં શીખે છે. ધર્મ અને આત્મમર્યાદાનો ચાલૂ શિક્ષણમાં અભાવ હોવાથી જ એવું પરિણામ આવતું હશે કે ?

ગમે તે કારણો અને દોષથી વર્તમાન શિક્ષણપદ્ધતિ વિડંબિત હોય; પણ એટલું તો ચોક્કસ છે કે, હમણાંની પદ્ધતિ પ્રમાણે શિક્ષણ મળવાથી રમણીઓને લાભ થવાનો સંભવ ઘણો થોડો છે.

હવે આપણા દેશની સ્થિતિ તથા અભાવનો વિચાર કરી જોઇએ. આપણા દેશમાં અવરોધપ્રથા પ્રચલિત છે. સુધારક પક્ષ બાદ કરતાં આપણા દેશની ઉચ્ચ ગણાતી જાતિઓમાં વિધવાઓનો પુનર્વિવાહ થતો નથી. આપણા દેશમાં લોકાચાર અને સામાજિક સંસ્કાર ઘણા પ્રબળ છે.

સકળ દેશમાં અને સકળ સભ્ય સમાજમાં સ્ત્રીઓનું સ્થાન ઉચ્ચ છે. સકળ સમાજોમાં સ્ત્રીજાતિ પુરુષનું બળ, બુદ્ધિ અને ભરોંસો છે; આપણા દેશમાં સ્ત્રીઓ પુરુષોની સંપત્તિ છે. ગમે તે દેશમાં ગમે તેમ હો; પરંતુ સ્ત્રીઓ તે સ્ત્રીઓ જ છે. પુરુષનાં સકળ કાર્યોમાં સ્ત્રીને નિયુક્ત કરી શકાય તેમ નથી. મ્હારું એવું કહેવું નથી કે, સ્ત્રીને પુરુષનાં કાર્ય સોંપવામાં આવતાં તે એ કાર્યો કરવા અશક્ત નિવડશે. કહેવાનું તાત્પર્ય એ છે કે, બહુ જન્મના જે સંસ્કારોથી સ્ત્રીઓ ઘડાઇ છે એ સંસ્કારોનો નાશ કરવાથી શો લાભ છે? રમણી તથા પુરુષના દેહની અંદર કેટલાક એવાં યંત્રો ( enbocriue

glands) કે જેને લીધે પરસ્પરમાં ધાતુગત પાર્થક્ય સ્વાભાવિક રીતે જ હોય છે. પ્રકૃતિની વિરુદ્ધ કોઇ પણ કાર્ય કરવામાં આવે છે તો પ્રકૃતિ તેનો બદલો જરૂર લે છે. તેના તરફથી કોઇને પણ ક્ષમા મળતી નથી.

હવે સ્ત્રીશિક્ષણ કેવી રીતે આપવું એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. ઉત્તરમાં કહેવાનું કે (૧) સ્ત્રીજાતિની શારીરિક ઉન્નતિ, (૨) માતૃત્વનો વિકાસ, (૩) ગૃહિણીપણાની દક્ષતા તથા (૪) સાધારણ જ્ઞાનોન્નતિ—આટલી દિશાઓમાં સ્ત્રીશિક્ષણની વ્યવસ્થા કરવી જોઇએ.

સ્વાસ્થ્યશિક્ષણ—રમણી હોય યા પુરુષ હોય—હરેકને માટે સ્વાસ્થ્યની અત્યંત અગત્ય છે. નીચામાં નીચા વર્ગથી શરુ કરી ઉંચામાં ઉંચા વર્ગ સુધી દેહતત્વનું શિક્ષણ યથાક્રમે આપવાની આવશ્યકતા છે. આરંભમાં તો આ વિષયનું શિક્ષણ આપવા માટે ચિકિત્સકોને બોલાવવા પડશે તથા એ સંબંધીનું ખરચ પણ ઉપાડી લેવું પડશે.

સ્વાસ્થ્યશિક્ષણની સાથે સાથે વ્યાયામ ચર્ચાની પણ વ્યવસ્થા કરવી જોઇએ. પાણી ભરવું, રસોઇ બનાવી પીરસવું, ભરતગુંથણનું જ્ઞાન મેળવવું, તરતાં શીખવું વગેરેથી શરીરની સારી ઉન્નતિ થઇ શકે છે. જેઓ એમ માને છે કે, વ્યાયામ કરવાથી રમણીના દેહની કમનીયતા ચાલી જાય છે તેઓ ભ્રાન્ત છે. નિયમિત વ્યાયામથી અંગસૌંદર્ય વૃદ્ધિંગત થાય છે, શરીરની ચામડી સુંવાળી થાય છે, ખોટી મેદવૃદ્ધિ થતી નથી તથા સર્વ પ્રકારનું લાવણ્ય ખીલી નીકળે છે. ઇશ્વરે કાંઇ કેવળ પુરુષોના જ ઉપયોગ માટે આકાશ અને વાયુ બનાવ્યાં નથી, ઇશ્વરે કાંઇ એકલા પુરુષના જ શરીરમાં માંસપેશીઓ ઉત્પન્ન કરી નથી. તેણે તો પુરુષ અને સ્ત્રી—ઉભયને માટે સમાન

નિયમની યોજના કરી છે. આજકાલ જોવામાં આવે છે કે, નિરુદ્યમી વિલાસિની સ્ત્રીઓને જ પ્રસવ વખતે કષ્ટ વેઠવું પડે છે ત્યારે કૂલી રમણીઓ ઘણી સહેલાઇથી સંતાનને જન્મ આપે છે. એનું કારણ નિત્યના પરિશ્રમ સિવાય બીજું કાંઇ જ નથી. શિક્ષણની શરુઆતમાં જ દેહનું રક્ષણ કરવાનુ શિક્ષણ મેળવવું જોઇએ-એ સિવાય બીજું સઘળું શિક્ષણ નિરર્થક છે. હિંદુ રમણીઓને વ્યાયામનું શિક્ષણ આપતા લજ્જા અનુભવવી એ જાણી જોઇને આત્મઘાત કરવા જેવું છે.

સ્ત્રીશિક્ષણનો દ્વિતીય વિષય—માતૃત્વ છે. પોતાના દેહના બંધારણનું તથા તેના વિશેષત્વનું જ્ઞાન હરેક સ્ત્રીને હોવું જોઇએ. જનની થયા પછી પોતાનું શું કર્ત્તવ્ય છે એ પ્રત્યેક સ્ત્રીએ જાણવું જોઇએ. કેવળ સંતાનને ગર્ભમાં ધારણ કરી, તેને જન્મ આપી ગમે તે રીતે મ્હોટું કરવાથી સ્ત્રીના કર્ત્તવ્યની સમાપ્તિ થતી નથી. શું ખાવાથી, શું પહેરવાથી તથા કેવી રીતે વર્તવાથી ગર્ભમાંના સંતાનનું કલ્યાણ થાય તેમ છે, ગર્ભાવસ્થામાં શું કરવું જોઇએ તથા કેવાં લક્ષણો જોવામાં આવતાં અમંગળથી સાવધાન થવું જોઇએ એ સઘળું સ્ત્રીજાતિએ સમજવું જોઇએ. શિશુના દૈહિક બંધારણનું વિશેષત્વ શું છે તથા તેના દેહના કાર્યનું પાર્થક્ય ક્યાં છે, તેને કયી ઉમ્મરે કેટલા પ્રમાણમાં કયો ખોરાક આપવો, તેને કપડાંલત્તાં કેવી રીતે પહેરાવવાં, તેની નિદ્રા અને મળત્યાગ કેવી રીતે થવાં જોઇએ, શિશુના રુદનનો અર્થ ક્યારે શું સૂચવે છે, તેને દાંત આવે ત્યારે કેવી સાવધાનતા રાખવી જોઇએ એ સર્વ વાતનું સ્ત્રીજાતિને સંપૂર્ણ જ્ઞાન હોવું જોઇએ, આપણા દેશમાં કેટલીક ખોટી માન્યતાઓ તથા આચાર છે તે લક્ષ્યમાં રાખી તેનાથી થતું અહિત સમજવું જોઇએ.

સુવાવડ માટેનું સ્થાન કેવું હોવું જોઇએ, પ્રસવ થયા પછી બ્રૅન્ડી, પોર્ટવાઇન કે વાઇનોનાનું સેવન કરવાથી શું નુકસાન થાય છે, ગર્ભાવસ્થામાં જ્વર લાગુ પડતાં શું કરવું જોઇએ વગેરે સર્વ વિષયોનું શિક્ષણ પ્રત્યેક સ્ત્રીએ મેળવવું જોઇએ.

રમણીજાતિના શિક્ષણનો તૃતીય વિષય—ઉત્તમ ગૃહિણીપણું છે. એ શિક્ષણ પુસ્તકોના વાંચનથી મળી શકતું નથી. એ શિક્ષણ એવા ઉદ્દેશથી સ્થપાયલા વિદ્યાલયમાં અથવા ગૃહસ્થના સંસારમાંથી મળી શકે છે. કુશળ ગૃહિણીની દેખરેખ નીચે ગૃહસ્થના સંસારમાં એ શિક્ષણ ઉત્તમ પ્રકારે મળી શકે છે. સુગૃહિણીએ એક તરફથી વ્યાપકતા, સહાનુભૂતિ તથા સ્થિર લક્ષ્ય રાખવું જોઇએ તથા બીજી તરફથી તેણે ચૈતન્યમયી, જ્ઞાનમયી અને પ્રાણમયી રહેવું જોઇએ. સંસારનાં સરસામાનની સુયોગ્ય વ્યવસ્થા રાખવી જોઇએ. એક તરફથી સંસારમાં દ્રવ્ય એકઠું કરવું જોઇએ તેવી જ રીતે બીજી તરફથી અતિથિ આશ્રિત માટે યોગ્ય ખરચ કરવું જોઇએ, કલહ કંકાસનો નાશ કરવો જોઇએ, સહુને સ્નેહના શાસનથી વશ રાખવાં જોઇએ. રોગમાં સેવા, વિપદમાં સહાય દુઃખમાં સાંત્વના આપવા તત્પર રહેવું જોઇએ. સહુના તરફ સમદૃષ્ટિ રાખવી જોઇએ. ન્હાની ઉમ્મરનાં બાળકોના ખોરાક પોષાક, સ્વાસ્થ્ય, શિક્ષણ અને ચારિત્ર્ય ઉપર સૂક્ષ્મ દેખરેખ રાખવી જોઇએ, દાસ દાસીઓનું આત્મીય માણસોની માફક જ પાલન કરવું જોઇએ, પાડોશીઓ સાથે સદ્ભાવ રાખવો જોઇએ, ગૃહપાલિત જીવજંતુની સેવા પોતાને હાથે કરવી જોઇએ, સંસારની આવકજાવકનો હિસાબ રાખવો જોઇએ, ઘર તથા આંગણું સ્વચ્છ રાખવાં જોઇએ; તે સાથે ગૃહિણીએ વ્યવહારકુશળ રહેવું જોઇએ. આ સઘળાં કર્તવ્યોને સારી રીતે સંપન્ન કરનાર સ્ત્રી આદર્શ ગૃહિણી તરીકે ઓળખાય છે.

સ્ત્રીજાતિના શિક્ષણનો ચતુર્થ વિષય—પુસ્તકજ્ઞાન છે. ભૂગોળનું, દેશના ઇતિહાસનું, સાહિત્ય તથા ગણિતનું, પદાર્થવિજ્ઞાનનું તથા સમાજતત્વનું સામાન્ય જ્ઞાન હરેક સ્ત્રીએ મેળવવું જોઇએ. પરંતુ તે સાથે ભરતગુંથણનું, સંગીતવિદ્યાનું અને રસોઇ બનાવવાનું જ્ઞાન પ્રથમ હોવાની જરૂર છે. એ જ્ઞાન સિવાય બીજુ બધું જ્ઞાન નિરર્થક છે.

આપણા દેશમાં વિદ્યાશિક્ષણનો પ્રચાર જેમ જેમ વધતો જશે તેમ તેમ હરેક વિષયની ઉન્નતિ જોવામાં આવશે; છતાં એટલું અવશ્ય સ્મરણમાં રાખવાનું છે કે, ધર્મજ્ઞાન સિવાયનું શિક્ષણ સર્વથા નિરુપયોગી છે. શિક્ષણક્રમમાં ધર્મનું સ્થાન અવશ્ય હોવું જોઇએ. સઘળી જુની પુરાણી વસ્તુઓને વિદાય કરી દઇ આપણે હરેક વિષયમાં પાશ્ચાત્યપ્રથાનું અનુકરણ કરીએ એ ઇષ્ટ કિંવા ઉચિત નથી.”

ઉપરોક્ત લેખ તપાસી રહ્યા પછી વખત થઇ ગયેલો હોવાથી જ્યોત્સ્ના રસોઇ કરવા માટે રંધનગૃહમાં ગઇ.

---

## પ્રકરણ ૯ મું.

---

### નવીન યુક્તિ.

ઉન્માદગ્રસ્ત બની ગયેલા કાન્તિપ્રસાદને સાણંદ લઇ જવાનું સલામતી ભર્યું નહોતું એ વાત વિહારીપ્રસાદ સારી રીતે જાણતો હતો. સી૦ આઇ૦ ડી૦ ના અમલદારો સાણંદમાં પણ કાન્તિપ્રસાદની તપાસ કર્યા સિવાય રહેશે નહિ એમ તેને ખાત્રી હતી. બીજી તરફથી કાન્તિપ્રસાદની સ્થિતિ એવી હતી

કે, તેને બીજા કોઇ અજાણ્યા જોખમ ભરેલા સ્થળે લઈ જવો એ વિશેષ જોખમ ભરેલું હતું. સઘળી પરિસ્થિતિનો પ્રથમથી વિચાર કરી લઈ વિહારીપ્રસાદ કાન્તિપ્રસાદને બારોબાર અમદાવાદ લઇ ગયો તથા તેણે પોતાના એક અંગત વિશ્વાસપાત્ર સ્નેહીને ત્યાં કનિષ્ઠ બંધુને એકાંતમાં રાખવાની ગોઠવણ કરી.

વિહારીપ્રસાદનો એ સ્નેહી વકીલ હોઈ મુખ્યત્વે કરીને તે ફોજદારી ગુન્હાઓના કેસ જ પોતાના હાથમાં લેતો હતો. તે વકીલ હોવા છતાં તેનું હૃદય ઘણું દયાળુ હતું. પોતાના મિત્ર વિહારીપ્રસાદને મુખે કાન્તિપ્રસાદ ઉપર આવી પડેલી સઘળી આફતની વાત સાંભળી થોડા સમય સુધી સ્વગત કાંઇ વિચાર કરી તેણે કહ્યું:—"મ્હારી માન્યતા એવી છે કે, કેસની સંપૂર્ણ તપાસ ન થઇ જાય ત્યાં સુધી કાન્તિપ્રસાદ ઉન્માદ હાલતમાં રહે એ જ આપણે માટે હિતકર્તા છે. તે સાથે જો સાક્ષીઓના પૂરાવા અને પ્રમાણોથી એમ સાબિત કરી શકાય કે, ખૂન થયું તે દિવસે કાન્તિપ્રસાદ મુંબાઇમાં હાજર નહોતા તો તેમના ઉપર આરોપ આવે નહિ. એવું સાબિત કરવાથી રમાસુંદરી કદાચ ગુન્હેગાર તરીકે સપડાય એ બનવા જેવું છે; પરંતુ તેથી આપણે આપણા બચાવનો પ્રયત્ન કરવામાં શિથિલતા રાખવી જોઇએ નહિ. વળી આ કાર્ય જો એક ડૉક્ટરને આપણા હાથમાં લેવામાં આવે તો જ બની શકે એવું છે. ડૉક્ટરનું સર્ટિફિકેટ પ્રથમ રજૂ કરવાની જરૂર પડશે તથા કાન્તિપ્રસાદ ખૂન થયું તે પહેલાં આઠ દિવસથી એ ડૉક્ટરની સારવારમાં હતા તથા તેમને ચિત્તભ્રમનો વ્યાધિ લાગૂ પડયો હતો એમ ડૉક્ટરની જુબાનીથી સાબિત કરવું પડશે. આ કાર્ય કરવા માટે બેએક હજાર જેટલી રકમ ડૉક્ટરને આપવી પડશે."

વિહારીપ્રસાદે કહ્યું:—"ભાઇ! તમે સલાહ આપો તે પ્રમાણે વર્તવાને હું તૈયાર છું. મ્હારી પાસેની સઘળી મિલકત ખરચતાં પણ જો કાન્તિપ્રસાદનું રક્ષણ થતું હોય તો તેમ કરવા હું રાજી છું."

વિહારીપ્રસાદના મિત્ર કેશવલાલે કહ્યું:—"ડૉક્ટર સંબંધીની વ્યવસ્થા નક્કી કર્યા પછી તરત જ આપણે કાન્તિપ્રસાદ નિર્દોષ હોઇ તેઓ અમુક વખતથી અમુક સ્થળે અમુક ડૉક્ટરની સારવારમાં છે તથા તેમના ઉપરનો પોલિસનો સંદેહ અમૂલક છે એમ આપણે પોલિસખાતાને લખી જણાવવું પડશે. તેઓ એ ખબર મળતાં અત્રે ઉપસ્થિત થશે તથા કાન્તિપ્રસાદને કદાચ જામીન ઉપર નહિ છોડતાં પોતાની સાથે લઇ જઇ સરકારી ડૉક્ટરની સારવારમાં રાખશે; પરંતુ હમણાંની કાન્તિપ્રસાદની સ્થિતિ એવી છે કે, તેમની જબાનીને પોલિસખાતાથી ઉપયોગમાં લઇ શકાશે નહિ."

બીજી કેટલીક વાતચિત થયા પછી ડૉક્ટર સંબંધીની આવશ્યકીય વ્યવસ્થા કરવાનું કામ કેશવલાલને સોંપી સ્હાંજે પરત આવવાનું કહી વિહારીપ્રસાદ સાણંદ ચાલ્યો ગયો.

તે ઘેર જઇ દિવાનખાનામાં બેઠો ત્યારે બીજું કોઇ ત્યાં હાજર નહોતું. એ એકાન્તમાં મધુ તેની પાસે ઉપસ્થિત થઇ. તે બીચારી એક પણ અક્ષર ઉચ્ચારી શકી નહિ. તેની આંખોમાંથી ચોધાર આસુઓનો પ્રવાહ વહેવા લાગ્યો. વખત વિચારી વિહારીપ્રસાદે કહ્યું:—"ભાભી, આમ આક્રંદ ન કરો. આવા અણીને વખતે તમે સમયસૂચકતા વાપરી અત્રે આવ્યાં છો એ એક રીતે બહુ સારું કામ કર્યું છે. મ્હારા ભાઇની ફિકર ચિંતા કરશો નહિ. તેઓ ચોક્કસ સ્થળે સહિસલામત છે. તેમના ઉપર આવેલો આરોપ કેવી રીતે દૂર કરવો એ સંબંધીની ખટપટ કરવામાં જ હું રોકાયલો

છું. આવી પડેલા દુઃખથી ગભરાઇ નહિ જતાં વિચારશીલ વ્યક્તિએ સાવધાનતા અને સમયસૂચકતાથી દુઃખને દૂર કરવાનો યત્ન આદરવો જોઇએ."

મહામુશ્કેલીએ આત્મસંવરણ કરી પહેરેલા વસ્ત્રના પાલવથી અશ્રુમાર્જન કરતાં કરતાં મધુએ કહ્યું:—"ન્હાનાભાઇ! એક વખત તમે મ્હને તેમની પાસે લઈ જાઓ. તેમને જોયા સિવાય મ્હારો અંતરાત્મા શાન્તિ ધારણ કરી શકે તેમ નથી."

વિહારીપ્રસાદે ગંભીરભાવથી કહ્યું:—"આમ અધીરાં બની જશો તો પાછળથી કદાચ સહુને પશ્ચાત્તાપ કરવો પડશે. મ્હારા ભાઇ નિર્વિઘ્ને સંકટમુક્ત થાય એવી યોજના કરવામાં આવે છે. વડિલભાઇ એ પિતાતુલ્ય છે. હું મ્હારા પ્રાણનો પણ ભોગ આપી તેમને બચાવવામાં પાછી પ્હાની નહિ કરું."

આવી રીતે અનેક પ્રકારે વિહારીપ્રસાદે મધુનું સાંત્વન કર્યું. તેણે એ પ્રકાર સંબંધી કોઇની સાથે કાંઇ વાતચિત નહિ કરવાની સહુને ગુપ્ત રીતે સુચના આપી દીધી. આમ છતાં કાન્તિપ્રસાદના ઉન્માદગ્રસ્ત થયાની વાત તેણે કોઇને કહી નહિ.

સંધ્યાકાળે પાછો વિહારીપ્રસાદ અમદાવાદ આવ્યો. કેશવલાલે એક ડૉકટરની સાથે મળી સઘળો બંદોબસ્ત કરી નાખ્યો હતો. એ ડૉક્ટરે કાન્તિપ્રસાદની સ્થિતિ તપાસી એમ કહ્યું હતું કે, "મન ઉપર સખ્ત આઘાત થવાથી આ ઉન્માદરોગ લાગુ પડયો છે. આવી સ્થિતિમાં આપણે જામીન આપી સહેલાઇથી એમને આપણી દેખરેખમાં રાખી શકીશું."

સર્વ પ્રકારનો પ્રાથમિક બંદોબસ્ત થઇ ગયા પછી મુંબાઇ પોલિસ કમીશનરને ખબર મોકલવામાં આવી. એ અરજીમાં નિમ્નલિખિત હકીકત લખવામાં આવી:—

"મહેરબાન સાહેબ !

× × × દિવસે મુંબાઇ શહેરમાં મિ૦ મનમોહન બૅરિસ્ટરના બંગલામાં એક યુવકનું ખૂન થવાની હકીકત વર્ત્તમાનપત્રોમાં વાંચી અમે ઘણા દિલગીર થયા છીએ તથા બૅરિસ્ટર સાહેબના જમાઇ મિ૦ કાન્તિપ્રસાદ ખૂની હોવાનો જે સંદેહ પોલિસના અંતરમાં ઉપજ્યો છે તે તદ્દન ખોટો છે એમ જણાવવાની અમને ફર્જ પડે છે. ખૂન થયું તેના પંદર દિવસ અગાઉથી કાન્તિપ્રસાદની તબિયત બીમાર રહેતી હતી તેથી ખૂન થતાં અગાઉ આઠ દિવસથી અમદાવાદ આવેલા હોઈ તેઓ ત્યારથી અમદાવાદમાં * * * ડૉક્ટરની સારવારમાં છે તથા એ સંબંધીનું ડૉક્ટર સાહેબનું સર્ટિફિકેટ આ સાથે આપના તરફ મોકલવામાં આવે છે. કાન્તિપ્રસાદને વીસ દિવસથી—ખૂન થયું તે પહેલાંથી ઉન્માદ રોગ લાગુ પડ્યો છે તથા ખૂન થયું તે અરસામાં તેઓ મુંબાઇમાં હાજર નહોતા. આ સઘળી વસ્તુસ્થિતિનો વિચાર કરી જોતાં ખૂનના વિષયમાં તેઓ સર્વાંશે નિર્દોષ છે એમ આપ સહેલાઇથી સમજી શકશો. એક ગૃહસ્થ માણસને અન્યાય ન મળે તથા તેના ઉપર ખોટો આરોપ ન આવે એ હેતુથી આ સ્પષ્ટ ખુલાસો કરવો પડ્યો છે.

લિ.

આપનો નમ્ર સેવક,

વિહારીપ્રસાદ જગદીશપ્રસાદ દેસાઇ

C/o કેશવલાલ ચુનીલાલ મ્હેતા

વકીલ, હાઇકોર્ટ–અમદાવાદ."

પત્ર મળતાંની સાથે જ મુંબાઇથી પોલિસખાતાનો અમલદાર અમુક માણસો સાથે અમદાવાદ આવ્યો તથા કાન્તિપ્રસાદની જુબાની

લઇ શકાય તેમ નથી એવી સ્થિતિ જોવામાં આવતાં વિહારીપ્રસાદની, ડૉક્ટરની અને વકીલ કેશવલાલની જુબાની તેણે નોંધી લીધી. પચીસહજારના જામીન ઉપર કાન્તિપ્રસાદને છૂટો રાખવામાં આવ્યો.

પોલિસને એટલી તો ખાત્રી હતી, કે નલિનીકાન્તનું ખૂન કાન્તિપ્રસાદ અગર તો રમાસુંદરી એ બેમાંથી એક જણે કરેલું હોવું જોઇએ તેથી એ સંદેહને વશ થઇ હવે જો રમાસુંદરીને સ્વતંત્ર રાખવામાં આવશે તો કેસ લુલો થઇ જશે એમ ધારી પોલિસે રમાસુંદરીને ગિરફતાર કરી. મનમોહન બૅરિસ્ટરે પુત્રીને જામીન ઉપર છોડાવવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ તેમાં તેમને સફળતા મળી નહિ.

---

## પ્રકરણ ૧૦ મું.

### પતિપત્નીનું પુનર્મિલન.

બીજું એક અઠવાડીઉં વીતી ગયું. જે ડૉક્ટરે કાન્તિપ્રસાદ પોતાની સારવારમાં છે એવું સર્ટિફિકેટ આપ્યું હતું તેઓ કાન્તિપ્રસાદને ઔષધાદિ આપી હમ્મેશાં બે વખત તેની ખબર જોઇ જતા હતા. ધીમે ધીમે રોગીનો બકવાદ ઓછો થતો હતો તથા તે ગંભીર ચિંતામાં પડી ગયો હોય એવી રીતે શૂન્યદૃષ્ટિથી ઘણોખરો વખત બિછાનામાં પડી રહેતો હતો. ભૂતકાળના જીવનના સઘળા પ્રસંગો જાણે કે તે ભૂલી ગયો હોય એવો તેના મુખદર્શન ઉપરથી ભાસ થતો હતો. ડૉક્ટરે કરેલી સૂચના

પ્રમાણે કોઇ પણ પરિચિત માણસ વિશેષ સમય સુધી કાન્તિપ્રસાદ પાસે બેસતું નહોતું. વળી વિચાર કરી જોતાં પાછળથી વકીલ કેશવલાલનો વિચાર પણ બદલાયો હતો તથા કાન્તિપ્રસાદ તેની તપાસ ચાલૂ થતાં પહેલાં જો શુદ્ધિમાં આવી જાય-તેનો ઉન્માદ દૂર થઇ જાય તો જુબાની કેવી રીતે આપવી એ સમજાવવાનું કામ સરળ થઇ જાય એમ વિચારી ડૉક્ટરને એ સંબંધી યથોચિત સૂચના આપતા હતા. વિહારીપ્રસાદ કેશવલાલને ત્યાં જ રહેતો હોવા છતાં અત્યંત અગત્યના કાર્ય સિવાય અગર તો ડૉક્ટરની રજા લીધા સિવાય કાન્તિપ્રસાદ પાસે હાજર થતો નહોતો. મુંબાઇમાં પોલિસે રમાસુંદરીને ગિરફતાર કરેલી હતી એ હકીકત પણ સહુના જાણુવામાં આવી ગઇ હતી.

કાન્તિપ્રસાદ બીમાર હાલતમાં ઘણોખરો વખત પોતાના મુખમાંથી મધુના નામનો ઉચ્ચાર કરતો હોવાથી તથા એ સાધ્વી રમણી તેની સહધર્મિણી થાય છે એવું જાણી ડૉક્ટરે કેશવલાલ તથા વિહારીપ્રસાદને આજે સ્હવારે એમ કહ્યું હતું કે, "જેવી રીતે આવો ઉન્માદનો રોગ એકાએક લાગૂ પડે છે તેવી જ રીતે જો રોગીને તેનું ઇચ્છિત પાત્ર મળી આવે છે તો તેનો રોગ એકાએક દૂર પણ થઇ જાય છે. આ રોગ ઉપર દવા કરતાં માનસિક શાન્તિ અને આરામની ઘણી સારી અસર થાય છે. મધુબ્હેન જો અત્રે આવી રોગીના આત્મા તથા મનને આઘાત પહોંચે એવો શોકભાવ નહિ દર્શાવતાં શાન્તિ ધારણ કરી તેના સહવાસમાં રહેશે તો તેથી કદાચ રોગ દૂર થઇ જશે. આ સૂચના અનુસાર વર્તવું આપને યોગ્ય લાગે તો વર્તજો."

ડૉક્ટરની આવી સૂચના મળતાં પોતાના સ્નેહી કેશવલાલની

સંમતિ લઇ વિહારીપ્રસાદ મધુને અમદાવાદ તેડી લાવવા માટે સાણંદ ગયો. ઘેર જઇ તેણે એકાન્તમાં મધુની મુલાકાત લઇ કહ્યું:–"ભાભી, આજે હું તમને મ્હારા ભાઇ પાસે લઇ જવાને આવ્યો છું!"

આ વાક્ય સાંભળવામાં આવતાં મધુની સઘળી ચિંતા ક્ષણ કાળ માટે દૂર થઇ ગઇ. તેણે કહ્યું:–" તેમનું શરીર સારું છે ને?"

અંતરના ઊંડાણમાંથી એક ગાઢ નિઃશ્વાસ મૂકી વિહારીપ્રસાદે કહ્યું:–" ભાભી, તમે સમજુ છો. હવે કોઇ પણ વાત તમારાથી છુપાવી રાખવી એ મ્હને વ્યાજબી લાગતું નથી."

અમંગળની આશંકાની હૃદયવિદારક વેદના મધુએ અનુભવી. તેણે સંદેહને વશ થઇ કહ્યું:–" ભાઇ! સંકટપરંપરાથી મ્હારું હૃદય પત્થર જેવું બની ગયું છે. કહો–કહો, કોઇ પણ વાત નહિ છુપાવતાં બધી સાચી વાત મ્હને કહો."

ઉત્તરમાં વિહારીપ્રસાદે વઢવાણના ડાકબંગલાથી આરંભીને આજ સુધીની કાન્તિપ્રસાદ સંબંધીની સઘળી હકીકત મધુને કહી સંભળાવી. પતિને ઉન્માદનો રોગ લાગુ પડયો છે એવું જાણવામાં આવતાં એ સાધ્વી પતિપ્રાણા પ્રેમદાના શોકનો પાર રહ્યો નહિ. તેણે મૌન રુદન કરતાં કરતાં કહ્યું:–" ન્હાના ભાઇ! આ અભાગિનીના ભાગ્યમાં ઇશ્વરે લેશ માત્ર સુખ નિર્માણ કર્યું હોય એમ લાગતું નથી. તેમને થયેલા રોગ માટે ડૉક્ટર શું કહે છે?"

"ડૉક્ટરની સલાહ તથા સૂચના મળ્યા પછી જ હું તમને તેડી જવા માટે અત્રે આવ્યો છું. હજી રોગે અસાધ્ય રૂપ ધારણ કર્યું નથી." આમ કહી વિહારીપ્રસાદે ડૉક્ટરનો અભિપ્રાય મધુને જણાવ્યો.

થોડા સમય સુધી ચુપ રહ્યા પછી મધુએ કહ્યું:–" રોગમાંથી આરામ થશે તો પણ માથા ઉપર બીજું જે સંકટ લટકે છે તેનું શું? ન્હાનાભાઇ! તેમના દોષ જોવા એ મ્હારો ધર્મ નથી; પરંતુ તેમનાં કહેવાતાં સંબંધીઓમાંથી આવા અણીના વખતે કોણ તેમને મદદ કરતા આવ્યું છે?! તેમને આરામ થાય, તેઓ ગુન્હામાંથી બચી જાય અને પછી સન્માર્ગે ચાલી નવજીવન ગુજારે એવી જ મ્હારી ઇચ્છા છે. મ્હને તેમની સેવા સિવાય બીજું કાંઇ જોઇતું નથી. ચાલો, તમારી સલાહ પ્રમાણે જ હું વર્તીશ. મ્હારા વર્તનથી તેમના ચિત્તને વિશેષ દુઃખી થવાનું કારણ હું નહિ જ આપું. વળી મ્હારાં દેરાણી વગેરે અત્રે એકલાં રહે એ મ્હને ઇષ્ટ લાગતું નથી. બધાં સાથે હોઇશું તો સારવાર કરવાની અનુકૂળતા થશે; એટલુંજ નહિ પણ પારકે ઘેર એ વિશેષ દિવસ સૂધી રહે તે પણ ઇચ્છનીય નથી. કેશવલાલભાઇ સાથે તમારો ગાઢ સ્નેહ સંબંધ છે એ હું જાણું છું; પરંતુ તેમને આપણે કેટલા દિવસ સૂધી ભારરૂપ થવું? એ કરતાં તો આપણી સહુની રહેવાની વ્યવસ્થા મ્હારે ઘેર (પિયર) કરીએ એજ ઉત્તમ છે."

મધુની સલાહ પ્રમાણે ઘરનાં બધાં માણસોએ અમદાવાદ જવાનું નક્કી કર્યું તથા તે રાત્રે જ વિહારીપ્રસાદ બધાંને સાથે લઇ અમદાવાદ આવ્યો.

\+ × + +

રાતના દશ વાગ્યા હતા. કાન્તિપ્રસાદ બંગલાને બીજે માળે તેના ઓરડામાં એક બિછાના ઉપર સુઇ રહ્યો હતો. તે ઉન્માદને વશ થઇ આત્મઘાત કરવાનું સાધન ન મેળવી શકે એ માટે પ્રથમથી જ પૂરતી સાવધાનતા રાખવામાં આવી હતી. એ ઓરડાની રસ્તા ઉપર પડતી બધી બારીઓ બંધ હતી. કેશવલાલના બે નોકરો

યથાક્રમે એ ઓરડાના દ્વાર પાસે બેસી રહી કાન્તિપ્રસાદની હિલચાલ ઉપર દેખરેખ રાખતા હતા. ઓરડાના મધ્ય ભાગમાં એક કેરોસિન્ લૅમ્પ સળગતો હતો.

બરાબર આ વખતે વિહારીપ્રસાદ મધુને એ ઓરડાના પ્રવેશ દ્વાર પાસે લઇ આવ્યો તથા અત્યંત મૃદુસ્વરે તેણે કહ્યું:– " ભાભી, હું અહીં બેસું છું. તમે અંદર જાઓ. જો જો, સહજ પણ ભૂલ કરતાં નહિ. "

પત્થર કરતાં પણ વિશેષ કઠિન હૃદય કરી હાથમાં દૂધનું પાત્ર લઇ મધુ કાન્તિપ્રસાદના બિછાના પાસે ગઇ. એ વખતે કાન્તિપ્રસાદ આડે પડખે સૂતેલો હોવાથી મધુના આગમનની તેને ખબર પડી નહિ.

લગભગ દશેક મિનીટ સુધી મધુ સ્થિર ઉભી રહી. પતિનું લેવાઇ ગયેલું શરીર જોઇ તેનું હૃદય ભરાઇ આવ્યું; છતાં મહા મુશિબતે તેણે આત્મસંવરણ કર્યું. દશ મિનીટ પછી દૂધના પાત્રને નીચે મૂકી મધુ કાન્તિપ્રસાદના બિછાના પાસે બેઠી તથા તેણે પતિના મસ્તક ઉપર ધીમેથી હાથ ફેરવ્યો.

સ્પર્શ થતાંની સાથે જ કાન્તિપ્રસાદે પાસું ફેરવ્યું. મધુ નજરે પડતાં તેનાં નયનોએ એક પ્રકારનો અભૂતપૂર્વ ભાવ ધારણ કર્યો; છતાં એ ભાવ વિશેષ સમય સૂધી કાયમ રહી શક્યો નહિ. તે સ્થિર દૃષ્ટિથી મધુના મુખ તરફ જોઇ રહ્યો. પછી તેનાં નેત્રોમાં બે અશ્રુબિંદુ તરી આવ્યાં. મધુએ પહેરેલા વસ્ત્રના પાલવથી એ અશ્રુબિંદુ સ્વચ્છ કરી નાખ્યાં. પછી તેણે પોતાના હાથનો ટેકો આપી પતિને બિછાનામાં બેઠો કર્યો અને ચમચાથી પોતાને હાથે દૂધ પાતાં પાતાં મૃદુસ્વરે તેણે પૂછ્યું:–" મ્હને ઓળખો છો કે ? "

કાન્તિપ્રસાદ આ પ્રશ્ન સાંભળી થોડો સમય ચિંતામગ્ન રહ્યો. પછી તેના મુખ ઉપર હર્ષનો ભાવ પ્રકાશી નીકળ્યો. અલ્પ કાળ માટે તેનો ઉન્માદ દૂર થઇ ગયો. તેણે જડિત કંઠે કહ્યું:-" હા, આટલા દિવસ સૂધી તું ક્યાં હતી ?"

મધુએ કહ્યું:-" એ બધી વાત પછીથી થશે. તમે સાજા થઇ જાઓ. મનમાં કોઇ પણ પ્રકારની ચિંતા કરશો નહિ."

કાન્તિપ્રસાદે કહ્યું:-" મધુ! હું મહાપાપી છું—મ્હેં તને બહુ દુઃખ દીધું છે." આટલું બોલતાંમાં તો તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં.

મધુએ એ અશ્રુજળ સ્વચ્છ કરતાં કરતાં કહ્યું:-" જે કાંઇ થવાનું હતું તે થયું છે. હવે એ સંબંધીની ચિંતા કરી મનને વ્યાકુળ બનાવી દેશો નહિ."

પુનઃ કાન્તિપ્રસાદના મુખ તથા દૃષ્ટિના ભાવમાં પરિવર્ત્તન થવા લાગ્યું. તેનું મન પાછું ઉન્માદગ્રસ્ત બની ગયું. તેણે મધુના હાથમાંના દૂધના પાત્રને હાથથી હડસેલી મૂક્યું. પાત્રમાંનું દૂધ ઢોળાઇ ગયું. ઉન્માદને વશ થઇ તે કહેવા લાગ્યો:-" રાક્ષસી રમાસુંદરિ! હું તને બરાબર ઓળખું છું. તું મ્હને ઝેર પાવા આવી છે, કેમ ?!" આમ કહી ફાટેલી આંખોથી કાન્તિપ્રસાદ મધુના મુખ તરફ જોઇ રહ્યો.

આ વખતે બ્હારથી વિહારીપ્રસાદે સંકેત કર્યો એટલે મધુ પણ ધીમેથી ઉઠી બ્હાર ચાલી ગઇ. પતિની વિચિત્ર હાલત જોઇ તેના શોકનો પાર રહ્યો નહોતો. એ અભાગિની પતિના કલ્યાણની કામનાથી ઇશ્વરનું સ્મરણ કરવા લાગી.



# પ્રકરણ ૧૧ મું.

## કારાગૃહમાં આત્મહત્યા.

વાંચકબંધુઓ જાણી ચુકયા છે કે, પોલિસખાતાએ સંદેહને વશ થઇ રમાસુંદરીને કારાગૃહવાસિની કરી હતી. તેને જામીન ઉપર છોડાવવાના મનમોહન બેરિસ્ટરના સઘળા પ્રયત્ન વૃથા થયા હતા. આમ છતાં રમાસુંદરીને ખોરાક તથા બીજી આવશ્યકીય વસ્તુઓ ઘેરથી મંગાવવાની રજા આપવામા આવેલી હતી.

વિલાસ અને સ્વચ્છંદતામાં ઉછરેલી રમાસુંદરીનું ચંચળ ચિત્ત કારાગૃહવાસિની થયા પછી વિભ્રમિત બની ગયું હતું. પોતાનું શું થશે તથા ઉપસ્થિત થયેલા પ્રસંગનું કેવું પરિણામ આવશે તેની કલ્પના કરતાં તે કંપી ઉઠતી હતી.

રમાસુંદરીને કારાગૃહના જે વૉર્ડમાં રાખવામાં આવી હતી તે વૉર્ડમાં પુરુષ કેદીઓની સંખ્યા બિલ્કુલ નહોતી. એ સ્ત્રીવિભાગમાં સ્ત્રી ગુન્હેગારોને જ રાખવામાં આવેલી હતી. કેટલીક સ્ત્રીઓ કાચી કેદમાં હતી તો કેટલીકના ગુન્હાઓની કોર્ટમાં તપાસ ચાલતી હતી. એ ગુન્હેગાર સ્ત્રીઓમાંની કોઇએ ધણીને ઝેર આપ્યું હતું, કોઇ કૂવે પડી આત્મહત્યા કરવાના પ્રયત્ન માટે પકડાઇ હતી. કોઇ નીચ વર્ગની સ્ત્રી ચોરીના ગુન્હા માટે પકડાઇ હતી તથા કોઇ ઉચ્ચ જાતિની વિધવા નવપ્રસૂત સંતાનને મારી નાખવાના ગુન્હા માટે ગુન્હેગાર તરીકે સપડાઇ હતી.

રમાસુંદરીએ બ્હારના મુકત વાતાવરણમાં અને કારાગૃહના

વાતાવરણમાં આસમાન જમીન જેટલું અંતર જોયું. ઉપર દર્શાવેલી ગુન્હેગાર સ્ત્રીઓની પાસે રહેતાં તેના ગર્વિત મનને ઘણો આઘાત થયો. સુધારક સમાજમાં તેને જે માન મળતું હતું તે આ કારાગૃહ નિવાસથી દૂર થઇ ગયેલું તેને જણાયું. પોતે કદાચ નિરપરાધી તરીકે છૂટીને પુનઃ સમાજમાં પાછી જશે તો પણ સર્વ જનો તેના તરફ તિરસ્કાર યુકત દષ્ટિથીજ જોશે, એવી પોતાના મનની ખાત્રી થતાં તેને જીવન ઉપર ઘણો કંટાળો ઉપજ્યો.

અમે એવી નિષ્ઠુર સ્ત્રીના હૃદયમાં પણ સ્વાભાવિક રીતેજ પોતાના સંતાન તરફ પ્રેમભાવ હોય છે. રમાસુંદરીને પણ પોતાના પુત્રનું આ વખતે સ્મરણ થઇ આવ્યું. તે સ્વગત વિચારવા લાગી:— "હવે હું મુકત થઇશ તોપણ જે કલંક મ્હારા શિરે ચોંટયું છે તે ભુંસાય તેમ નથી જ. એવા તિરસ્કૃત અને નિંદાયુક્ત જીવન કરતાં મૃત્યુ જ સહસ્રધા કલ્યાણજનક છે."

મનુષ્યજીવનમાં પશ્ચાત્તાપના પ્રસંગો વારંવાર ઉપસ્થિત થાય છે; પરંતુ એ પશ્ચાત્તાપનું પ્રમાણ જ્યારે પોતાની ભૂલો સમજવામાં આવે છે ત્યારે ઘણું વધી જાય છે તથા મનુષ્ય એવા પ્રસંગે જીવનથી કંટાળી જાય છે.

રમાસુંદરીને પોતાના ભૂતકાળના સમસ્ત જીવનનું સ્મરણ થઇ આવ્યું. તે સ્વગત કહેવા લાગી:—"હવે હું મ્હારી ભૂલો સ્પષ્ટતાથી જોઇ શકું છું. કાન્તિપ્રસાદ મ્હારા કરતાં વિશેષ સ્વેચ્છાચારી છે, એમ હું કેવી રીતે કહી શકું ? મ્હારા ઉપરના અનુરાગને લીધે તેમણે પોતાની ધર્મપત્નીનો ત્યાગ કરી મ્હારી સાથે સુધારક લગ્ન કર્યું. ન્યાતજાતનાં સામાજિક બંધનો તોડી નાખ્યાં, હું સગર્ભા હાલતમાં છું એમ જાણવા છતાં તે તરફ દુર્લક્ષ્ય કરી તેમણે મ્હને

આશ્રય આપી મ્હારું કલંક છુપાવ્યું. મ્હારે માટે તેમણે આટલો બધો ત્યાગ કરેલો હોવા છતા મ્હેં તેમના તરફ અનુરાગ દર્શાવ્યો નહિ-આંતરિક સ્નેહભાવ તથા સેવાથી તેમને સુખી કરવાનો પ્રયત્ન આદર્યો નહિ તથા હું હરેક રીતે ગુન્હેગાર હોવા છતાં તેમનાં છિદ્રો શોધવા લાગી. આવી પરિસ્થિતિમાં તેઓ મ્હારા ઉપર વિરકત થાય તો તેમાં તેમનો શો વાંક ? અફસોસ, જો મ્હેં તેમના તરફ સ્નેહ-ભાવ રાખી મ્હારું સહચારિણી તરીકેનું કર્તવ્ય બજાવ્યું હોત તો સુખ મેળવવાની લાલસાથી તેઓ સ્વચ્છંદી ન જ બની જાત; તેમને અવળે માર્ગે જવાનાં કારણો મ્હેં જ આપ્યાં છે. ”

હાય! અંધ માનવ! આગ લાગ્યા પછી કૂવો ખોદવા જવાથી શું ફળ? જે પશ્ચાત્તાપ જીવનક્રમના આરંભથી થવાની જરૂર હતી તે પશ્ચાત્તાપ સમસ્ત જીવનની પાયમાલી થયા પછી થાય તેથી શો લાભ? અનેક ઠોકરો ખાવા છતાં અંધ બની અવળે માર્ગે આગળ વધી અધોગતિની ઉંડી ગર્તામાં પડયા પછી ડહાપણ આવે તો તેથી શું સાર્થક ?

અભાગિની રમાસુંદરીની સ્થિતિ પણ એવી જ હતી. તેણે જાણી જોઇ સચ્ચરિત્રા, પતિધર્મપરાયણા મધુના સાંસારિક જીવનમાં દુઃખનો પ્રચંડ જ્વાળામુખી સળગાવ્યો હતો. પારકી મિલકત ઉપર નજર બગાડવાનો તેને ધર્મતઃ શો અધિકાર હતો?

રમાનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. તે કહેવા લાગીઃ— “હવે મૃત્યુ જ મ્હારે માટે ઉત્તમ છે. મ્હારા ગુન્હાઓનું ફળ ભોગવી હું મ્હારું કાળું મુખ આ સંસારમાંથી ચિરકાળ માટે છુપાવી દેવા ઇચ્છું છું; પરંતુ જે બનાવ બન્યો છે તેથી કાન્તિ-પ્રસાદના શિર ઉપર ન્યાયની તલ્વાર લટકી રહી છે. મરતાં મરતાં

પણ હું જો તેમના ઉપર સામાન્ય ઉપકાર કરતી જઇશ તો ઇશ્વરના દરબારમાં મ્હારા તરફ થોડી દયા દર્શાવવામાં આવશે. એ ઉપકારના બદલામાં હું મ્હારા પુત્રને ઉછેરી સચ્ચરિત્રશાળી બનાવવાનું કામ તેમને સોંપી જઇશ. મ્હારા મૃત્યુથી દેવસ્વરૂપિણી મધુબાળા પણ સ્વામીના સંગસુખને મેળવી સુખી થઇ શકશે તથા મ્હારી એકલીના મૃત્યુથી અનેક જીવ સુખી બની શકશે."

રમા સજળનયને આવી ચિંતા કર્યા કરતી હતી એવામાં વૉર્ડર તરીકેનું કામ કરનાર એક સ્ત્રીએ આવી સર્વને પોતપોતાની ઓરડીમાં જવાની આજ્ઞા કરી. બધી બંદિની સ્ત્રીઓ પોત પોતાના નિયત સ્થળે ઉપસ્થિત થઇ એટલે તેમની હાજરી લેવામાં આવી અને સાત વાગેલા હોવાથી તેમને સુઇ જવાની સૂચના આપી તેમની ઓરડીઓ બંધ કરી દેવામાં આવી. કોઇ પણ ઓરડીમાં બત્તીની સગવડતા નહોતી. દરેક ઓરડીને બ્હારથી તાળું વાસી દેવામાં આવ્યું તથા એ સ્થળે ગંભીર નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થયું.

એકાંત મળતાં દુઃખી અનુતપ્ત માનવની ચિંતાનો સ્રોત અવિરામગતિથી આગળ વધે છે. ઓરડી બંધ થતાં પૂર્વે પ્રકાશની અંદર રમાસુંદરીએ જે ચીઠ્ઠી લખી રાખી હતી તે આ પ્રમાણે હતી.

"ન્યાયાધીશ સાહેબ!

મ્હારી જુબાનીમાં પોલિસ સમક્ષ મ્હેં જે લખાવ્યું છે કે, નલિનીકાન્તનું ખૂન કરનાર કાન્તિપ્રસાદ છે એ વાત તદ્દન ખોટી છે. અમુક ગંભીર કારણોને લીધે મ્હેં જ એ ખૂન કરેલું છે તથા સઘળા લોકોની હાજરીમાં કોર્ટની અંદર ગુન્હેગાર ઠરી મ્હારે નીચું જોવું ન પડે એ માટે આત્મહત્યાથી હું મ્હારા જીવનનો અંત લાવું છું.

કાન્તિપ્રસાદ તદ્દન નિર્દોષ હોઇ મ્હારા પુત્રને ઉછેરી મ્હોટો કરવાનું કામ હું મ્હારી છેવટની ઘડીએ તેમને સોંપતી જાઉં છું. મ્હારા દોષો તરફ દુર્લક્ષ્ય કરી તેઓ ઉદારભાવથી મ્હારી આટલી પ્રાર્થના સ્વીકારશે તો નરકમાં પણ મ્હને થોડી શાન્તિ મળશે. વિદાય.

લિ. રમાસુંદરી."

રાતના અગીઆર વાગ્યા સૂધી રમાસુંદરી ચિંતાતુર ચિત્તે બેસી રહી. તેનો આત્મહત્યાનો નિશ્ચય દૃઢ હતો. વળી એ ઓરડીમાં તે એકલી જ હતી. અગીઆર વાગ્યા પછી તેણે પહેરેલા ચણીઆને કાઢી નાખ્યો તથા અંગ ઉપર કેવળ સાડી પહેરી રાખી. લખેલી ચીઠ્ઠીને સાડીના છેડા સાથે બાંધી દીધી. પછી ચણીઆનું રેશમી નાડું નેફામાંથી બ્હાર કાઢી એક ખીંટી સાથે તેણે તેનો એક છેડો બાંધી એ ખીંટી સૂધી પહોચવા માટે તેને બિછાના વગેરેને દિવાલ સાથે ઉચું કરી રાખી તેના ઉપર ઉભું રહેવું પડયું. નાડાના બીજા છેડાનો તેણે ફાંસો બનાવ્યો. પછી પાચ મિનીટ સૂધી ઇશ્વરનું અંતિમ સ્મરણ કરી ફાંસાને ગળામાં નાખી પગની લાતથી નીચેનું બિછાનું ખસેડી નાખ્યું. તત્કાળ ફાસો સંકુચિત થયો તથા આવી રીતે આત્મઘાત કરી અભાગિની રમાસુંદરીએ પોતાના પાપી જીવનનો અંત આણ્યો. કેવું ભયંકર કર્મફળ!

* * * *

બીજે દિવસે સ્હવારની હાજરી લેતી વખતે રમાસુંદરીનો મૃતદેહ મળી આવ્યો. કારાગૃહમાં દોડધામ થઇ રહી. જેલર જેલ સુપ્રિન્ટેન્ડેન્ટ, ડૉક્ટર વગેરે સહુ ખબર મળતાં દોડી આવ્યા. બાતમી મળતાં મનમોહન બૅરિસ્ટર પણ આવી પહોંચ્યો. તપાસ કરતાં શબદેહના વસ્ત્રના છેડેથી પેલો પત્ર મળી આવ્યો. એ પત્ર પોલિસને

આપવામાં આવ્યો. ડૉક્ટરે તપાસને અંતે 'ફાંસો ખાવાથી મરણ નિપજ્યું છે' એવો અભિપ્રાય જાહેર કર્યો. પરવાનગી મેળવી રમાસુંદરીના મૃતદેહને ઘેર લઇ જઇ મનમોહન બૅરિસ્ટરે વિષણ્ણવદને અને સજળનયને તેનો અગ્નિસંસ્કાર કર્યો.

તે દિવસે સ્હાંજે પ્રકટ થનારાં દૈનિક વર્ત્તમાનપત્રોમાં નિમ્નલિખિત આશયની હકીકત પ્રસિદ્ધ થઇઃ—

બૅરિસ્ટર સાહેબના મકાનમાં થયેલા ખૂનનો ભેદ,
કારાગૃહમાં બૅરિસ્ટરની પુત્રી રમાસુંદરીએ કરેલી
આત્મહત્યા અને ગુન્હાનો એકરાર.

અમને મળેલી ખબર પ્રમાણે ગઇ કાલે રાતના કારાગૃહની અંદર આસનકેદમાં રાખવામાં આવેલી બૅરિસ્ટર મનમોહનની પુત્રી રમાસુંદરીએ આત્મહત્યા કરી છે તથા આત્મહત્યા કરતાં પહેલાં તેણે એક પત્ર લખી નલિનીકાન્ત નામના યુવકનું ખૂન પોતે કર્યાનું કબૂલ કર્યું છે. આ હકીકત જાહેરમાં આવવાથી બૅરિસ્ટર સાહેબના જમાઇ મિ. કાન્તિપ્રસાદ નિર્દોષ છે એમ માનવાને સબળ કારણ છે.

## પ્રકરણ ૧૨ મું.

### જામનગરની રતન.

વ્યંકટેશ્વરાચાર્યની સાથે જે સુંદરીઓ પકડાઇ હતી, તેમને જામીન ઉપર છોડવામાં આવી હતી. એમ અમે જણાવી ચુક્યા છીએ. એ સુંદરીઓમાંની તારાસુંદરી તથા નર્મદાના જીવનની ટૂંકી રૂપરેખા અમે પ્રસ્તુત વાર્ત્તાના દ્વિતીય ભાગમાં

આલેખી ચુક્યા હોવાથી અત્રે તેના પુનરુલ્લેખનું પ્રયોજન નથી. તે સિવાય બીજી જે એક અધર્માચારિણી અબળાને જમીન ઉપર છોડવામાં આવી હતી તેના જીવનની સંક્ષિપ્ત રૂપરેખા અત્રે આલેખવાની અમે જરૂર ધારીએ છીએ.

એ પાપી અબળાનું નામ રતન હોઇ આ કથાનક પ્રસંગે તેની ઉમ્મર વીશેક વર્ષની હતી. તે જામનગરમાં ખવાસ કુળની અંદર જન્મી હતી તથા તેનું અસલ નામ રતન હતું, જામનગર, સૌરાષ્ટ્રનું મુખ્ય નગર વિવિધ પ્રકારના વિલાસથી સર્વત્ર પંકાયલું છે. ખવાસ જાતિની અધોગતિ જોતા સખેદાશ્ચર્ય ઉપજ્યા સિવાય રહેતું નથી. જો કે શિક્ષણના પ્રભાવથી–જમાનાના આગળ વધવા સાથે એ જાતિના જીવનક્રમમાં પણ થોડો ઘણો ફેરફાર થયો છે; છતાં હજી એ જાતિના સ્વભાવસિદ્ધ દુર્ગુણોનો સર્વાંશે વિનાશ થયો છે એમ તો ન જ કહી શકાય. મદ્યપાન, અભક્ષાભક્ષ તથા વ્યભિચાર જેવા દુર્ગુણોનો સડો માનવજાતિની પાયમાલી જ સૂચવે છે. વળી ખવાસ જાતિના સ્ત્રીઓમાં બાહ્ય સૌન્દર્યની એટલા બધા પ્રમાણમાં વિપુલતા જોવામા આવે છે કે, એ સ્ત્રીઓમાંની કેટલીક ઠાકોર દરબારના જનાનામાં આરંભમાં દાસી તરીકે રહી પોતાના પ્રખર રૂપના પ્રભાવથી ઠાકોર દરબારની જ રખાત થઇ પડે છે. ધણી જીવતો હોવા છતાં પત્ની તેનો ત્યાગ કરી વિલાસ વિભવ ભોગવવાની આકાંક્ષાથી એવી રખાત તરીકે રહેતાં બિલ્કુલ સંકોચાતી નથી. કેટલાંક ઉદાહરણોમાં તો ઉલટો ધણી પોતે જ ધણીઆણીને પૈસે અમન ચમન ઉડાવવાના ઉદ્દેશથી તેને રાજદરબારમાં આગળ વધારે છે તથા ધણીઆણીના સ્વચ્છંદી વર્તન તરફ જાણી જોઇને આંખ આડા કાન કરે છે.

રતન પણ ઘણી ખૂબસુરત હતી. તેની માતાએ ઘણી સાથે કજીઓ કરી એક ફક્કડ જવાન સાથે અલગ રહેવા માંડયું હતું તથા ખરી રીતે જોવા જતાં રજપૂત કોમમાં ઉત્પન્ન થયેલો એ ફક્કડ જુવાન જાલિમસિંહ જ રતનનો પિતા હતો. જાલિમસિંહ રતનની માતા સાથે અમુક વર્ષો સુધી રહી પછીથી બીજી એક નવજુવાન નારીને ફસાવી તેને સાથે લઇ પરદેશપ્રયાણ કરી ગયો હતો. પછીથી મા દીકરી સાથે જ રહેતાં હતા. રતનની માતા દુશ્ચરિત્રા હોવાથી તેને ત્યાં ગામના એ ત્રણ લહેરી લાલાઓ રંગરાગ ઉડાવવા આવતા હતા. રતન કોઇ કોઇ પ્રસંગે માતાની રાસલીલા જોઇ જતી હતી, તેથી વયોવૃદ્ધિની સાથે સાથે તેનું અંતર પણ વિકારી બન્યું હતું. રતન જ્યારે દશ વર્ષની ઉમ્મરની હતી ત્યારે તેનો વિવાહ તેની જ ન્યાતના એક છ વર્ષની ઉમ્મરના છોકરા સાથે કરવામાં આવ્યો હતો. જો કે કદાચ વાંચકોને આ વાત અસંભવિત લાગશે; પરંતુ ઉંડી તપાસ કરતાં ખવાસ જાતિમાં આવાં કજોડાં ઘણાં છે એમ માલૂમ પડયા સિવાય રહેશે નહિ. રતનના એ વરનું નામ બાલુ હતું. માતાના સહવાસમા રહી રતન પણ પોતાની ન્હાની ઉમ્મરમાં જ સુરાપાન કરતાં શીખી હતી. બાર વર્ષના ઉમ્મરે તો તે સોળ વર્ષની નવયૌવના જેવી દેખાતી હતી તથા વિલાસી જીવનને લીધે એટલી ન્હાની ઉમ્મરે જ તેના સ્ત્રીજનોચિત અવયવોનો વિકાસ થયો હતો. સુરાપાનની બુરી આદતને લીધે તે ન્હાનપણથી જ ધર્માધર્મનું ભાન ભૂલી ગઇ હતી તેમ જ પાપિષ્ઠા માતાના પાપ સંસ્કારોનો પ્રભાવ પણ તેના ઉપર પડયો હતો.

શ્વસુરપક્ષમાં પણ કોઇ ચારિત્ર્યશીલ વ્યક્તિ નહિ હોવાથી રતનના જીવનની અધોગતિનો આરંભ તેની બાર વર્ષની બાળવયથી

જ થઈ ગયો હતો. હમ્મેશાં રહાંજે તે સાસરે જતી હતી. બાલુ રતનથી ઘણો ડરતો હતો તથા રતન પોતાને મારે છે એવી ફરિયાદ પણ કોઇ કોઇ વખતે તે પોતાની માતા પાસે કરતો હતો.

રતનના શ્વસુરગૃહની નજીકમાં એક રજપૂત રહેતો હોઇ તેની ઉમ્મર એ વખતે પચીસ વર્ષની હતી. તેનું નામ મોહનસિંહ હતું. એ રજપૂત શરીરે દેખાવડો અને વિલાસી સ્વભાવનો હતો. રતન જેવી ખૂબસૂરત પાડોશણ ઉપર તેની નજર બગડી હતી. રતનને એકલી જોતાં તે તેના તરફ એવા વિલક્ષણ ચેનચાળા કરતો હતો કે, રતન સહેલાઇથી તેના મનના ભાવને સમજી ગઇ હતી. જેમ જેમ દિવસો વીતવા લાગ્યા તેમ બન્નેનું અંતર એક બીજા તરફ વિશેષ આકર્ષાવા લાગ્યું

અંતે એક દિવસે કાંઇ કાર્ય પ્રસંગે રતનનાં સાસરિયાંને બ્હાર ગામ જવાનું થયું. તેઓ બે દિવસ સૂધી બ્હારગામ રોકાવાનાં હતાં. બાલુ એકલો ઘરમાં રહી શકશે નહિ ધારી સાસરિયાંએ રતનને પણ બે દિવસ પિયર નહિ જવાનું કહ્યું. રતનને એટલું જ જોઇતું હતું.

બપોરના વખતે જમી પરવારી રતન એકલી મેડા ઉપરની બારીએ ઉભી હતી. તેણે આજે માથું ચોળેલું હોવાથી તેનો ભીંજાયલો છુટો ચોટલો તેની પીઠ ઉપર ઝૂલી રહ્યો હતો. લીલા રંગના ચણીઆ ઉપર ગુલાબી ઓઢણું તેના અંગની ગૌરકાન્તિને વિશેષ શોભાવતું હતું. તેનાં નેત્રો કાજળઘેરાં હતાં. બાલુ ખાઇ પરવારી નિશાળે ચાલ્યો ગયો હતો.

બીજી તરફથી મોહનસિંહ પોતાના મકાનના ઓટલા ઉપર ઉભો રહી કામવિહ્વળ દૃષ્ટિથી રતનના મુખ તરફ જોઇ વચ્ચે વચ્ચે કટાક્ષો ફેંકતો હતો. અંતે રતને તેને પોતાના મકાનમાં આવવાનો

સંકેત કર્યો. એ સંકેતનો પાપાત્મા મોહનસિંહે સંકેતથી જ ઉત્તર આપ્યો. રતને નીચે ઉતરી દ્વાર ઉઘાડયું. ગ્રીષ્મકાળનો દ્વિપ્રહર હોવાથી બહાર બીજું કોઈ મનુષ્ય નહોતું. સાશંક દૃષ્ટિથી ચોતરફ જોઇ પોતાને કોઈ જોતું નથી એવી ખાત્રી કરી મોહનસિંહે રતનના મકાનમાં પ્રવેશ કર્યો તથા તેણે અંદરથી સાંકળ બંધ કરી દીધી.

જે રતન હમ્મેશાં નિર્લજ્જતાથી મોહનસિંહના ચેનચાળાનું દર્શન કરી રહી હતી તે રતન તેને પાસે આવેલો જોઇ શરમાઇ ગઈ. તેની મદઘેલી આંખો જમીન સાથે જાણે કે ચોંટી ગઈ. મોહનસિંહે વિકારની ઉત્તેજનતાને વશ થઇ રતનને પોતાના ભુજબંધનમાં ખેંચી લઇ તેના ગુલાબી અધરોષ્ઠ ઉપર ચુંબનોની વૃષ્ટિ કરી.

બન્ને જણાં મેડા ઉપર ગયાં. રતને ભંડારીઆનું કબાટ ઉઘાડી તેમાંથી દેશી શરાબની બાટલી બ્હાર કાઢી. બન્ને જણાંએ યથેચ્છ સુરાપાન કર્યું. સુરાપાન કરતાં કરતાં તેમની વચ્ચે જે વાતચિત થઇ તેનો અમે અત્રે ઉલ્લેખ કરવો ઉચિત ધારતા નથી.

મોહનસિંહને વાર્તાનાં પુસ્તકો તથા શ્રૃંગારિક કાવ્યો વાંચવાનો ઘણો શૉખ હતો. રંભાશુક સંવાદની નિમ્નલિખિત લીટીઓ તેને આજે પ્રત્યેક ક્ષણે યાદ આવતી હતીઃ

कामातुरा पूर्णशशांक वक्त्रा, बिंबाधरा कोमलनालगौरा ।
नांदोलिता स्त्रे हृदये भुजाभ्यां, वृथा गतं,तस्य नरस्य जीवितम्॥

તેમજ,

प्रियंवदा चंपकहेमवर्णा हारावलीमंडितनाभिदेशा ।
संभोगशीला रमिता नयेन, वृथा गतं तस्य नरस्य जीवितम्॥

વળી;

समस्तशृंगारविनोदशीला लीलावती कोकिलकंठनाला ।
विलासिता वो नवयौवनेन, वृथा गतं तस्य नरस्य जीवितम् ॥

चंद्रानना सुन्दरगौरवर्णा व्यक्तस्तनी भोगविलासदक्षा ।
नांदोलिता वै शयनेषु येन, वृथा गतं तस्य नरस्य जीवितम्॥

* * * *

બે દિવસનો વખત કેટલી ઝડપથી પસાર થઇ ગયો એ આ પાપી પંખીડાં સમજી શક્યાં નહિ. બે દિવસ પછી પાછાં રતનનાં સાસરિયાં આવી પહોંચ્યાં. આમ હોવા છતાં મોહનસિંહ અને રતન વચ્ચે જે પાપબંધન બંધાયું હતું તે શિથિલ થવાને બદલે ઉત્તરોત્તર વિશેષ દૃઢ થતું ગયું.

આવી રીતે બીજાં ત્રણેક વર્ષ પસાર થઇ ગયાં. કોઇ પણ પાપ કાર્ય વિશેષ કાળ સુધી ગુપ્ત રહી શકતું નથી એ સર્વમાન્ય સિદ્ધાંત અનુસાર મોહનસિંહ અને રતનનો આડો સબંધ પણ ઘણાંખરાં માણસોના જાણવામાં આવી ગયો હતો; છતાં તેમનાં વડિલો જ દુરાચારી હોવાથી તેઓ એ બન્નેમાંથી કોઇને કાંઇ કહી શક્યાં નહિ. બાલુના બાપનો સ્વભાવ ઘણો કડક હતો તેથી વહુની આવી રીત તેને ગમી નહિ. તેણે કોઇ પણ રીતે મોહનસિંહનું કાટલું કાઢવાનો વિચાર કર્યો. આ વાત રતનદ્વારા જ મોહનસિંહના જાણવામાં આવી એટલે રતનને આડું અવળું સમજાવી તે તેને સાથે લઇ છુપી રીતે એક દિવસે રાતના વખતે જામનગરનો ત્યાગ કરી ગયો. રતનનાં સાસરિયાં તથા તેની માતાએ રતન તેમજ મોહનસિંહની બનતી શોધ કરી; પરંતુ તેમનો પત્તો લાગ્યો નહિ.

જામનગરનો ત્યાગ કરતાં પહેલાં મોહનસિંહે પોતાનું બાપીકું મકાન તથા જમીન વેચી નાખ્યાં હતાં. તેથી લગભગ બે એક હજાર રૂપિયા જેટલી રકમ તેના હાથમાં આવી હતી. બીજી તરફ રતન પણ કાંઇ કાચી નહોતી. તેણે પોતાના તમામ દાગીના તથા કપડાં-લત્તાં સાથે લઇ લીધાં હતાં.

મોહનસિંહ રતનની સાથે અમદાવાદ આવ્યો તથા આસ્ટો· ડીઆ દરવાજા નજીક કોર્ટની સ્હામે આવેલું એક મકાન ભાડે રાખી રતન સાથે રહેવા લાગ્યો. સંપૂર્ણ સ્વતંત્રતા મળતાં મોહનસિંહનો દુરાચાર દિવસે દિવસે વધવા લાગ્યો· સુરાપાનની ટેવ વધી જવા સાથે તેને જુગારની ભયંકર બદી પણ વળગી. એક બે મુસલ્માન, એક ઘાંચી વગેરેની સાથે તેની દોસ્તી થઇ તથા તેઓ સહુ મોહનસિંહને ઘેર આવીને જુગાર રમવા લાગ્યા.

હવે રતન સહન કરી શકી નહિ. મોહનસિંહ પાસેની સઘળી રકમ છ માસ જેટલા ટૂંક સમયમાં ફના થઇ ગયેલી હોવાથી ભવિષ્યમાં પોતાનુ શું થશે એની તે કલ્પના કરી શકતી નહોતી. એકાંતમાં તે જ્યારે મોહનસિંહને ઠપકો આપતી ત્યારે પીધેલો મોહનસિંહ તેને પ્રહાર કરતાં પણ સંકોચાતો નહિ. અતિ પરિચયથી અવજ્ઞા ઉત્પન્ન થઇ. બન્ને હવે અંતઃકરણથી એક બીજાંને ધિક્કારવા લાગ્યાં. ઘેર પાછી જઇ શકવા જેવી સ્થિતિ નહિ હોવાથી રતન મનમાં ને મનમાં પસ્તાતી હતી· એવામાં એક આકસ્મિક સંકટ ઉપસ્થિત થયું મોહનસિંહને ત્યાં છુપી રીતે જુગાર રમાય છે એવી ખબર મળતાં એક દિવસે રાત્રે પોલિસે એ મકાન ઉપર દરોડો પાડ્યો તથા જુગારીઓને જરૂરી પ્રમાણો સાથે ગિરફતાર કર્યા. યથા સમયે જુગારીઓ ઉપર કેસ ચાલ્યો અને તેમાં મોહનસિંહને બે વર્ષની સખ્ત મજુરી સાથેની સજા થઇ. આવી રીતે રતન અને મોહનસિંહ છૂટાં પડયાં.

રતન પાસે પૈસા સંબંધીનો વિશેષ જીવ નહિ હોવાથી તેણે એ મકાન ખાલી કરી નાખી એક મુસલ્માનનું ઘર માંડયું. આમ છતાં તેનું ચિત્ત સ્થિર રહ્યું નહિ; બે ચાર ઉલ્લુના પઠ્ઠાઓ રતનનીખૂબસૂરતી ઉપર

દીપકની ઉપર પતંગ મરી ફીટે તેમ મરી ફીટવા લાગ્યા. રતન એ આશકોની સાથે વ્યંકટેશ્વરાચાર્યના મંદિરમાં વચ્ચે વચ્ચે જવા લાગી. અંતે રતન જેવી ખુબસૂરત સુંદરીને કબ્જે કરવામાં આવે તો પુષ્કળ પૈસાની પ્રાપ્તિ થાય એવો વિચાર કરી વ્યંકટેશ્વરાચાર્યે તેને ઉંધું ચતું સમજાવી પેલા મુસલ્માનનું ઘર ભંગાવ્યું. જે ઉલ્લુના પઠ્ઠાઓ રતનના રૂપ ઉપર આશક પડયા હતા તેમનો પણ રતને વ્યંકટેશ્વરાચાર્યની સલાહથી ત્યાગ કર્યો. પછી રતન વ્યંકટેશ્વરાચાર્યના કહેવા પ્રમાણે વર્ત્તવા લાગી. કોર્ટમાં તેણે પોતાની જુબાની આપતાં સઘળી હકીકત કહી સંભળાવી હતી. અધમ ચારિત્ર્યનાં માબાપો સંતાનો ઉપર કેવી ખરાબ છાપ પાડી પોતાનાં જીવન પ્રમાણે સંતાનોના જીવનને પાયમાલ કરે છે, તેની કલ્પના ઉપજી શકે એ શુભ હેતુથી જ આ રતનનું ચારિત્ર્ય અત્રે આલેખ્યું છે.

---

## પ્રકરણ ૧૩ મું.

### આંખો ઉઘડી.

રમાસુંદરીએ કરેલી આત્મહત્યાના સમાચાર મળતાં મધુના આત્માને પણ દુઃખ થયું તથા તેણે કરેલા ગુન્હાના એકરારની વાત જાણવામાં આવતાં પતિના શિર ઉપર ઝઝુમતું સંકટ દૂર થયું સમજી તેને આનંદ પણ થયો.

બીજી તરફથી દવાદારુની ચાંપતી સારવાર થતી હોવાથી દિવસે દિવસે કાન્તિપ્રસાદની તબિયતમાં સુધારો થવા લાગ્યો. વિશેષ ઉપચારોને લીધે તેના ચિત્તનો ઉન્માદ ક્રમશઃ દૂર થવા લાગ્યો. હવે

તે પોતાની પાસે આવનાર જનાર માણસને કાંઇક અંશે ઓળખી શકતો હતો.

મધુના ખાસ આગ્રહથી કાન્તિપ્રસાદને મધુના પિતાને ત્યાં લઇ જઇને રાખવામાં આવ્યો હતો. વિહારીપ્રસાદ અને તેની પત્ની પણ કાન્તિપ્રસાદની સારવાર કરવા અમદાવાદમાં જ રોકાયલાં હતાં.

સ્હાંજના છ વાગ્યા હતા. ખુલ્લી બારીઓમાંથી શીતળ પવન શયનગૃહમાં આવતો હતો. કાન્તિપ્રસાદ પલંગમાં સૂઇ રહી બારીમાંથી ખુલ્લા આકાશ તરફ જોઇ રહ્યો હતો. તેના દુર્બળ બની ગયેલા દેહમાં પુનઃ ધીમે ધીમે શકિતનો સંચાર થવા લાગ્યો હતો.

આ વખતે મધુએ એ શયનગૃહમાં પ્રવેશ કરી નમ્રસ્વરે પૂછ્યું:—"દવા પીવાનો વખત થયો છે—આપું કે?"

માથું હલાવી કાન્તિપ્રસાદે સંમતિ દર્શાવી. મધુએ કાચપાત્રમાં દવા કાઢી પોતાને હાથે પતિને પાઇ દીધી. કાન્તિપ્રસાદે મધુનો એક હાથ પકડી કહ્યું, "બેસ,"

મધુ પલંગ ઉપર એક બાજૂએ બેઠી. કાન્તિપ્રસાદને વિચારમાં પડી ગયેલો જોઇ તેણે કહ્યું:—"ડૉકટરે મના કરેલી હોવા છતાં હજી શી ચિંતા કર્યા કરો છો? બે મહિને મહામુશિબતે શરીર સુધારા ઉપર આવ્યું છે. જે કાંઇ બનવાનું હતું તે બની ગયું છે. હવે એને માટે વૃથા ચિંતા કરવાથી શો લાભ? ખોટું થાય તે સારા માટે એમ સમજી મનને સ્થિર તેમજ શાન્ત રાખવું જોઇએ."

કાન્તિપ્રસાદનાં નેત્રોમાં બે અશ્રુબિંદુ તરી આવ્યાં. તેણે કહ્યું:—"મનને શાન્ત રાખવાનો હું ઘણો પ્રયત્ન કરું છું; પરંતુ વચ્ચે ચિત્ત ભ્રમિત થઇ જાય છે. ભૂતકાળનો એકેક બનાવ યાદ આવતાં મ્હારા શોક સંતાપનો પાર રહેતો નથી."

મધુએ પહેરેલા વસ્ત્રના પાલવથી પતિનાં નેત્રોમાંનાં અશ્રુબિંદુ સાફ કરી કહ્યું:—"મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છે; થઇ ગયેલી ભૂલો યાદ કરી અનુતાપ કરવા કરતાં ભાવી જીવનને સન્માર્ગે લઇ જવાનો જ વિચાર મનુષ્યે કરવો જોઇએ. ઇશ્વરની અસીમ કૃપાથી આફતનું વાદળ દૂર થઇ ગયું છે. તમે સત્વર આરોગ્ય મેળવી સારી રીતે જીવન ગુજારી સુખી થઇ શકો તેમ છો. દયાળુ દેવતાએ મ્હારા જેવી અભાગિની ઉપર દયા કરી છે."

કાન્તિપ્રસાદ પૂર્વવત્ સ્વરે કહેવા લાગ્યો:—"હું પામર પાપકાર્યોમાં રચ્યો પચ્યો રહી પ્રભુની પ્રભુતાને ન પિછાની શક્યો. ત્હારા જેવું અમૂલ્ય સ્ત્રીરત્ન પૂર્વજન્મના કર્મભાવથી પ્રાપ્ત થવા છતાં હું તેની કાંઇ કદર ન કરી શક્યો. વિલાસ, વ્યસન અને પાપાચારમાં લીન બની મ્હેં મ્હારા તનમન અને જીવનની પાયમાલી કરી નાખી. મેળવેલી કેળવણીનો મ્હેં દુરુપયોગ કર્યો. આના કરતાં જો પાશ્ચાત્ય પ્રવાસ પ્રસંગે સમુદ્રમાં ડુબ્યા પછી મ્હારો પુનરુદ્ધાર ન થયો હોત તો જ સારું થાત. મધુ! તું મ્હને ક્ષમા આપીશ કે?"

મધુએ સજળનયને કહ્યું:—"નાથ! આપ મ્હારા શિરચ્છત્ર છો. દેવતા છો. આપને ક્ષમા આપવાનો અધિકાર મ્હને નથી. હું તો આપની સેવિકા છું. પતિસેવા એ જ આર્યનારીનો પરમ ધર્મ છે. એ સેવાથી દુર્ભાગ્યવશાતઃ વંચિતા થયેલી હોવાથી મ્હને પશ્ચાત્તાપ થતો હતો; પરંતુ પુનઃ એ સૌભાગ્ય પ્રાપ્ત થવાથી મ્હારું સકળ દુઃખ દૂર થઇ ગયું છે."

આટલું બોલી મધુએ પોતાનું અશ્રુજળ લુંછી નાખ્યું. તેણે કહ્યું:—"હવે કયાં સુધી અહીં રહેવું પડશે?"

"ડૉકટર સાહેબનું એવું કહેવું છે કે, દવા તો ૭ મહિના સુધી

ચાલૂ રાખવી પડશે; પરંતુ પંદરેક દિવસ પછી આપણે સાણંદ જવાની રજા મેળવી શકીશું," મધુએ ઉત્તરમાં કહ્યું.

"ડૉક્ટરની રજા મળ્યા પછી ભાઇની સાથે સાણંદમાં જ રહેવાનો મ્હારો વિચાર છે. મુંબાઇ શહેર ઉપર મ્હને ઘણો કંટાળો છુટયો છે."

"તમને જેમ ઠીક લાગશે તેમ કરીશું."

"પરંતુ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કર્યા સિવાય ન્યાતજાતમાં મ્હને સ્થાન નહિ મળે."

"તો પછી પ્રાયશ્ચિત્ત કરવાને હરકત પણ શી છે? હિંદુ-ઋષિમુનિઓએ સમાજની પવિત્રતા સાચવવા જે નિયમો રચ્યા હોય તેનું પાલન કરવું જ જોઇએ."

"ત્હારું કહેવું ખરું છે. સચ્ચરિત્ર સિવાય સાદાઇ આવતી નથી; વિલાસ વિભવ ભોગવવાની સ્પૃહા જ મનુષ્યને પાપ માર્ગે ખેંચી જાય છે. ગીતામાં પણ શ્રીકૃષ્ણ ભગવાને એવા આશયનાં વચન કહ્યાં છે કે, વિષયોનું ધ્યાન કરતાં પુરુષને તેમાં આસક્તિ થાય છે, આસક્તિથી કામના ઉત્પન્ન થાય છે, કામનાથી ક્રોધ, ક્રોધથી મોહ, મોહથી સ્મૃતિનો ભ્રમ તથા સ્મૃતિના ભ્રમથી બુદ્ધિનો નાશ થતાં માણસનો પોતાનો પણ નાશ થાય છે."

"ખરું છે, માટે જ રાગદ્વેષથી મુક્ત થઈ મનને વશ રાખી જે ઇંદ્રિયોના વિષયો ભોગવે છે તથા પોતાના ઉપર અંકુશ રાખે છે તે શાન્તિ મેળવી શકે છે. શાન્તિ મળતાં દુઃખનો નાશ થાય છે અને બુદ્ધિ સ્થિર તેમ જ સારગ્રાહી થાય છે."

આવા પ્રકારનો જ્ઞાનાલાપ કરી મધુએ પોતાના ચિત્તને ચિંતામુક્ત કર્યું.

રાત્રે વિહારીપ્રસાદ કાન્તિપ્રસાદ પાસે બેસી ભગવદ્‌ગીતા વાંચતો હતો તથા આવા જ્ઞાનોપદેશથી કાન્તિપ્રસાદનું વિહ્‌વળ ચિત્ત શાન્તિ મેળવી શકતું હતું.

# પ્રકરણ ૧૪ મું.

## સખી કે વિશ્વાસઘાતિની ?

લગભગ એક માસથી જ્યોત્સ્ના તેની માતા બીમાર હોવાથી પિયર ગઈ હતી. સાન્ટાક્રૂઝમાં હમણાં હરસુખરાય એકલો રહેતો હતો. વચ્ચે વચ્ચે ઉર્મિલા તેની પાસે આવી જતી હતી. જ્યોત્સ્ના જેવી સચ્ચરિત્રા સ્વધર્મશીલા, પતિસેવાપરાયણ સન્નારીનો સ્વામી ઉર્મિલા જેવી પાપની સજીવ પ્રતિમા ઉપર મોહિત થાય એને વિધિનું વૈચિત્ર્ય નહિ તો બીજું શું સમજવું?

રવિવારનો દિવસ હતો. શ્રાવણની સંતાકુકડી જેવી વૃષ્ટિ વચ્ચે-વચ્ચે વસુંધરાને ભીંજવી પાછી અદૃશ્ય થઈ જતી હતી. ઠંડો પવન ફુંકાતો હતો. આકાશમાં વાદળાંઓ દોડાદોડ કરતાં હતાં. લીલી-હરિયાળી આંખોને ઠારી દેતી હતી. સૂર્યદેવતાને મેઘમાળાએ છુપાવી દીધા હતા. સ્હાંજના લગભગ ચાર વાગ્યા હતા. હરસુખરાય પોતાના દિવાનખાનામાં આરામચેર ઉપર આડો પડી રેનૉલ્ડની એક ઈંગ્રેજી નવલકથા વાંચતો હતો. રામો કાર્ય પ્રસંગે રજા લઈ બ્હાર ચાલ્યો ગયો હતો.

એવામાં વિલાસિની ઉર્મિલાએ એ દિવાનખાનામાં પ્રવેશ કર્યો. ઉર્મિલા વિધવા થયેલી હોવા છતાં તેણે સભ્ય કહેવાતા સમાજને અનુસરી

પોતાના કેશકલાપનું વપનકાર્ય કરાવ્યું નહોતું. તેના હાથમાં સોનાની બંગડીઓ હતી. તેનાં કાજળઘેરાં મદભર નયનોની દૃષ્ટિમાં વિલાસનો સ્પષ્ટ આભાસ જોવામાં આવતો હતો. તસતસતી ચોળીમાં દબાઇ રહેલા બન્ને સ્તન બંડખોર બની જઇ ઉછાળા મારતા હતા. તેના હાથમાં એક સિલ્કની નાજુક છત્રી હતી. પહેરેલી સાડીનો કેટલોક ભાગ વૃષ્ટિથી ભીંજાયલો હોવાથી કેટલાક અવયવો પારદર્શક બની ગયા હતા.

હરસુખરાય ઉર્મિલાને જોઇ ખુરસી ઉપરથી ઉભો થયો. હાથમાંના પુસ્તકને નજીક પડેલા રાઉન્ડ ટેબલ ઉપર મૂકી, ઉર્મિલા તરફ કટાક્ષયુક્ત હાસ્યથી નજર કરી તેણે કહ્યું:—" આવો, બેસો. "

આમ કહી હરસુખરાયે ઉર્મિલાનો એક હાથ પકડી તેને નજીક પડેલા સોફા ઉપર બેસાડી. પછી તે પોતે પણ તેની નજીક બેઠો. ઉર્મિલાનું શરીર રોમાંચિત થયું. તેના બન્ને ગાલ ઉપર ક્ષણ કાળ માટે લાલી તરી આવી. મોહમાં રચીપચી રહેલાં બન્ને પાપીઓ જાણે કે એક પ્રકારનું સ્વર્ગિય સુખ અનુભવવા લાગ્યાં. હરસુખરાયે વાસનાની ઉત્તેજનાને વશ થઇ ઉર્મિલાને ગાઢ આલિંગન કરી તેના અધરોષ્ઠ ઉપર અનેક ચુંબનો કર્યાં.

* * * *

અડધાએક કલાક પછી જ્યોત્સ્ના પિયરથી ઘેર આવી પહોંચી. દ્વાર તપાસી જોતાં તે અંદરથી બંધ કરેલું જણાયું. તેણે રામાને હાંક મારી. અમે કહી ચુક્યા છીએ કે રામો એ વખતે ત્યાં હાજર નહોતો. જ્યોત્સ્નાની હાંક હરસુખરાય તથા ઉર્મિલાના સાંભળવામાં આવી. એ પરિચિત કંઠસ્વર તત્કાળ તેઓ ઓળખી ગયાં અને તે સાથે જ કિંકર્તવ્ય વિમૂઢ બની ગયાં.

દ્વાર ઉઘડવામાં વિલંબ થતો હોવાથી જ્યોત્સ્નાએ ઉપરા-ઉપરી બે ત્રણ હાંક મારી. ઉર્મિલા લજ્જિત બની જઇ એક ખુણામાં ઉભી રહી. હરસુખરાયે જઇને દ્વાર ઉઘાડયું. જ્યોત્સ્નાએ મજૂરના માથા ઉપરનો સરસમાન ઉતરાવી તેને મજૂરી આપી વિદાય કરી દીધો. પછી તે ઉપર દિવાનખાનમાં ગઇ તો ઉર્મિલા તેની નજરે પડી, ઉર્મિલા જ્યોત્સ્નાને બોલાવવાનું કે તેના તરફ જોવાનું સાહસ કરી શકી નહિ. હરસુખરાય ઉપર નહિ આવતાં લજ્જાને વશ થઇ નીચે જ બેઠો હતો. ચતુર જ્યોત્સ્ના ઉર્મિલાને જોતાં જ સઘળો ગુપ્ત ભેદ સમજી ગઇ. ક્રોધ અને તિરસ્કારથી ક્ષણ-કાળ માટે તે આત્મભાન ભૂલી ગઇ; પરંતુ વિના વિલંબે તેણે આત્મસંવરણ કર્યું. આ પ્રસંગે કાંઈ બોલવાથી વિપરીત પરિણામ આવશે ધારી તે ચુપ રહી. હૃદયને કઠિન કર્યા પછી ઉર્મિલા તરફ જોઇ તેણે કહ્યું:—"બ્હેન! ઉભી શા માટે રહી છે? કોચ ઉપર બેસ."

ઉર્મિલાને જો જ્યોત્સ્નાએ કોચ ઉપર બેસવાનું ન કહ્યું હોત તો તેની કંપતી દેહલતા ધરાશાયી થઇ જાત. તે તરત જ કોચ ઉપર બેઠી. તેના કપાળ ઉપર પુષ્કળ પસીનો તરી આવ્યો. જ્યોત્સ્ના જાણે કે પોતે કાંઇ જાણતી જ ન હોય એવી રીતે તેની સાથે વાત-ચિત કરવા લાગી. હરસુખરાય કપડાં પહેરી 'મુંબાઇમાં થોડું કામ છે–રાત્રે નવ વાગે આવીશ.' કહી ચાલ્યો ગયો.

"જો તને ખોટું ન લાગે તો હું તને એક અપ્રિય પરંતુ સત્ય વાત કહેવા ઇચ્છું છું." હરસુખરાયના ચાલ્યા ગયા પછી જ્યોત્સ્નાએ કહ્યું.

જ્યોત્સ્નાનું વાક્ય સાંભળી ઉર્મિલા ચમકી ઉઠી. ઉત્તરમાં તે

એક પણ શબ્દ ઉચ્ચારી શકી નહિ. જ્યોત્સ્નાએ ગંભીર તથા સહજ ઉત્તેજિત સ્વરે કહેવા માંડયું, "ત્હારા ઉપર મૂકેલા વિશ્વાસનો ત્હેં ભંગ કરેલો હોવાથી મ્હને ઘણું દુઃખ થાય છે. મ્હારા સુખમય સંસારમાં ત્હેં અશાંતિનો ભયંકર જ્વાળામુખી સળગાવ્યો છે. તું કદાચ મ્હારાં આ વચનોનો પ્રતિવાદ કરવા જઇશ; પરંતુ ત્હારા મુખ અને શરીરની સ્થિતિ જે કાંઇ બન્યું છે તેનો સ્પષ્ટ આભાસ આપે છે. પ્રથમથી જ ત્હારે માટે લોકવાયકા સારી નહોતી, સુધારક સમાજમાં તું એક કલંકરૂપ હતી; છતાં મ્હેં એ લોકવાયકાને સાચી માની નહોતી. પાપિષ્ઠા! ત્હારા જેવી ચરિત્રહીના સાથે સંબંધ રાખવાથી જે દુઃખમય ફળ મળવું જોઇએ તે મ્હને મળી ચુકયું છે; પરંતુ તું અવશ્ય યાદ રાખજે કે, અધર્માચરણ આચરી સંસારમાં કોઇ સુખી થયું નથી તેમ જ થવાનું નથી. જે સતીત્વ રમણી-જાતિનું મ્હોટામાં મ્હોટું આભુષણ છે તેને ત્હેં ઠોકરે ઉડાવ્યું છે. હવે હું ત્હારા જેવી પાપીયસીનો સંબંધ રાખવા ઇચ્છતી નથી. તું ત્હારૂં કાળું મ્હોં લઇ અત્રેથી આ ક્ષણે જ ચાલી જા. પુનઃ જો આ મકાનમાં તું પ્રવેશ કરીશ તો તેનું પરિણામ સારું નહિ આવે એ લક્ષ્યમાં રાખજે."

ઉર્મિલા નીચું મ્હોં રાખી ઉત્તરમાં એક પણ શબ્દ ઉચ્ચાર્યા સિવાય ચાલી ગઇ.

સંદેહ કરવો એ જ્યોત્સ્નાના સ્વભાવથી વિરુદ્ધ હતું, નહિ તો આજ સૂધીમાં તે કયારનીય ઉર્મિલાની પ્રપંચજાળને પિછાની શકત. જ્યોત્સ્નાનો પ્રેમ ઘણો ગંભીર હતો. પુણ્ય સાગરસંગમથી વિસ્તિર્ણ થયેલી સરિતા જ્યારે સાગરને સર્વસ્વ સમર્પણ કરે છે ત્યારે તે પાછળ નજર સુદ્ધાં કરતી નથી, પોતાને માટે સામાન્ય સંચય પણ

રાખતી નથી. એનું એ સમયનું માધુર્ય જ્યોત્સ્નાના પ્રેમના સૌન્દર્ય સાથે ઉપમેય છે. એ પ્રેમમાં ચંચળતા હોતી નથી, એ પ્રેમ બદલાની બિલ્કુલ આશા રાખ્યા સિવાય સર્વસ્વનું દાન કરે છે. એ પ્રેમ હૃદય અર્પણ કરીને જ તૃપ્તિ મેળવે છે. એ પ્રેમનાં ચપળતા કે સંદેહ હોતાં નથી. એ પ્રેમ ભક્તિનું નામાંતર છે. એ પ્રેમના સ્પર્શથી ઇચ્છિતના દોષ પણ ગુણરૂપે દેખાય છે. એ પ્રેમ જેના હૃદયમાં પ્રતિષ્ઠિત થયેલો હોય છે તે ઇચ્છિતને દેવતારૂપે હૃદયમાં પ્રતિષ્ઠિત કરી પોતે ઉપાસિકા થઇને સુખ મેળવે છે. જ્યોત્સ્નાનો પતિપ્રેમ આવો ઉચ્ચ પ્રકારનો હોવાથી તેણે આજે બનેલા બનાવ સંબંધી પતિને બિલ્કુલ ઠપકો આપ્યો નહિ. તે ઉલટી પ્રથમના કરતાં વિશેષ આગ્રહથી પતિસેવા કરવા લાગી. હરસુખરાય તેના આવા અલૌકિક વ્યવહારનું દર્શન કરી મુગ્ધ બની ગયો. તેને પોતાના કૃતકર્મ માટે ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો. તેની ક્ષણિક વાસનાઓનો વિનાશ થયો તથા તે પણ પત્નીને અંતઃકરણપૂર્વક ચ્હાવા લાગ્યો.

## ઉપસંહાર.

થોડા દિવસમાં જ કાન્તિપ્રસાદને સર્વાંશે આરામ થઇ ગયો તથા તે સાણંદ જઇ રહેવા લાગ્યો. ઉપરા ઉપરી સંકટો આવી પડેલાં હોવાથી હવે તેની મતિ ગતિમાં ઘણો ફેરફાર થઇ ગયો. તેનું ચારિત્ર્ય સુધરી ગયું. મધુ પતિના સહવાસમાં રહી સુખમાં પોતાના દિવસો ગુજારવા લાગી. રમાસુંદરીના પુત્રને પોતાની પાસે તેડાવી, તે તેનું અપાર પ્રેમથી પાલન કરવા લાગી.

સમાજ, નિષ્ઠુર હિંદુ સમાજ માલતી જેવી નિર્દોષ વિધવાને આશ્રય આપી શક્યો નહિ. સ્વદેશસેવાની વૃત્તિ ધરાવતી આપણી આ નવલકથાની ઉપનાયિકા માલતી મહાત્મા ગાંધીજીના આશ્રમમાં રહી સ્વરાજ્યનું સુદર્શનચક્ર ફેરવવા લાગી.

સાધુવેશધારી શયતાન વ્યંકટેશ્વરાચાર્યની સેશન્સ કોર્ટમાં તપાસ થઇ. ન્યાયદેવતાએ તેના ઉપર આરોપ પુરવાર થવાથી તેને બે વર્ષની સખત કારાવાસની શિક્ષા કરી તથા બીજાં આરોપીઓને સારી ચાલના જામીન લઇ મુક્ત કરવામાં આવ્યાં.

શુભ દિવસે અને શુભ મુહૂર્તે મિસ લિલિયનનું મિ. સ્મિથ સાથે લગ્ન થઇ ગયું. લિલિયન અને સ્મિથે એક સદાચારી લૉર્ડની મદદથી જૂદી નાટકકંપની કાઢી તથા તેઓ કીર્તિસહ વિપુલ દ્રવ્ય ઉપાર્જન કરવા લાગ્યાં.

દિવસે દિવસે ઉર્મિલાનો પાપાચાર વધતો જતો હોવાથી અને જનસમાજમાં પોતાની નિંદા થતી હોવાથી તેના પિતાએ તેને ઘરમાંથી હાંકી કાઢી. તે ક્યાં ગઇ અને તેણે શું કર્યું એ હકીકતની કોઇને ખબર નથી.

સ્વેચ્છાચારિણી મેરીએમ માતાપિતાની ઇચ્છા વિરુદ્ધ એક ખ્રિસ્તી વિજાતીય બેરિસ્ટરનું ઘર માંડી બેઠી.



# વાંચવાલાયક બીજાં પુસ્તકો.

| | |
|---|---|
| બત્રીસ પુતળીયો વાર્તા મોટી. | ૫—૦ |
| સુડાબહોતરી ૭૨ વાર્તાઓ. | ૩—૦ |
| જાદુનો પલંગ ભા. ૧થી૮ | ૫—૦ |
| મહાભારત મોટું ૧૮ પર્વ. | ૧૦—૦ |
| ભાગવત મોટું (સચિત્ર). | ૬—૦ |
| કાવ્યદોહન મોટું ભા. ૧થી૫ | ૩—૦ |
| મણીકાન્ત કાવ્યમાળા મોટું. | ૪—૦ |
| પ્રમાદધનની પ્રભુતા સચિત્ર. | ૪—૮ |
| ભાગ્યચક્રનો મહામંત્ર. | ૨—૮ |
| કુંજકીસોરી સચિત્ર. | ૨—૮ |
| સ્વરાજપ્રાપ્તીનો મહામંત્ર. | ૨—૮ |
| વસંતવિજય ભા. ૧થી૪ | ૧૨—૮ |

# સચિત્ર નવલકથાઓ.

| | |
|---|---|
| કાળરાત્રિ ભાગ ૧-૨ | ૬—૦ |
| બાહાદુરબાળા ભા. ૧-૨ | ૩—૦ |
| કૈલાસકુમારી ભા. ૧ થી ૪ | ૮—૦ |
| પદ્મલતા (કંટકમાં) ગુલાબ. | ૩—૦ |
| વિશ્વમોહિની ભાગ ૧-૪ | ૮—૦ |
| રણઘેલા રજપુતો ભા. ૧-૨ | ૬—૦ |
| મધુમાલતી ભા. ૧ થી ૪ | ૭—૦ |
| ચુડેલનો ચમત્કાર(ડીટેક્ટીવ) | ૩—૦ |
| જુલ્મી જાલીમ(ધ્રુજતી ધરા) | ૩—૦ |
| ઝેરીજમાનો ભા. ૧ થી ૫ | ૧૧—૦ |
| કુસુમકાન્ત ભાગ ૧-૨-૩ | ૯—૧૨ |
| પેશાવરની પદ્મિની. | ૧—૮ |

**લખો, કચરાભાઇ વનમાળી પટેલ.**

મોટીહમામ—અમદાવાદ.

